## અમદાવાદ વૈદ્ય સભાનો

# રજત જયન્તિ ગ્રંથ





: પ્રકાશક :
મંત્રીઓ : અમદાવાદ વૈદ્ય સભા.

## અમદાવાદ વૈદ્યસભાનો

## રજત

# જયન્તિ ગ્રંથ



: પ્રકાશકો :

રજતજયન્તિ કમિટીની આજ્ઞાનુસાર

વૈદ્ય જગજીવન લક્ષ્મિશંકર વૈદ્ય વાસુદેવ શામળદાસ ગોર

,, અનિરૂદ્ધપ્રસાદ માણેકલાલ ,, નટવરપ્રસાદ નારાયણશંકર

મંત્રીઓ : અમદાવાદ વૈદ્ય સભા

# આમુખ

જગન્નિયંતા જગદીશ્વરની અસીમ કૃપા વડે અમદાવાદ વૈદ્યસભાનો રજત મહોત્સવ ઊજવવાનું અને જયંતિ ગ્રંથનું પ્રકાશન કરવાનું સૌભાગ્ય મને પ્રાપ્ત થયું છે તે બદલ આભારી છું.

શ્રી અમદાવાદ વૈદ્યસભા તરફથી ભગવાન ધન્વન્તરિની જયંતિ આસો વદી ૧૩ ના રોજ પ્રતિ વર્ષે ઊજવવામાં આવે છે તે પ્રમાણે સંવત ૧૯૯૪ની ધન્વન્તરિ જયન્તિના પ્રસંગે વૈદ્ય સભા સ્થાપન થયે પચ્ચીશ વર્ષ ઉપરાંત વર્ષો થવાથી તેનો રજત મહોત્સવ વૈદ્ય સભાની જયંતિ પ્રસંગે એટલે સને ૧૯૩૮ ના ડીસેમ્બરમાં ઊજવવો એવું સુચન અમદાવાદ વૈદ્ય સભાના સભ્યો વૈદ્યરત્ન માધવપ્રસાદ શાસ્ત્રી અને વૈદ્ય શાસ્ત્રી વાસુદેવ શામલદાસ વૈદ્ય નટવરપ્રસાદ, શાસ્ત્રી વૈદ્ય મણિશંકર મુળશંકર વૈદ્ય પુરૂષોત્તમપ્રસાદ અમૃતલાલ શાસ્ત્રી વૈદ્ય શંભુપ્રસાદ કેશવલાલ શાસ્ત્રી વૈદ્યરાજ રમણિકલાલ જેઠાલાલ હવે. તરફથી આ સુચના કરવામાં આવતાં તે વિચાર મારી આગળ ( વૈદ્યસભાના મંત્રી અનિરૂદ્ધપ્રસાદ ) જણાવ્યા અને તે વિચારો વૈદ્ય સભાના ઉત્સાહિ કાર્યકરતા વૈદ્યરાજ શ્રી અંબાશંકર. જી. ત્રિવેદી. (હાલ વૈદ્યસભાના પ્રમુખ શ્રી ) ને જણાવ્યા તેમની તે બાબતમાં અનુમતિ મળતાં આ વિચારો તે વખતના પ્રમુખ શ્રી રસવૈદ્ય ઊમીયાશંકર મોતિરામ રાવલ આગળ રજુ કર્યા ને તેમને આ વિચારો સભા સમક્ષ મુકવા જણાવ્યા આથી આ મહત્વનું કાર્ય કરવાના વિચાર સભા સમક્ષ મારા તરફથી રજુ કરવામાં આવ્યો ને સભાએ તે સહર્ષ વધાવી લીધો ને તે કાર્ય માટે ઘટતિ વિચારણા માટે અમદાવાદના ઉત્સાહિ વૈદ્ય ભાઇઓની નિમણુંક કરવામાં આવી એ ભાઈએ એવો વિચાર કર્યો કે રજત જયંતિ પ્રસંગે કંઇક ચિરસ્થાયી સ્મારક કરવું અને તે લોકોપયોગી સંસ્થાનું ગ્રંથદ્વારા અને તેમાં અનુભૂત પ્રયોગો મેળવી તેનું ઉચિત સ્મારક થાય તેવું અન્ય રીતે ન થાય ને તેથી એક સ્મારક ગ્રંથ તૈયાર કરવાનો કમિટિએ નિર્ણય કર્યો ને તે કમિટિને તેના વધારેલા સભ્યો દ્વારા પ્રસ્તુત ગ્રંથનું સંપાદન થયું છે.

પ્રથમ વિચાર એવો હતો કે આખા ગ્રંથની સામગ્રી શીઘ્રતાથી સંપાદિત કરી સભાની જયંતિના દિવસે ગ્રંથ તૈયાર કરવો પણ સમય પુરતો ન હતો તેથી ગ્રંથ સંપાદનથી કાર્ય લંબાવવું પડયું આથી લાભ એ થશે કે આજે ગ્રંથમાં જે સારા સારા અનુભૂત પ્રયોગો મેળવી શકાયા છે. ને જનતાને વૈદ્ય-

સમાજને સભાની પ્રવૃત્તિઓથી ભરપુર એવો અત્યંત ઉપયોગી નિવડે તેવો ગ્રંથ તૈયાર કરી શકવાને કંઇ અંશે સફળતા સાંપડી છે જો કે યથેચ્છ ક્રમબદ્ધ સ્વરૂપમાં ગ્રંથ પ્રકાશન થઇ શક્યો નથી ઘણી ઉપયોગી સામગ્રી ઉપલબ્ધ ન થવાથી અપુર્ણતાઓ તો રહી જ છે છતાં આ પ્રયત્ન કેટલો સફલ નિવડયો છે તે તો વિજ્ઞપાઠક ગણુ સમજી શકશે.

આ ગ્રંથમાં મુખ્યત્વે ત્રણુ વિભાગ છે પ્રથમમાં વૈદ્યસભાનો સંક્ષિપ્ત ઇતિહાસ બીજા વિભાગમાં પ્રમુખો અને ઉપપ્રમુખો ને મંત્રીઓ વીગેરેનો જીવન પરિચય ઇત્યાદિ છે, ને ત્રીજા વિભાગમાં અનુભૂત પ્રયોગોને કેટલીક જાણવા જોગ હકીકતો આપેલી છે આ ઉપરાંત સ્થળે સ્થળે વૈદ્યસભાના પ્રમુખો ઉપપ્રમુખો ને મંત્રીએ વીગેરેની છબીઓ આપેલી છે.

વૈદ્યસભાનો રજત મહોત્સવ ઉજવવા માટે ને ગ્રંથ પ્રકાશન માટે જે કંઇ ખરચ થાય તેનો ખરચ કઇ રીતે ને કેવી રીતે કરવો તેના માટે ઘણી વિચારણાના અંતે ગ્રંથ પ્રકાશન અને મહોત્સવ આદિ ઉજવવાના મળી આશરે રૂા. ૧૨૦૦] જેટલી રકમ વૈદ્યસભા પાસે કમિટીએ માગતાં વૈદ્યસભાએ તે મંજુર કરી આપી ને આ કાર્યમાં સહાયતા કરી છે.

રજત જયંતિ પ્રસંગે શ્રી અમદાવાદ વૈદ્યસભા તરફથી નીચેના મુખ્ય માણસોને નિમવામાં આવ્યા હતા.

૧. માનદ્ પ્રમુખ અમૃતલાલ ત્રિભુવન શાસ્ત્રી, ૨. માનદ્ પ્રમુખ ઉમીયાશંકર મોતિરામ રાવળ, ૩. પ્રમુખશ્રી અંબાશંકર ત્રિવેદી, વૈદ્યરાજ હરિપ્રસાદ એમ પંડયા, ૫. વૈદ્યરાજ માધવપ્રસાદ ના. શાસ્ત્રી, ૬. વૈદ્યરાજ રવિશંકર જટાશંકર ત્રિવેદી, ૭. વૈદ્યરાજ અનિરૂદ્ધપ્રસાદ માણેકલાલ, ૮. વૈદ્યરાજ નટવરપ્રસાદ નારાયણશંકર, ૯. વૈદ્યરાજ વાસુદેવ શામળદાસ, ૧૦. વૈદ્યરાજ રમણિકલાલ જેઠાલાલ દવે, ૧૧. વૈદ્યરાજ શંભુપ્રસાદ કેશવલાલ શાસ્ત્રી, ૧૨. વૈદ્યરાજ મણિશંકર મૂળશંકર, ૧૩. વૈદ્યરાજ પુરુષોત્તમપ્રસાદ અમૃતલાલ, ૧૪. વૈદ્યરાજ બાબુભાઈ રણછોડલાલ, ૧૫. વૈદ્યરાજ યશવંતરાય બાપાલાલ, ૧૬. વૈદ્યરાજ જગજીવન લક્ષ્મિશંકર, ૧૭. વૈદ્યરાજ અનુપ્રસાદ ખોડીદાસ ૧૮. વૈદ્યરાજ શશિકાન્ત ભૂલાભાઈ, ૧૯. વૈદ્યરાજ દામોદરસ્વામિ, ૨૦. વૈદ્યરાજ માણેકલાલ કૃષ્ણારામ.

આ સમિતિ કાર્ય પરત્વે વારંવાર મળતી હતી. આ સમિતિના સભ્યો ઉપરાંત મહોત્સવના કાર્યમાં જે કંઈ સહાય સુચના વીગેરે અન્ય સભ્ય બંધુઓએ વખતો વખત આપ્યા છે. તેના માટે તેઓને અભિનંદન ઘટે છે. સંગ્રહ વસ્તુ સારી છે વધુ પડતિ એ વૃત્તિને જનતા બીજા જ નામે સંબોધે છે કોઇ એને કંજુસાઇ કહે છે, કોઇ એને સ્વાર્થવૃત્તિના નામે સંબોધે છે. આપણા વૈદ્યો પૈકી ઘણા વૈદ્ય બંધુઓ પાસે અમુક અમુક નુસ્ખાઓ છે ને તે અનુભવીને રામબાણ હોય છે આ નુસ્ખાઓ જે કોઇને બતાવવામાં ન આવે તો આપણી સાથે તેનો નાશ થશે. આવા કંઇક ઉપચારો આજ સુધીમાં મૃતઃપાય થયા છે જેનો પતો નથી વૈદનું જીવન પરોપકારાર્થે છે વૈદ્ય એટલે પરોપકારની મૂર્તિ એમ કહીએ તો ખોટું નથી.

વૈદ્યનો ધર્મ દુ:ખીની સેવા કરવી એની વૃત્તિને ત્યાગ? એથી તે કંઈ ત્યાગે તો વધુ ભ્રષ્ટ થઈ પડે. સમજી સભાના મેમ્બરો પાસેથી એક એક અનુભૂત પ્રયોગ મોકલાવવાની વારંવાર વિનંતિઓ કરવામાં આવી હતી જેને લઈને કેટલાક ઉત્સાહીને ઉદાર વૈદ્ય બંધુઓએ જે, જે, પ્રયોગો મોકલાવી આપીને આ ગ્રંથને શોભાવવાને ઉપયોગી બનાવવામાં જે સહકાર બતાવ્યો છે તે બદલ તેઓનો ૠણી છું દરેક વૈદ્ય પોત પોતાના જાતિ અનુભવો જાહેર કરે વિચારોનો વિનિમય કરે તો આયુર્વેદની ઉન્નતિ ઝાઝી દુર નથી જેટલો સહકાર તેટલીજ પ્રગતિ સુંદર.

અંતે આ સમિતિ નિમાયી ત્યારથી દરેકે દરેક મિટીંગમાં હાજરી આપીને અને ગ્રંથ સંપાદનના કાર્યમાં અમને સંપૂર્ણ મદદ કરનાર અને પ્રસંગે પ્રસંગે અમારી ઉણપોને ત્રુટીઓ પ્રત્યે ધ્યાન અપાવનાર અમદાવાદના ઉત્સાહિને વિદ્વાન વૈદ્યરાજો વાસુદેવ શામળદાસ ગોરને વૈદ્યરાજ નટવરપ્રસાદ નારાયણશંકર શાસ્ત્રીએ જે બન્ને જણાએ અમોને મદદ કરી છે તે માટે તેમનો હાર્દિક ઉપકાર માનીએ છીએ જો આ બન્ને વૈદ્યરાજોએ આ પુસ્તકનું કાર્ય ન કર્યું હોત ને ઉત્સાહિત ન બનાવ્યા હોત તો આ ગ્રંથ આટલો સુંદર ને ટાઇમસર પ્રગટ કરી શકયા ન હોત એથી હું તે બન્નેનો આભારી છું.

આ ગ્રંથમાં જે કંઇ સુંદર કાર્ય થયું તે સર્વ મારા વિદ્વાન મિત્રો વાસુદેવભાઇને નટવરભાઈના કઠિન પરિશ્રમનું ફળ છે ને જે કંઇ ત્રુટીઓ હોય તે મારા વડે છે ને તે તુટીઓની ક્ષમા યાચું છું.

વૈદ્યસભાના પચ્ચીશ વરસ દરમ્યન વૈદ્યસભાના જે, જે, હોદ્દેદારોનાં અવસાન થયાં છે. તેમનાં જીવન ચરિત્રો યથાશકય મેળવીને લખ્યાં છે જેથી અનેક ખામીઓ હશે તો તે તરફ પાઠકવૃંદ દુર્લક્ષ કરશે.

આ ગ્રંથમાં અનેક ત્રુટીઓ સ્થળે સ્થળે—જોવામાં આવશે અને સાથે સાથે આવા ગુરૂત્તર કાર્યની સમ્પાદકતાની અક્ષમતા પણ સમજું છું કોઈ કવિએ

**मन्द कवियशः पार्थी गमिष्याम्युपहा स्यताम् ।**
**पांशु लभ्य फले मोहा दुद्बाहुरिव वामनः ॥**

પ્રુફ સંશોધન પર અતિશય ધ્યાન આપવામાં આવ્યું છે છતાં ગ્રંથ પ્રકાશનની શીઘ્રતાને લઇને અનેક ભૂલો હશે આશા છે કે વિજ્ઞપાઠક ગણ— "**अशुद्धं शोधयेत् विद्वान्**" ની કહેવત પ્રમાણે સુધારીને અભિપ્રેત અર્થ કરવાની કૃપા કરશો.

આ પુસ્તક ફક્ત પાંચ ફરમા છાપેલું હતું અને છેલ્લા આઠ દિવસમાં ખુબ મહેનત ઉઠાવી બાકીના બાવીસ ફર્મા તેમના બીજા અગત્યના કામને પડતા મૂકીને કરી આપવા બદલ તેમજ ફક્ત બે દિવસ બાકી હોવા છતાં કોઈ પણ સંજોગોમાં પુરી કરી આપવા બદલ પ્રેસના માલીક મણિલાલ છગનલાલ શાહનો આભારી છું.

विदुषां विनयावत.

**अनिरुद्धप्रसाद माणेकलाल**

महेता वैद्यभूषण

**मंत्री—अमदावाद वैद्यसभा.**

## વૈદ્ય સભાના પ્રમુખ શ્રી

# વૈદ્યરાજ અંબાશંકર જી. ત્રિવેદી

# ભિષક કેસરીનું વકતવ્ય

**સદ્ગૃહસ્થો ને સન્નારીઓ,**

આજે—વૈદ્ય સભાનો રજતજયંતિ ઉત્સવ ઉજવવાનું અહોભાગ્ય અમને પ્રાપ્ત થયું છે તે બદલ અમો ઇશ્વરનો આભાર માનીએ છીએ ને આપ સર્વે અનેક મુશ્કેલીઓ ભોગવી કિંમતી સમયનો ભોગ આપી પધાર્યા છો. અને અમારા આ ઉત્તમ કાર્યમાં તમારો હૃદય પૂર્વક ટેકો આપીને અમને ઉત્સાહિત બનાવો છો તે બદલ હું વૈદ્ય સભા તરફથી અભિનંદન આપું છું.

આજથી બરાબર પચ્ચીસ વર્ષ પહેલાં અત્રેના વૈદ્યરાજોની એક વૈદ્યક સમાજ સ્થપાય અને તેના સામાન્ય હિતકારી અનેક કાર્યો એકી દષ્ટિએ ઉકેલાય અને એક બીજાના અંગત સંબંધમાં આવવાનો લાભ મળે તે માટે અહીંના અગ્રણી વૈદ્યરાજોએ સને ૧૯૧૧ માં વૈદ્યસભાની સ્થાપના કરી અને તેનું કાર્ય ધીમે ધીમે ચાલવા માંડયું એક પછી એક પ્રશ્નો ઉપસ્થિત થતા ગયા ને તેના અવનવા ઉકેલ આપતા ગયા એ સવાલોનું નિરાકરણ કેમ થયું અને તેની અસરથી વૈદ્યોમાં સંગઠ્ઠન કેમ થયું તે આપને આ ગ્રંથના વાંચનથી સમજાશે. છેલ્લા પચ્ચીશ વરસમાં જે, જે, કાર્યો થયાં ને જે, જે, પ્રમુખ ઉપપ્રમુખ ને મંત્રીઓ થયા તેમના કાર્યો અને તેનાં પરિણામો આ છેલ્લા પચ્ચીશ વરસના ઇતિહાસમાં મોજુદ છે ઇતિહાસનો ઉપયોગ શો છે! કે ભૂતકાળના ઇતિહાસ પરથી ભવિષ્યકાળનો ઇતિહાસ રચાય છે જગતની તવારીખ ઇતિહાસના પાને જ્યાં જ્યાં છે ત્યાં ત્યાં તેણે આગામી સમાજ અને રાજ્યવ્યવસ્થા પર અનેક રીતે અસર કરી છે તે મુજબ આજ પચ્ચીશ વરસનો ઇતિહાસ આપ સર્વે સમક્ષ રજુ કરતાં અમને આશા રહે છે કે આપણે સર્વે તેમાંથી ઉપયોગી સામગ્રી ધ્યાનમાં લઇ આપણું ભવિષ્યનું કાર્ય વધુ ઉર્મીલ અને ચોકસ બનાવશું. આવા પ્રસંગે રજત જયંતિ ગ્રંથ છપાઇને તે સાથે રજત જયંતિ ઉજવવાનું અમોએ નક્કી કર્યું ત્યારે એ સમારંભથી વૈદ્યો એક બીજાના સંસર્ગમાં વિશેષ પ્રમાણમાં આવશે. તેવી આશા સેવી હતી. તે આજે સફળ થઇ છે અને અમને આશા છે કે જ્યારે વૈદ્ય સભાનો સુવર્ણ મહોત્સવ ઉજવવાનો સુઅવસર પ્રાપ્ત થશે ત્યારે આપણે અધિક સંગઠ્ઠિત હોઇશું.

રજત જયન્તિ ઉજવવાનો હેતું આપણાં કાર્યોને આપણી પોતાની સમક્ષ સ્પષ્ટ કરવાનો છે દેવને આપણે અંતઃકરણથી સંપૂર્ણ માનતા હોઈએ છતાં પણ તેની પ્રાર્થના પુજન ઈત્યાદિ અનેક વિધ સેવાઓથી તેનો ઉત્સવ ઉજવીએ છીએ તેવી જ રીતે વૈદ્યમાં તેનો પ્રચાર કરવા અને આપણી પોતાની શકિતનું આપણને આત્મભાન સદા જાગ્રત રહે તે માટે આવા મહોત્સવો ઉજવવા તે અત્યંત આવશ્યક છે.

મહોત્સવ ઉજવણીનો ઉત્સાહમય સંતોષ આપના હૃદયમાં કાયમ રહેશે અને વૈદક વિદ્યાને સંપૂર્ણ ઉન્નતિ અર્થે અને અન્ય વૈદ્ય બંધુઓ પ્રત્યે સમાન ભાવનાથી આપ એક હરહંમેશ તત્પર રહો તો આજના ઉત્સવની ઉજવણી અધિક શોભી ઉઠશે.

વૈદ્યકનું સામાન્ય જનતા પ્રત્યેનું કર્તવ્ય હંમેશાં અત્યંત સમભાવી જોઇએ સમગ્ર પ્રજા પોતાના સંતાન રૂપ છે તેવી દ્દષ્ટિ હંમેશાં હૃદયમાં રાખી-નેજ પોતાનો ધંધો શોભાવવો જોઇએ રોગી સાધારણ સ્થિતિનો કે પૈસાદાર હોય પણ જ્યારે રોગી થાય છે ત્યારે તે રાંક બને છે તેની કદાચ આપણા પ્રત્યે સમ ભાવના કદાચ ન હોય કારણ કે તેનું મગજ રોગથી અસ્થિરને વ્યાકુળ બને છે માટે તે વૈદ્યના અંતઃકરણની શુદ્ધતા ઓળખી ન શકે છતાં આપણે આપણી ફરજ અનુસાર તેના પ્રત્યે સમભાવના રાખશું તો આપણો ધંધો હંમેશાં ઉન્નતિ પર લઈ જઈશું જે વાત એક દરદીની છે તે સામાન્ય જનતાની છે આજે જનતા પાશ્ચાત્ય રંગોથી રંગાઇને આયુર્વેદની ઉચ્ચતા સમજતી નથી અગર ઓછી સમજે છે જેથી વૈદ્યોને જોઇએ તેવો જનતાના હૃદયમાં આવકાર મળતો નથી છતાં પણ અત્યારની પરિસ્થિતિનું અવલોકન કરીએ તો પાશ્ચાત્ય ચિકિત્સા પદ્ધતિથી આયુર્વેદ પદ્ધતિ તરફ લોકોનું ખેંચાણ ધીમે ધીમે વધતું જાય છે તે સમયમાં આપણે પ્રજાના સંસર્ગમાં વધુ આવી શું તો આપણી ઉન્નતિ સાધી શકીશું.

જનતાના અગ્રણીઓની સાથે સામાજીક સંબંમાં આવવું એ અત્યાર પછીના કાળમાં અત્યંત જરૂરનું છે રાજકીય આગેવાનોને સામાજીક આગે-વાનોને આપણી વિદ્યાની કદર થાય એ માટે આ પણ એક રસ્તો છે.

અમદાવાદ ને આંગણે નિચે પ્રમાણે વૈદ્યકીય સંસ્થાઓ છે.

| | | | |
|---|---|---|---|
| ૧ | શ્રી અમદાવાદ વૈદ્ય સભા | | |
| ૨ | શ્રી | ,, | સ્વાધ્યાય મંડળ |
| ૩ | ,, | ,, | હિતવર્ધક મંડળ |
| ૪ | ,, | ,, | ગોમતિપુર વૈદ્ય મંડળ |

આ સંસ્થાએ અમદાવાદ વૈદ્ય સભાની સાથે સહાનુભૂતિ રાખી કાર્ય કરે છે. વળી આ શહેરમાં પ્રતિષ્ઠિતને દાનવીર સજ્જનોને લઇને આયુર્વેદનાં નિચેનાં દવાખાનાં ચાલે છે.

૧ જુના માધવપુરા એસોશીએશનનું દવાખાનું માધવપુરા.

૨ શ્રીમતિ રૂપાબાઇ તથા ચંપાબાઇ સ્થાપિત ધર્માદા દવાખાનું સલાપસરોડ.

૩ શેઠ અંબાલાલ દલપતરામ ખત્રીનું દવાખાનું ગાંધીરોડ.

૪ શેઠ જેઠાભાઈનું દવાખાનું રાયપુર દરવાજા બહાર

૫ ઇશ્વરલાલ અંબાલાલનું દવાખાનું દરીઆપુર.

૬ આયુર્વેદ પ્રચારકનું દવાખાનું માંડવીની પોળ.

૭ અમદાવાદ મ્યુનિસિપાલીટી સ્થાપિત આયુર્વેદ દવાખાનું કાળુપુર.

આ પ્રમાણેનાં આયુર્વેદીય દવાખાનાં ચાલે છે.

આયુર્વેદના અભ્યાસ માટે પણ શ્રી આયુર્વેદ પાઠશાળા રજીસ્ટર્ડ. (૨) શ્રી અનંત પાઠશાળા, શ્રી ભારદ્વાજ આયુર્વેદ વિદ્યાલય આજ સુધી ચાલતાં હતાં પરંતુ તા. ૧૮-૭-૩૯ ના રોજ અમદાવાદ વૈદ્ય સભા તરફથી શ્રી આયુર્વેદ મહાવિદ્યાલય ખુલતાં ઉપરની સંસ્થાઓ તેમાં અંતરગત થઈ જશે એવી આશા છે.

આપ સર્વ જાણો છો કે તા. ૧૮,૭,૧૯૩૯ ના રોજ શ્રીયુત જીવણલાલ દિવાનના હસ્તે આપણી વૈદ્ય સભાએ શ્રી ગુજરાત આયુર્વેદ મહાવિદ્યાલયની ઉદ્ઘાટન ક્રિયા કરાવી છે આપણા પ્રાન્તમાં મહાવિદ્યાલયો ઉઘડે અને તે સંપૂર્ણ સાધન સંપન્ન થાય તે માટે ગુજરાતના શહેરીઓ ને સન્નારીઓ એકાગ્ર ચિત્તે તન મન અને ધનથી મદદ કરે તેવી અમારી ખાસ પ્રાર્થના છે.

અમારા આ કાર્યમાં સહાનુભૂતિ બદલ અમો આપના ઋણી છીએ.

આ કાર્યમાં અમને સંપૂર્ણ મદદ આપનાર વૈદ્ય શ્રીયુત નટવરલાલ નારાયણશંકર શાસ્ત્રી અને વૈદ્ય શ્રીયુત વાસુદેવ શામળદાસ ગોર અને અનિરૂદ્ધપ્રસાદ મહેતા અભિનંદન પાત્ર છે.

# અમદાવાદ વૈદ્ય સભાનો

# સંક્ષિપ્ત ઈતિહાસ

**અમદાવાદ શહેરમાં અનેક વિદ્વાન વૈદ્યરાજો નિવાસ કરી આયુર્વેદની સેવાઓ કરી રહ્યા છતાં વૈદ્યોના નામે એક પણ પ્રગતિશીલ સંસ્થા નહિ હોવાના કારણે સમયાનુસાર સામુદાયિક સંગઠન કરવા અમદાવાદના વૈદ્યો ઘણા વખતથી સામુદાયિક આદર્શ પ્રગતિશીલ સંસ્થા ઊભી કરવા વિચારણા સેવી રહ્યા હતા. જેને મૂર્ત સ્વરૂપ આપવા.**

આજથી લગભગ સત્તાવીશ વર્ષ પહેલાં એટલે તા. ૩૦-૧૧-૧૧ ના રોજ અમદાવાદના કેટલાક ઉત્સાહી વૈદ્યબંધુઓ વૈદ્યરાજ બાપાલાલ હરિશંકર, વૈદ્યશાસ્ત્રી, નારાયણશંકર દેવશંકર, પ્રાણાચાર્ય, વૈદ્યરાજ હેમુભાઈ હરિભાઇ, વૈદ્યરાજ રવચંદ છગનલાલ વૈદ્યરાજ વિનાયકરાવ શિવદત્ત કાશીવાળા, વૈદ્યરાજ જટાશંકર નાગજીભાઇ, વૈદ્યરાજ ચીમનલાલ મોતીરામ, વૈદ્યરાજ રણછોડલાલ મોતીલાલ, વૈદ્યરાજ રવીશંકર જટાશંકર પ્રાણાચાર્ય, વૈદ્યરાજ દયાશંકર ગીરધરલાલ, વૈદ્યરાજ રણછોડલાલ બાપાલાલ, વિગેરે વૈદ્ય બંધુઓ મળ્યા હતા. ને વિચારણાને અંતે એવો નિર્ણય કર્યો કે આવતી કાલે અમદાવાદના સમગ્ર વૈદ્યોની સભા બોલાવવી. તે મુજબ તા. ૧-૧૨-૧૧ ના શરોજ અમદાવાદના સમસ્ત વૈદ્યોની સભા બોલાવવામાં આવી, જેમાં પાંત્રી વૈદ્ય બંધુઓએ હાજરી આપી હતી. જે સભાનું પ્રમુખસ્થાન વૈદ્યરાજ બાપાલાલભાઇને આપવામાં આવ્યું હતું. આ સભાએ એવો ઠરાવ કર્યો કે સભા જરૂર સ્થાપવી, અને તેના નિયમાદિ ઘડી તૈયાર કરવાનું નક્કી કર્યું. ને વૈદ્યો જોડે હકીમોને પણ જોડાવવા આમંત્રણ આપવું, આ કાર્યને વ્યવસ્થિત રીતે કરવા વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકર ને વૈદ્ય રણછોડલાલ બાપાલાલને મંત્રી તરીકે નીમ્યા હતા, તા. ૧૦-૧૨-૧૧ ના રોજ ફરી વૈદ્યભાઈઓની સભા બોલાવી નિયમાદિ વંચાવ્યા તે સૌને પસંદ પડયા ને વૈદ્ય બાપાલાલ હરિશંકરે જણાવ્યું કે તા. ૧૨-૧૨-૧૧ ના રોજ નામદાર શહેનશાહનો રાજ્યાભિષકનો દિવસ છે તે દિવસે અમદાવાદના સમસ્ત વૈદ્યોની એક સભા નામદારને અભિનંદન આપવા બોલાવવી, એ પ્રમાણે તા. ૧૨-૧૨-૧૧ના રોજ સમ્રાટ્ પાંચમા જ્યોર્જને અભિનંદન પાઠવવા વૈદ્ય બાપાલાલભાઇના પ્રમુખપદપણે તેમના મકાનમાં સભા ભરાઇ હતી તે પ્રસંગે વૈદ્યોની ઘણી

સારી હાજરી હતી. જેથી વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકરે આજની સભાને અમદાવાદ વૈદ્ય સભા ને કાયમનું સ્વરૂપ અપાય તેવી ઇચ્છા પ્રદર્શિત કરી, ને તેને વૈદ્યરાજ રણછોડલાલ બાપાલાલ તથા વૈદ્યરાજ હેમુભાઇએ, અનુમોદન આપ્યું ને એ ઐતિહાસિક ને સુમંગળ દિવસે અમદાવાદ, વૈદ્ય સભાની સ્થાપના કરવામાં આવી. ત્યાર બાદ સભાના પ્રમુખ તરીકે વૈદ્યરાજ બાપાલાલ હરિશંકરને નિમવામાં આવ્યા હતા ઉપ પ્રમુખ તરીકે વૈદ્ય હેમુભાઈ હરીભાઇ ને શા. સ્વચંદ છગનલાલ અને મંત્રીઓ તરીકે વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકર, તથા વૈદ્યરાજ રણછોડલાલ બાપાલાલને કાયમ કર્યા હતા. ને નામદાર સમ્રાટ પાંચમા જ્યોર્જને અભિનંદન આપવાનો ઠરાવ પસાર કરી તેને ઘટતે સ્થળે મોકલી આપવાની પ્રમુખને સત્તા આપી સભા વિખેરાઈ હતી.

આ સભાનો ઉદ્દેશ આયુર્વેદનો ઉત્કર્ષ અને અમદાવાદમાં વસતા સર્વ વૈદ્ય ભાઇઓનું સંગઠ્ઠન થાય જનતા પણ આયુર્વેદમાં રસ લેતી થાય એવા પ્રયત્નો કરવા એ હતો.

જુના જમાનના રિવાજ અનુસાર મોટા ભાગે શરૂઆતમાં પ્રોસીડીંગ હાલના જેવું ઘણું ઓછું લખાતું હશે. એમ જણાય છે, કોઇ કોઈ ઠરાવો, છુટા કાગળો પરથી જડી આવે છે તે કોઇ વાત પ્રોસીડીંગમાંથી મળતી પણ નથી. એટલે કોઇ વાર પ્રોસીડીંગમાં તો કોઇ વાર મૌખિક એમ કામ ચાલતું હશે એમ સમજાય છે. આથી સને ૧૯૧૨ ની સાલનું વૈદ્ય સભાનું કોઇ કાર્ય કર્યાની હકીકત મળતી નથી.

સને ૧૯૧૩ ના ફેબ્રુઆરીની તા. ૬ ના રોજ વૈદ્ય સભા વાર્ષિક હોદ્દેદારોની ચુંટણી કરવાને વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકરના ત્યાં વૈદ્યરાજ જટાશંકર લીલાધર ત્રિવેદીના પ્રમુખપદે મળી હતી, જેમાં પ્રમુખ બાપાલાલભાઇ ફરી ચુંટાયા હતા ઉપપ્રમુખ તરીકે વૈદ્ય જટાશંકર લીલાધરને ચુંટવામાં આવ્યા ને મંત્રીઓ જે હતા તે કાયમ રાખવામાં આવ્યા હતા. આ સિવાય સને ૧૯૧૩ માં વૈદ્ય સભાએ બીજી કોઈ પ્રગતિ કે કાર્ય કર્યાનું લેખીત કંઇ મળતું નથી, માત્ર વૈદ્ય સભાનું અસ્તિત્વ ટકી રહ્યું.

સને ૧૯૧૪ માં નામદાર લેડી હાર્ડીજના તથા પનવેલના વૈદ્ય વિષ્નુશાસ્ત્રી, પુરાણી પુનાના પ્રોફેસર, કાળેના અકાળ મૃત્યુ બદલ શોક દર્શાવતા ઠરાવો કરવામાં આવ્યા હતા ને તેમના લાગતા વળગતાઓને મોકલી આપ્યા હતા.

તા. ૨૬–૮–૧૪ ની જનરલ સભાએ જુના હોદ્દેદારોને કાયમ રાખ્યા હતા ને તે કાર્યકારિણીમાં વૈદ્યરાજ જેઠાલાલ દેવશંકર દવે તથા વૈદ્યરાજ ભવાનીશંકર રઘુનાથજીને વધુમાં ચુંટયા હતા. તદુપરાંત અમદાવાદ વૈદ્ય સભાને નિ. ભા. આ. મહામંડળ સાથે જોડાવાનો ઠરાવ કર્યો હતો. જર્મની જોડે ચાલતા

મહાયુદ્ધમાં નામદાર સરકારનો વિજય થાય એવો ઠરાવ કરી તે શુભેચ્છાનો સંદેશો નામદાર કલેકટર સાહેબ ઉપર મોકલાવવામાં આવ્યો હતો ને સભા વિસર્જન થઇ હતી.

તા. ૬–૧૨–૧૪ના રોજની મળેલી સભામાં નિયમાવળીનું સંશોધન કર્યું હતું. ને કલકત્તા ખાતે ભરાનાર, નિખિલ ભારત આયુર્વેદ મહાસંમેલનમાં ભાગ લેવા જવા માટે પ્રતિનિધિઓ મોકલવાની પ્રથા શરૂ કરી તે વખતે બે, પ્રતિનિધીઓ વૈદ્ય જટાશંકર લીલાધર ત્રિવેદી, વૈદ્ય શાસ્ત્રી નારાયણશંકર દેવશંકર પ્રાણાચાર્યને કલકત્તા જવાનું ઠરાવામાં આવ્યું હતું.

સને ૧૯૧૫માં પુનામાં મ્યુનિસિપાલીટી તરફથી ચાલતા એક આયુર્વેદીય ઔષધાલયને બંધ કરવાનો મુંબઈ સરકારે ઠરાવ કર્યો, સરકારના આ ઠરાવનો અમદાવાદ વૈદ્ય સભાએ વિરોધ કર્યો ને નામદાર મુંબઈ સરકાને તાર, ને પત્રો દ્વારા વિનવવામાં આવ્યું કે પુનાનું આયુર્વેદીય ઔષધાલય બંધ ન કરવું જોઈએ તેને ચાલુ રાખો આમ વિનવવામાં આવ્યું હતું.

મદ્રાસમાં ભરાનાર નિખિલ ભારત આયુર્વેદીય વૈદ્ય સંમેલનમાં પ્રતિનિધિઓ મોકલવાનો ગયા વર્ષની માફક ઠરાવ કરવામાં આવ્યો.

મદ્રાસની મેડીકલ કૌન્સિલે ત્યાંના પ્રસિદ્ધ ડૉકટર એમ, કૃષ્ણસ્વામી આયર, એમ. ડી.ને આયુર્વેદ સાથે સંબંધ ધરાવવાના કારણે તેઓનું નામ રજીસ્ટાર-માંથી કાઢી નાખ્યું હતું. તે માટે, આ સભાએ ભારે વિરોધ દર્શાવેલો ને મદ્રાસની મેડીકલ કૌન્સિલને પોતાનો આ ઠરાવ રદ કરે એવો ઠરાવ કરી અત્રેથી મોકલી આપવામાં આવ્યો હતો.

આ વર્ષના અંતે એક અતિ દુઃખદ બનાવ બન્યો. અમદાવાદ વૈદ્ય સભાના આદ્ય સ્થાપક ને પ્રમુખ વૈદ્ય બાપાલાલભાઇ હરિશંકરનું દુઃખદ અવસાન થયું તેમના મરણથી સભાને તેમના અનુભવ ને જ્ઞાનની ને સારા કાર્યકર્તા તરીકે ખોટ પડી, જે ન પુરાય તેવી હતી. તેમના સંબંધમાં શોક દર્શક ઠરાવ કરી વૈદ્ય સભાએ તેમના કુંટુંબ પર મોકલી આપ્યો હતો.

સને ૧૯૧૬માં વૈદ્ય સભાના પ્રમુખ સ્થાને વૈદ્ય જટાશંકર લીલાધર ચુંટાયા હતા. ને ઉપપ્રમુખ તરીકે વૈદ્ય રણછોડલાલ બાપાલાલ, નિમાયા હતા. મંત્રી તરીકે વૈદ્ય નારાયણશંકર દેવશંકર શાસ્ત્રીને કાયમ રાખ્યા હતા. સિવાય કંઇ નોંધવા યોગ્ય કામકાજ થયાનું જણાતું નથી. સભાઓ મળતી, વૈદ્ય બંધુઓ ભેગા મળી વિચારોની આપ લે કરતા, ને વૈદ્ય સભાનું અસ્તિત્વ ટકી રહ્યું.

સને ૧૯૧૭માં સને ૧૯૧૬ના હોદ્દેદારોને કાયમ કરવામા આવ્યા હતા. આ વર્ષમાં આપણા ઉત્સાહિ ને ખંતિલા કાર્ય કરતા સભાના ઉપપ્રમુખ

વિદ્વાન વૈદ્યરાજ હેમુભાઇ હરિભાઈનું અવસાન થવાથી સભાને ભારે ખોટ પડી, તેમના પ્રત્યે એક શોક દર્શક ઠરાવ કરીને વૈદ્ય સભાએ તેમના કુટુંબી જનો પર મોકલાવી આપ્યો હતો.

ચાલુ વર્ષમાં પુના ખાતે ભરાનાર નિખિલભારતવર્ષિય વૈદ્યસંમેલનમાં પ્રતિનિધિઓ ચુંટીને મોકલાવી આપ્યા હતા.

સને ૧૯૧૮ માં જુના હોદ્દેદારો કાયમ રાખવામાં આવ્યા હતા.

જયપુર રાજ્યકિય સંસ્કૃત પાઠશાળાના અધ્યાપક વૈદ્ય શાસ્ત્રી, ગંગાધર દલપતરામ સ્વર્ગસ્થ થવાથી આપણી વૈદ્ય સભાએ શોક દર્શક ઠરાવ કરીને મોકલી આપ્યો હતો.

સને ૧૯૧૨ થી ૧૯૧૮ સુધીમાં ગણ્યા ગાંઠયા જ વૈદ્ય બંધુઓ સભામાં ભાગ લેતા ને વૈદ્ય સભાનું કાર્ય સભાને પોતાની માની ચલાવતા ને નિભાવતા, આ વૈદ્યરાજોએ આજની આપણી વૈદ્યસભાના ઉત્પાદક તરીકે ને સભાને અસ્તિત્વમાં રાખવા તે વખતે જે ફાળો આપ્યો છે તે માટે તે સર્વે વૈદ્ય મહાશયો ખરેખર અનેક ધન્યવાદને પાત્ર છે. છતાં સંજોગો એક સરખા કોઇ દિવસ જતા નથી ભારતમાં અનેક સભાઓ સ્થપાય છે, ને સંજોગોવશાત્ બંધ પડે છે. કેટલાક કપરા સંજોગો અથવા વ્યવસ્થિત રીતે કામ કરનાર માણસોના અભાવે સને ૧૯૧૮ થી સને ૧૯૨૩ના નવેમ્બર માસ સુધી સભાનું કામ બંધ રહ્યું. એટલે લગભગ પાંચ વરસમાં વૈદ્યસભાના ઇતિહાસ જેવું કંઇ છે જ નહીં આ એક દુઃખદ બિના છે.

પરમકૃપાળુ ધન્વન્તરિની કૃપાથી સને ૧૯૨૩ના નવેમ્બરની આખરે ગુજરાત આયુર્વેદીય ફાર્મસીના મકાનમાં વૈદ્ય શાસ્ત્રી, નારાયણશંકર દેવશંકરે વૈદ્યોની સભા બોલાવી, ને બંધ પડેલી સભાને પુનર જીવિત કરવાનું જણાવ્યું, ને તેની ઉન્નતિ શી રીતે થાય તે સંબંધમાં જણાવ્યું, તદુપરાંત આપણા પ્રાન્તમાં એક પ્રાન્તિય વૈદ્ય સંમેલન ભરવાની આવશ્યક્તા સમજાવી હતી, ને સભા ચાલુ રાખવા વિનંતી કરી હતી. હકીમ સૈયદ મહમદ સાહેબે. " અમદાવાદ વૈદ્ય સભા " ના બદલે અમદાવાદ વૈદ્ય અને હકીમ સભા " એવું નામ રાખવા સુચવ્યું હતું. ને તે સુધારો મંજુર કર્યો હતો. ને તા. ૨૮–૧૧–૨૩ ના રોજ પર ફરી સભા બોલાવવાનું નક્કી કરી સભા વિખેરાઇ ગઇ હતી.

તા. ૨૮–૧૧–૨૩ ના રોજ ફરી ગુજરાત આયુર્વેદીય ફાર્મસીના મેડાપર સભા રાખવામાં આવી હતી, જેમાં વૈદ્યોને હકીમોની હાજરી હતી. સભાનું પ્રમુખસ્થાન વૈદ્યરાજ હરિશંકર લાધારામને આપવામાં આવ્યું હતું. જેજે વૈદ્યોને હકીમો સભામાં હાજર હતા તે સર્વેનાં નામ સભાસદ તરીકે ગણવાની

વૈદ્ય રતિશંકરે દરખાસ્ત મુકી ને તેને મુરબ્બી નારાયણશંકર દેવશંકરે ટેકો આપવાથી સર્વાનુમતે મંજુર થયો હતો. ને વાર્ષિક લવાજમ રૂ. ૭, સભ્યનું તથા આયુર્વેદાનુરાગી સભ્યનું લવાજમ રૂા, ૧) રાખ્યું હતું.

આવી સભાઓ ચલાવવામાં કેટલી કેટલી મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે. એ તો જેમને સંસ્થાઓ ચલાવી હોય તેજ સમજી શકે છે. આરંભમાં તો આ સંસ્થાઓને પગભર કરતાં ગાંડનાં ગોપીચંદન ખોવાં પડે છે ને કરવત જેવી જનતાનાં કેટલાંક માર્મિક વચનો સહેવાં પડે છે. આંગળીના વેઢે ગણાય તેટલાજ કાર્યકર્તાઓ હોય છે. તેમને માથે આવી સંસ્થાઓનો ભાર હોય છે. પુરૂષાર્થી પાછા હઠતા નથી તનમન, ધનથી કાર્ય કરે છે. પુરૂષાર્થ પ્રયત્ન વિના ફળતો નથી. એ ન્યાયે. ત્યારથી આજની વૈદ્ય સભા એટલે સને ૧૯૨૩ ના નવેમ્બર માસની આખરથી આજ સુધી નિયમિત રીતે ચાલે છે. વૈદ્ય સભાની, પ્રથા પણ બદલાઈ, નિયમિત પ્રેસીડીંગ રાખવામાં આવેલ છે ને વૈદ્ય સભાનો ઇતિહાસ પણ સળંગ મળે છે.

સને ૧૯૨૩ ની પુનરજીવિત પામેલી સભાના પ્રમુખ વૈદ્યશાસ્ત્રી, નારાયણશંકર દેવશંકરને તા. ૫–૧૨–૨૩ ના રોજ ચુંટવામાં આવ્યા હતા ઉપપ્રમુખ તરીકે હકીમ સૈયદ અહમદ ફેજમહમદ અને વૈદ્યરાજ હરિશંકર લાધારામ નિમાયા હતા. ને મંત્રીઓ તરીકે વૈદ્ય શાસ્ત્રી નાગરદાસ મોહનલાલ પાઠક, ને અમૃતલાલ ત્રિભુવન શાસ્ત્રી અને ઉમીયાશંકર બાપુભાઇ મહેતા નિમાયા હતા. કોષાધ્યક્ષ તરીકે વૈદ્યરાજ રવિશંકર જટાશંકરની નિમણુંક સર્વાનુમતે કરવામાં આવી હતી.

તા. ૫–૧૨–૨૩ ની સભામાં નિયમાવલીનું સંશોધન કર્યું, સારા કામમાં સો વિઘ્નોએ લોક કહેતિ પ્રમાણે વૈદ્યસભાના વ્યવસ્થાપક મંડળના એક સભ્ય વૈદ્ય જગજીવનભાઈ દુર્લભરામ તા. ૧૧–૧૨–૨૩ ના રોજ અવસાન પામ્યા ને તેમની જગ્યાએ એક ઉત્સાહી ને ખંતિલા વૈદ્યરાજ અંબાશંકર ઘેલાભાઇ ત્રિવેદીને નિમવામાં. આવ્યા મરનાર વૈદ્યરાજના કુટુંબીજનોને દિલસોજી પત્ર સભા તરફથી પાઠવ્યો હતો.

વૈદ્ય સભામાં વૈદ્યો વધુ ને વધુ આકર્ષાય અને જ્ઞાનવૃદ્ધિ થાય એવા હેતુથી આયુર્વેદનાં જુદા જુદા અંગો પર વિચારોની આપલે કરવાની પ્રથા દાખલ કરવામાં આવી હતી એટલુંજ નહીં પણ ખાસ ખાસ રોગો પર વ્યાખ્યાનો કરવામાં આવતાં હતાં જેમાં પક્ષઘાત ઉપર વૈદ્ય–શાસ્ત્રી નારાયણશંકર દેવશંકરનું વ્યાખ્યાન રાખવામાં આવ્યું હતું. ત્યારબાદ વૈદ્યરાજ જેરામભાઇએ પોતાને થયેલ પક્ષઘાતનું વર્ણન આપ્યું હતું. એમ બે ત્રણ મીટીંગો સુધી આ વિષય ચર્ચાયાબાદ આ રોગ સંબંધે અન્ય ચિકિત્સા પદ્ધતિઓમાંથી શું, શું જાણવા જેવું છે તે માટે હકીમો પાસેથી યુનાનીમાં પક્ષઘાત સંબંધે વ્યાખ્યાન

આપવાનું સુચવ્યું જેથી હકીમ, સાહેબ, સૈયદ મહમદઅલી દિલ્હીવાળાનું ને હકીમ લાજમહમદખાંનનું પક્ષઘાત પર વ્યાખ્યાનો થયાં હતાં.

પૂજ્ય મહાત્મા ગાંધીજીની તબીયતના અંગે જેલમાંથી છુટકારો થવાથી વૈદ્ય સભાએ આનંદ પ્રદર્શીત કરતો ગાંધીજી પર તાર કર્યો હતો.

તા. ૧–૩–૨૪ ની સભામાં એપેન્ડીસાઈટીસ એટલે શું ? આયુર્વેદ પ્રમાણે તે કયો રોગ છે ! આયુર્વેદમાં તેનું શું સ્થાન છે ! તેના પર દાખલા દલીલો સાથે વૈદ્યરાજ અંબાશંકર ઘેલાભાઈ ત્રિવેદીએ શાસ્ત્રીય રીતે વર્ણન કર્યું હતું.

તા. ૪–૫–૨૪ ના રોજ વૈદ્યસભાનું સ્થાન. રેવડી બજારમાં લઈ જવામાં આવ્યું હતું (તે મકાન વૈદ્યરાજ નાથાલાલ નારાયણદાસે વગર ભાડે વાપરવા આપ્યું હતું.)

વૈદ્યસભાના મંત્રી વૈદ્યશાસ્ત્રી નાગરદાસ મોહનલાલ પાઠકે નિદાનપંચક પર વ્યાખ્યાન આપ્યું હતું. જેમાં દોષદુષ્ય માટે સુંદર રીતે આયુર્વેદનાં પ્રમાણો આપ્યાં હતાં આયુર્વેદનો ત્રિદોષ સિદ્ધાન્તને દુષ્યની વ્યાખ્યા શું છે ? તે અસરકારક શબ્દોમાં પ્રતિપાદન કર્યું હતું એમ અઠવાડીએ અઠવાડીએ સભા મળતી ત્યારે આવાં સુંદર વ્યાખ્યાનો થતાં.

મુંબઈ મ્યુનિસિપાલીટી કોરપોરેશને મુંબઈમાં આયુર્વેદીય ને યુનાની દવાખાનાં ખોલવાનો ઠરાવ કર્યો તે બદલ તેને અભિનંદન મોકલાવી આપવામાં આવ્યું અમદાવાદ શહેરમાં આવાં દવાખાનાં મ્યુનિસિપાલીટી તરફથી ખોલવામાં આવે તે માટે કમિટી નીમી હતી, અને સમગ્ર વૈદ્યોની સભા બોલાવવી ને તે માટે તજવીજ કરવામાં આવી. આમ વૈદ્યસભા સક્રિય કામ કરતી હતી.

આ શહેરમાં આયુર્વેદના અભ્યાસ માટે વૈદ્યસભા તરફથી પાઠશાળા ખોલવાનો ઠરાવ કર્યો ને તા. ૭–૮–૨૪ ને ગુરૂવારના રોજ રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવના પ્રમુખપણા નીચે આયુર્વેદ પાઠશાળાની ઊદ્ઘાટન ક્રિયા કરવામાં આવી હતી. ને પ્રાર્થમીક ખર્ચ માટે વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકરે રૂ. ૨૫) વૈદ્ય રવિશંકર જટાશંકરે રૂ. ૨૫) વૈદ્ય અંબાશંકર ઘેલાભાઇ રૂ. ૧૫) વૈદ્ય ભવાનીશંકર રૂઘનાથજીએ રૂ. ૧૫) વૈદ્ય નરસીદાસ સાંકળચંદે રૂ. ૨૦) વૈદ્ય નાથાલાલ ભાઇએ રૂ. ૧૫) વૈદ્યરાજ રતિલાલના રૂ. ૧૦) વૈદ્યરાજ સોમેશ્વરભાઈએ રૂ. ૧૦) ડૉકટર ચુનિલાલ જેકીશનદાસ તરફથી રૂ. ૧૦૦) એમ મદદ મળી હતી.

વૈદ્યરાજ નાથાલાલ નારાયણદાસ ભાઈએ વૈદ્યસભા તથા પાઠશાળાને સભાસ્થાન માટે શા. મનસુખરામ અમથાશાની ધર્મશાળામાં ગોઠવણ કરી આપેલી જેથી મકાનની બાબતનો ખરચાળ અને ગુંચવાળા ભર્યો સવાલ નડયો નહતો. તેની બધી શોભા વૈદ્યરાજ નાથાલાલ ભાઇને ઘટે છે.

અમદાવાદના લોકલ બોર્ડ પાસે જીલ્લાના આસપાસનાં ગામડાંઓમાં દવાખાનાં ખોલાવવા માટે પ્રયત્ન કરવામાં આવ્યો.

અમદાવાદમાં પ્રાંતિક સંમેલન ભરવા સંબંધી પ્રયત્ન કરવાનો ઠરાવ કર્યો હતો અને, તે જનરલ સભાએ મંજુર કર્યો હતો.

આ વર્ષમાં વૈદ્યરાજ રણછોડલાલ બાપાલાલ લાંબી માંદગી ભોગવી અવસાન પામ્યા—મરહુમ વૈદ્યરાજ આપણી સભાને અંતઃકરણથી ચહાતા સભાના કાર્યમાં માંદગીના બીછાનેથી રસ ભર્યો ભાગ લેતા. સભાની બાબતથી રાજી થતા આવા પ્રતિષ્ઠિત વૈદ્યરાજના સ્વર્ગવાસથી સભાને એક સાચા સલાહકારની ખોટ પડી નામદાર મદ્રાસ સરકારે આયુર્વેદની તપાસ કમિટીના રીપોર્ટને માન આપી આયુર્વેદ શાસ્ત્રને માન્ય કર્યું તે બદલ મદ્રાસ સરકાર પર અભિનંદના પાઠવતો ઠરાવ કરી મોકલી આપ્યો હતો.

હકીમો વૈદ્યસભામાં ભાગ લેતા ન હતા આથી અમદાવાદ વૈદ્યને હકીમ સભાના બદલે અમદાવાદ વૈદ્યસભા એવું નામ રાખવામાં આવ્યું ને વાર્ષિક રૂ. ૬) ના બદલે સભ્યનું લવાજમ રૂ. ૨-૦-૦ બે રૂ. રાખવાનું ઠરાવ્યું.

ગમે તે માણસ અભ્યાસની કસોટીમાં કસાયા વિના વૈદ્ય થઇ બેસે એથી સારા લાયક વૈદ્યોની જનતાને સમજ પડે તેથી લાયકાતનું (ક્વોલીફીકેશનનું) ધોરણ બાંધવાની અગત્યતા જણાઇ. એથી વૈદ્ય અંબાશંકર જી. ત્રિવેદી એ સમ્માનિત વૈદ્યનો ખરડો તૈયાર કર્યો તે વાંચી સુધારા વધારા કર્યા, ને મંજુર કર્યો અમદાવાદ મ્યુનિસિપાલીટી તરફથી ખોલવામાં આવનાર દવાખાનાની યોજના તૈયાર કરી મંજુર કરી.

વૈદ્યભાઇઓની માગણીથી વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકરે વૃદ્ધત્રયીનું પારાયણ સભામાં શરૂ કર્યું આમ દીનપ્રતિદીન વૈદ્યસભાની પ્રગતિને લઇને વૈદ્યોનો ઊત્સાહ વધતો જતો હતો વૈદ્ય સભા રાજદ્વારી વિષયોમાં પણ ભાગ લેતી થઈ હતી.

સભાના જે, જે, વિદ્વાન વૈદ્યોએ વિદ્યાપિઠની પરિક્ષાએ પસાર કરી હતી તેમને ધન્વન્તરી મહોત્સવ પ્રસંગ પર અભિનંદન આપવા માંડી તેઓના ઊત્સાહને વધારવા માંડ્યો હતો, સભાના પ્રમુખ વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકરે અખિલ ભારત વર્ષિય વૈદ્ય સંમેલનમાં દોષ સિદ્ધાન્ત ઉપર સંસ્કૃતમાં નિબંધ લખ્યો હતો જેના માટે તેમને સરટીફીકેટ મળ્યું હતું તે બદલ સભા તરફથી તેમને માનપત્ર આપવાનું ઠરાવ્યું હતું—

સંમાનિત વૈદ્યોનાં પ્રમાણપત્રો આપવાનું નક્કી ઠરતાં વૈદ્યક જ્ઞાન નિરિક્ષક કમિટી નિમવામાં આવી હતી.

સને ૧૯૨૫ આ વર્ષ સભાના ઇતિહાસમાં યાદગાર છે. આ વર્ષમાં ઘણાં ઉપયોગી કાર્યો સભાએ કર્યાં છે.

અમદાવાદ મ્યુનિસિપાલિટીને વૈદ્ય સભા તરફથી સાર્વજનીક દવાખાનું ખોલવાની જે યોજના મોકલાવવામાં આવી હતી તેના જવાબમાં મ્યુનિસિપાલિટીએ વૈદ્ય સભાને જણાવ્યું કે જો વૈદ્યસભા દવાખાનું ખોલશે ને કામ સંતોષજનક જણાશે. તો દવાખાનાઓને ગ્રાન્ટ આપવા જનરલ બોર્ડને ભલામણ કરશે. આવા ઉડાઉ જુવાબથી સંતોષ ન પામતાં સભા તરફથી શહેરના લગભગ ૩૦) ત્રીસ સુપ્રસિદ્ધ શહેરીઓની સહીઓથી જાહેર પત્રિકા પ્રગટ કરીને પ્રોફેસર જેઠાલાલ ચિમનલાલ સ્વામિનારાયણ, એમ. એ. એમ. એલ. સી. ના પ્રમુખપદે પ્રેમાભાઇ હોલમાં જાહેર સભા ભરવામાં આવી હતી. ને ઠરાવ કરી મોકલાવ્યો કે અમદાવાદ વૈદ્ય સભાની માગણી મુજબ દવાખાનાં મ્યુનિસિપાલિટીએ ખોલવાં જોઈએ. એ ઠરાવ બાદ સેનેટરી કમિટીએ વૈદ્ય સભાના પ્રમુખને સેક્રેટરીઓ સાથે કેટલીક ચર્ચા કરીને વૈદ્યસભાની માગણી અનુસાર ઠરાવ કર્યો કે વૈદ્ય સભાએ મોકલાવેલી યોજના પ્રમાણે નાણાં સભાના વ્યવસ્થાપક મંડળ અને અમુક જોખમદાર મંડળને સોંપવાં આવો તુમાર આવ્યો પરંતુ પ્રાન્તિય સંમેલન ભરવાના કામકાજના અંગે પ્રત્યુત્તર આપી શકાયો નહતો.

વૈદ્યોની લાયકાત ( ક્વોલીફીકેશન ) નક્કી કરી અપાતા સંમાનિત પ્રમાણ પત્રો લગભગ તેત્રીસ વૈદ્યોએ લીધાં હતાં ને ૪૫) પીસ્તાલીસ અરજીઓ સંમાનિત વૈદ્યો થવા માટે આવી હતી જે તપાસ માટે મુલ્તવી રહી હતી.

વૈદ્યસભાને પુનર જીવન પામે લગભગ બે વરસ થવાં હતાં એટલા ટુંક સમયમાં સને ૧૯૨૫ ના ડીસેમ્બરની આખર તારીખોમાં સર્વ વૈદ્ય ભાઈઓના સહકારથી અમદાવાદમાં પ્રાન્તિય સંમેલન પ્રેમાભાઇ હોલમાં મુંબઈવાળા ડૉ. પોપટ પ્રભુરામ એલ. એમ. એન્ડ એસ. ના પ્રમુખપદે ભર્યું હતું.

આપણા શહેરના સુપ્રસિદ્ધ સ્વર્ગસ્થ વૈદ્યરાજોએ આ સંમેલન ભરવાના અત્યંત પ્રયત્નો કરેલા હતા. તેમાં સ્વર્ગસ્થ વૈદ્યરાજ જટાશંકર લીલાધરે તો પોતાના ખરચે પ્રાન્તિય સંમેલન ભરવાની ઇચ્છા દર્શાવેલી પરંતુ સમય અનુકુળ નહીં થવાથી બની શક્યું નહતું. ને તેમની અધુરી રહેલી આશાઓને પૂર્ણ કરી સભાએ તેમનું રૂણ અદા કર્યું. તે સંમેલનના સ્વાગત પ્રમુખનું સ્થાન બાલાભાઇ દામોદરદાસે સ્વિકારી. તન, મન ધનથી મદદ કરી હતી. પ્રસંગને અનુસરીને આયુર્વેદીય ઔષધીઓને વનસ્પતિઓનું પણ પ્રદર્શન ભર્યું હતું. સંમેલનના પ્રમુખનું ભાષણ ખરેખર સુંદર હતું. આ સંમેલન પાર ઉતારવામાં વૈદ્ય શાસ્ત્રી નારાયણશંકર દેવશંકર. વૈદ્ય અમૃતલાલ ત્રિભુવન વૈદ્ય અંબાશંકર ઘેલાભાઇ. વૈદ્ય રવિશંકર જટાશંકર, વૈદ્ય સભાના મંત્રીઓ કોષાધ્યક્ષોનો ફાળો મોટો હતો. તેમજ બીજા વૈદ્ય ભાઈઓના પણ સહકાર વડે આ સંમેલન ભરી એક ઉત્તમ પ્રશંસનીય કાર્ય કરી સભાની કીર્તિમાં વધારો કર્યો.

પ્રસંગને અનુસરીને સંમેલનમાં જુદા જુદા રોગ પરત્વે નિબંધો માગવામાં આવ્યા હતા તેમાં જેના નિબંધો સારા જણાયા તેને તેના ઉત્સાહ વૃદ્ધિ અર્થે સુવર્ણ પદકો, રૌપ્ય પદકો, ને સરટીફીકેટો આપવામાં આવ્યાં હતાં.

ઉદેપુર નિવાસી એસ. એમ, શર્માજી, જેઓ વૈદ્યસભાના ઉત્સાહી સભ્ય છે તેમની આયુર્વેદ પ્રત્યેની ધગશ ને લાગણી પ્રત્યક્ષ રૂપે બતાવી આપેલ છે, આજ સુધી તેમના સિવાય સભાને માસીક રૂા. ૫) મદદ આપવાનો દાખલો બીજા કોઇ પણ સભાસદે પુરો પાડ્યો નથી. ને પ્રાન્તિય સંમેલન વખતે પણ રૂા. ૨૦૦) બસો જેટલી રકમ વગર માગે આપી હતી. એ તેમની આયુર્વેદ પ્રત્યેની લાગણી બતાવી આપે છે.

અમદાવાદ વૈદ્યસભા તરફથી એક લાયબ્રેરી ચાલતી હતી. તેમાં આ વર્ષે નિચે જણાવ્યા પ્રમાણેનાં પુસ્તકો તેના લેખકોને વિનતિ કરતાં પોતાના તરફથી બહાર પડેલાં પુસ્તકો ભેટ મોકલાવ્યાં હતાં જે નીચે પ્રમાણે છે.

સુરત નિવાસી વૈદ્ય જીવણલાલ માણેકલાલ ઓઝા એ આર્ય જીવન રક્ષક ઔષધ નિધિ નામનું પુસ્તક અમદાવાદ વૈદ્યસભાને અને સભાના ૧૮૧ મેમ્બરોને ભેટ તરીકે આપ્યાં હતાં.

નામદાર શ્રી. ભાવનગર મહારાજા સાહેબ તરફથી વનસ્પતિ ગુણાદર્શ નામે પુસ્તક ભેટ આપવામાં આવ્યું હતું તે બદલ નામદારશ્રીનો આભાર માનવામાં આવ્યો હતો.

ઊંઝા ફાર્મસીના માલીક નગીનદાસભાઇ તરફથી ભારતભૈષજ્યરત્નાકર નામે પુસ્તક ભેટ આપવામાં આવ્યું હતું.

હલ્દોર નિવાસી ભિષક રત્ન ગોપીનાથ ગુપ્તા તરફથી ચારૂ ચિકિત્સા ભૂલોલકા અમૃત, મનુષ્યકા આહાર, લાયબ્રેરીને ભેટ આપ્યાં હતાં.

વડાગામ નિવાસી વૈદ્યશાસ્ત્રી શામળદાસ સેવકરામ ગોર તરફથી જંગલની જડી બુટ્ટી નામનાં પુસ્તકો ભાગ ૧ થી ૫ તથા પ્લેગ અને મરકીના ઉપાયો મળી કુલ ૭, પુસ્તકો સભાને ભેટ મળ્યાં હતાં.

કરાંચી નિવાસી, વૈદ્ય ગોપાળજી કુંવરજી ઠક્કુર તરફથી આરોગ્યસિંધુની ત્રણ વર્ષની ફાઇલો અને વૈદ્યક ચિકિત્સાસાર નામનાં પુસ્તકો ભેટ મળ્યાં હતાં.

ધોળકાના મહારાજશ્રી મહાવીરદાસજી જાનકીદાસજી તરફથી શારિરીક આરોગ્ય નામનું પુસ્તક ભેટ મળ્યું હતું આ સર્વ પુસ્તકો સભાની લાયબ્રેરી માટે મળતાં તે સર્વ પુસ્તકોનો આભાર સહસ્વિકાર કરવામાં આવ્યો હતો.

સને ૧૯૨૬ માં સભાનું ખાસ કામકાજ જણાતું નથી. ભાવનગરના વયોવિદ્વાન વૈદ્યરાજ લક્ષ્મીશંકર નરોત્તમ ભટનું અમદાવાદમાં આવવું થતાં તેમના

માનમાં અમદાવાદના સમસ્ત વૈદ્યોની એક સભા રાખવામાં આવી હતી. તેઓશ્રીએ આયુર્વેદ અને તેના ઉન્નતિના ઉપાયો. એ સંબંધમાં ભાષણ રાખવામાં આવ્યું હતું.

તા. ૧૪-૧૧-૨૬ ના રોજ મુંબઇથી આયુર્વેદ માર્તંડ મુરબ્બીશ્રી જાદવજી ત્રિકમજી આચાર્ય તથા શ્રી નાથજીવાળા વૈદ્ય જટાશંકરભાઈ પધાર્યા હતા ને અમદાવાદના સમસ્ત વૈદ્યોની સભા વૈદ્યરાજ જગન્નાથ ગોપાળજીભાઇના પ્રમુખપદે ભરાઈ હતી. મુંબઇથી આવેલ જાદવજીભાઇએ તથા જયશંકરભાઇએ ગુજરાત પ્રાન્તિય દ્વિતિય વૈદ્ય સંમેલનનું નિમંત્રણ આપ્યું હતું ને તેમાં ભાગ લેવા સૌ વૈદ્ય બંધુઓને આગ્રહ કર્યો હતો. ને દ્વિતિય પ્રાન્તિય વૈદ્ય સંમેલનના પ્રમુખ તરીકે વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકરનું નામ જાહેર કર્યું હતું અને તેમના સાથે સર્વે પધારી સંમેલનને શોભાવવા વિનતી કરી હતી. બાદ પધારેલા મહેમાનો આભાર માની સભા વિખેરાઈ હતી.

મ્યુનિસિપાલીટિ તરફથી દવાખાનું ખોલાવવાનો પ્રયત્ન શરૂ કરવામાં આવ્યો હતો.

વાડીલાલ સારાભાઈ તરફથી ધર્માદા ટ્રસ્ટ ફંડના ટ્રસ્ટીઓ તરફથી ચાર લાખ રૂ. ના ખરચે ખોલવામાં આવનાર હૅસ્પીતાલમાં એક આયુર્વેદનો વોર્ડ રાખવા ડેપ્યુટેશન નિમાયુ હતું.

વૈદ્યરાજ યામિની ભૂષણરોય તથા આયુર્વેદ પ્રેમી લલ્લુભાઈ આશારામ વગેરેના સ્વર્ગવાસ થવાથી પ્રેમાભાઇ હૉલમાં જાહેર સભા ભરી તેઓના કુટુંબીજનોપર દીલસોજીપત્રો મોકલવાનો ઠરાવ કરી મોકલી આપ્યા હતા.

ડીસેમ્બરની આખરે મુંબઇ પ્રાન્તિય સંમેલનમાં સંમેલનના પ્રમુખ વૈદ્ય શાસ્ત્રી નારાયણશંકર દેવશંકરના સાથે અહીંથી સારા પ્રમાણમાં વૈદ્યબંધુઓ ગયા હતા. ત્યાં આગળ ડૉ. પોપટ પ્રભુરામની કૉલેજ તરફથી મુરબ્બી નારાયણશંકર દેવશંકરને પ્રાણાચાર્યની માનવંત પદવી આપવામાં આવી હતી જેથી તેમને માનપત્ર આપવાનો ઠરાવ પસાર કર્યો હતો.

દેશભક્ત સ્વામી શ્રદ્ધાનંદજીનો અકાળ સ્વર્ગવાસ થવાથી તે બદલ શોક પ્રદર્શિત કરવામાં આવ્યો હતો તથા વૈદ્યસભાના ઉત્સાહી મંત્રી વૈદ્ય ઊમીયાશંકર બાપુજી મહેતાના અવસાનથી દીલગીરી દર્શાવતો ઠરાવ કર્યો હતો.

સને ૧૯૨૭ આ વર્ષમાં પ્રમુખ વૈદ્ય રણછોડલાલ મોતીરામભાઇની તબીયત બરાબર સારી ન હોઇ તેઓશ્રી. અશક્ત ને વૃદ્ધ હોવાથી સભાઓમાં ભાગ લઇ શકતા ન હતા જેથી પ્રમુખના આવાગમનના અભાવે-કામકાજમાં મુશ્કેલીઓ પડતી. છતાં સભાના બીજા અગ્રેસરોને પ્રમુખની ગેરહાજરીમાં

પ્રમુખસ્થાન આપી કામ ચલાવવામાં આવતું મેજર હુટને આયુર્વેદ પર આક્ષેપો કરનારૂં લખાણ કર્યું હતું તે વખતે તેની સામે પ્રખર વિરોધ કરવાને માટે જનસમુહને સાથે રાખીને કાર્ય કરવાની જરૂર હતી જેથી તે વખતના મંત્રી વૈદ્યરાજ ગણપતિશંકરે વૈદ્યરાજ નારાયણશંકરભાઇને તથા વૈદ્યરાજ અંબાશંકર જી. ત્રિવેદી. વૈદ્યરાજ અમૃતલાલ ત્રિભુવન શાસ્ત્રી વીગેરે જાહેર કાર્ય કરતાઓને સાથે રાખી અમદાવાદ વૈદ્યસભાના આશ્રય નીચે આગેવાન શહેરીઓની સહીથી શ્રીયુત મિ. મગનલાલ ચતુરભાઈ બેરીસ્ટર એટ–લોના પ્રમુખપદ નીચે પ્રેમાભાઈ હોલમાં તા. ૧૪–૧૧–૨૭ ના રોજ એક જબર-જસ્ત સભા બોલાવીને પ્રખર વિરોધ કર્યો હતો આ કામમાં મંત્રીઓએ જે મહેનત ઉઠાવી તે પ્રશંસાપાત્ર હતી.

આ વરસમાં સુરતમાં ભરાનાર તૃતિય પ્રાન્તિય સંમેલનનું આમંત્રણ આપવાને સુરતના વૈદ્યોનું ડેપ્યુટેશન આવતાં તેનો સત્કાર કરવામાં આવ્યો હતો અને પ્રાન્તિય સંમેલનમાં અત્રેના વૈદ્ય બંધુઓએ લાભ લીધો હતો.

૧૯૨૮ અમદાવાદ મ્યુનિસિપાલીટીના પ્રમુખ શ્રીયુત દોલતરામ ઉમેદરામ શાહ તથા અમદાવાદ મ્યુનિસિપાલીટીના ચીફ ઓફીસર સા. શ્રીયુત ઇશ્વરલાલ રણછોડલાલ ભગત સા. જેઓ આયુર્વેદના પૂર્ણ અનુરાગી તથા આપણી સભા પ્રત્યે સહાનુભૂતિ ધરાવતા હોઇ તેમના માનાર્થે અભિનંદનનો મેળાવડો યોજ્યો હતો.

આપણા રાષ્ટ્રના ને ગુજરાતના અગ્રગણ્ય વિરનેતા સરદાર વલ્લભભાઈ ઝવેરભાઈ પટેલ જેઓએ બારડોલીના ખેડુતોની સરકાર સાથેની વ્યાજબી લડતમાં કુનેહભરી રીતે અગ્રેસર થઇ વિજય મેળવ્યો તે બદલ સભા તરફની સહાનુભૂતિને લાગણી પ્રદર્શિત કરવાના હેતુથી તેમને માનપત્ર આપવાના મેળા-વડો કર્યો હતો.

પંજાબ કેસરી દેશભક્ત સ્વર્ગસ્થ લાલા લજપતરાયના અવસાનથી દેશને ભારે ખોટ પડી તે સંબંધમાં અહીં સભાએ શોકદર્શક સભા ભરી. દીલસોજીનો ઠરાવ કરી મોકલાવ્યો હતો. એમ વૈદ્યસભા દેશ પ્રત્યેની પોતાની ફરજ બજાવવાનું ચૂકી નથી.

અમદાવાદ જીલ્લા લોકલબોર્ડ આયુર્વેદિય દવાખાનાં ખોલે એવી ઘણા વખતથી ચળવળ ચાલતી હતી. જેથી લોકલબોર્ડે આપણી સભા પાસે આઠ વૈદ્યોનાં નામ માગ્યાં. જે નક્કી કરી મોકલી આપવામાં આવ્યાં.

અમદાવાદ મ્યુનિસિપાલીટી તરફથી પણ આયુર્વેદ પદ્ધતિનું દવાખાનું ખોલવાનું હોઇ તે માટે ત્રણ નામો માગ્યાં હતાં જે નક્કી કરીને મોકલવામાં આવ્યાં. વૈદ્યરાજ એસ. એમ. શર્માજી આ વર્ષમાં પ્રમુખ ચુંટાવાથી. વૈદ્યરાજ નારા-

ધણુશંકર દેવશંકર પ્રાણાચાર્ય તરફથી એક ભવ્ય–મેળાવડો–પોતાને ત્યાં યોજ્યો હતો.

આ વર્ષમાં–માનદ્ પ્રમુખની પ્રથા અમલમાં મુકવામાં આવી આપણી વૈદ્યસભાના પ્રમુખ, વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકર પ્રાણાચાર્યને માનદ્ પ્રમુખ તરીતે નીમ્યા.

સભાના પ્રમુખ એસ, એમ, શર્માજીએ મુરબ્બી શ્રી નારાયણશંકર દેવશંકરને મુંબઇથી પ્રભુરામ આયુર્વેદ કોલેજ તરફથી આવેલી પ્રાણાચાર્યની પદવી એનાયત કરવા મેળાવડો યોજ્યો હતો ને અત્રેના આયુર્વેદ પ્રેમી શ્રીમાન્ શેઠ અમૃતલાલ દામોદરભાઇના હસ્ત અર્પણ કરાવી અપૂર્વમાન આપ્યું હતું તેવીજ રીતે ભાવનગરના સુપ્રસિદ્ધ વયોવૃદ્ધ વૈદ્યરાજ મગનલાલ ગોવિંદરામને પણ પ્રભુરામ આયુર્વેદીક કોલેજ તરફથી પ્રાણાચાર્યની પદવી મળી હતી જેથી તેમને અભિનંદન આપવાનો મેળાવડો સભાના પ્રમુખશ્રીએ પોતાના ત્યાંજ યોજ્યો હતો.

પાંચ, પાંચ, વર્ષથી મ્યુનિસિપાલીટી, અને લોકલ બોર્ડ પાસે આયુર્વેદિય દવાખાનાં સ્થાપન કરાવવા આપણી સભા પ્રયત્ન કરી રહી હતી. સભાની ખંત સતત્ મહેનતના પરિણામે છેવટે અમદાવાદ જીલ્લા લોકલ બોર્ડે જુદા જુદા તાલુકાઓમાં આઠ, આયુર્વેદીય દવાખાનાં તા. ૧–૧૨–૨૮ ના રોજ ખોલ્યાં અને મ્યુનિસિપાલીટીએ પણ એક આયુર્વેદિય દવાખાનું ખોલવાનું નક્કી કરી આપણી સભા દ્વારા ગયેલાં ત્રણ નામોમાંથી આપણી સભાના સભ્ય શ્રીયુત્ વૈદ્યરત્ન માધવપ્રસાદ નારાયણશંકર શાસ્ત્રીની વૈદ્ય તરીકેની નીમણુંક કરી આ પ્રમાણે આ વર્ષમાં સભા પોતાના ઉદ્દેશોને પ્રયત્નોનું યત્ કિંચીત ફળ મેળવવા ભાગ્યશાળી બની હતી.

વૈદ્યરાજ જેઠાલાલ દેવશંકર દવે આ સાલમાં વૈદ્યસભાના પેટ્રન થયા મ્યુનિસિપાલીટીને બોકલ બોર્ડ સાથે દવાખાનાં સંબંધે પત્રવ્યવહાર કરવા સારૂં માનદ્ પ્રમુખ શ્રીયુત્ વૈદ્ય નારાયણશંકર દેવશંકર પ્રાણાચાર્ય તથા રા. વૈદ્યરાજ એસ, એમ, શર્મા. સભાના પ્રમુખ, અને રા. વૈદ્યરાજ અંબાશંકર જી ત્રિવેદીને નિમવામાં આવ્યા હતા.

દર વર્ષે ભગવાન ધન્વન્તરિનો જયંતિ મહોત્સવ પ્રસંગે ભગવાન ધન્વન્તરિના ફોટા માટે ભાઇ રવિશંકરને તસ્દી આપતા તેના બદલે સભાના પ્રમુખ શ્રી શ્રીયુત્ એસ, એમ, શર્માજીએ એક સુંદર મોટું ધન્વન્તરિનું ચિત્ર ભેટ કર્યું હતું.

રસ વૈદ્ય ઊમીયાશંકરભાઇ તરફથી ભગવાન ધન્વન્તરીના પુજન માટે, જરમન સિલવરનો લોટો–૧, આચમની–૧ થાળ મોટી–૧ તરભાણું–૧ ધુપીયું

૧ દીવીઓ–૨ રકાબીઓ– ઘંટા–૧ પંચપાત્ર–૧ વાડકી–૧ આરતી–૧ વીગેરે પાત્રો જરમન સિલવરનાં ને અરઘીયું–૧ ત્રાંબાનું ભેટ આપવામાં આવ્યા હતા.

ચાલુ વર્ષ દરમ્યાન–સભાના માજી પ્રમુખ શ્રી. રણછોડલાલ મોતીરામ પ્રસિદ્ધ દેશ ભક્ત ને નામાંકિત હકીમ અજમલખાન રાવબહાદુર રમણભાઇ મહીપતરામ વીગેરે વ્યક્તિઓના દુઃખદ અવસાનથી–તેમની સેવાઓની ખોટ પડી. તેમના અવસાનની દિલગીરી દર્શાવતો ઠરાવ પ્રસાર કર્યો હતો.

છેલ્લાં પાંચ વર્ષો કરતાં આ વર્ષમાં સભાસદોની સંખ્યા સારા પ્રમાણમાં હતી, સને–૧૯૨૯

આ ચાલુ વરસ દરમ્યાન ડૉ એ, કે, દલાલ મુંબઇ વૈદ્યરાજ ભાલચંદ ગીરજાશંકર, ડૉ ચંદુલાલ મુકુંદરાય પાટણ. તથા અમૃતલાલ દામોદરદાસ દેશનાયક યતિન્દ્રનાથસેન, સુપ્રસિદ્ધ, વનસ્પતિ શાસ્ત્રી, શ્રીયુત્ જયકૃષ્ણભાઈ ઈંદ્રજીભાઇ વૈદ્ય ગણપતિશંકર હરગોવિંદ અધ્યારૂ વીગેરેનાં દુઃખદ અવસાન થયાં તેમના માટે શોકદર્શક સભાઓ ભરી ઠરાવો કરી તેમના લાગતા વળગતાઓને મોકલી આપ્યા હતા.

આ વર્ષમાં સભાના ઉત્સાહી પ્રમુખ શ્રી. એસ એમ શર્માજીનો એકનો એક પુત્ર લક્ષ્મીનારાયણ ગત થયો ને શર્માજીને આ અવસાનથી સખ્ત ફટકો પડયો. આખી વૈદ્ય સભાની દિલસોજી તેમના પ્રત્યે ખેંચાઇને તેનો શોકદર્શક ઠરાવ કરી પોતાનું કર્ત્તવ્ય બજાવ્યું.

અમદાવાદના સુપ્રસિદ્ધ વેદશાસ્ત્ર સંપન્ન વેદમૂર્તિ શ્રીયુત્ રામકૃષ્ણ હર્ષજી શાસ્ત્રીને નામદાર હિંદી સરકાર તરફથી મહામહોપાધ્યાયનો માનવંતો ઇલ્કાબ મળ્યો. તે બદલ અને આપણી સભાના મંત્રીઓ અને બીજા ભાઇઓને નીખિલ ભારત આયુર્વેદ વિદ્યાપીઠની ભિષકની પરિક્ષાઓમાં ઉત્તીર્ણ થવાથી તેમને સન્માનપૂર્વક અભિનંદનો આપવામાં આવ્યાં હતાં.

ભાવનગર નિવાસી શ્રીયુત્ લક્ષ્મિશંકર નરોત્તમભાઇ જે એો, વડોદરા મુકામે ભરાનાર ચતુર્થ અધિવેશનના પ્રમુખ નિમવાથી તેમને વડોદરા જતાં સનમાન્યા હતા.

નિખિલ ભારત વર્ષિય વીસમા વૈદ્ય સંમેલનમાં સંભાષા પરિષદના પ્રમુખ આપણી સભાના માનદ્ પ્રમુખ વૈદ્યશાસ્ત્રી નારાયણશંકરભાઇ નિમાયાથી અત્યંત હર્ષ થયો હતો.

ગત વરસમાં જણાવ્યા પ્રમાણે આ સાલમાં મ્યુ૦ ના તે વખતના પ્રમુખ શ્રીયુત્ દોલતરામ ઉમેદરામ શાહના બી, એ. એલ, એલ, બી, ના શુભ હસ્તે મ્યુ૦ તરફથી એક આયુર્વેદીય દવાખાનું કાળુપુરમાં ખોલવામાં આવ્યું હતું ને વૈદ્યરત્ન માધવપ્રસાદના શાસ્ત્રીને તે દવાખાનામાં નિમવામાં આવ્યા હતા.

ચાલુ સાલમાં કરાંચી ખાતે ભરાયેલ અખિલ ભારત વર્ષિય વૈદ્ય સંમેલનમાં આપણી સભાના સભ્ય રસવૈદ્ય ઊમીયાશંકર મોતીરામ રાવળે સભા સમક્ષ અભ્રક, સુવર્ણ માક્ષિક આદિમાંથી સત્વ પાતનનો વિધી કરી બતાવ્યો હતો અને તેજ વિધી આપણી સભાસમક્ષ ઘણી ખુશીને ઊત્સાહ સાથે કરી બતાવવાની જે ઊદારતા રસવૈદ્ય ઊમીયાશંકરભાઈએ તથા રસવૈદ્ય નરસીદાસ સાંકળચંદભાઈએ કરી બતાવી હતી.

ઊંઝા ફાર્મસીના માલિક રસવૈદ્ય, નગીનદાસ છગનલાલ શાહે આપણી સભાના સભાસદોને પ્રેમપૂર્વક નિમંત્રણ કરી પોતાના બંગલામાં આનંદ-ભોજન કરાવ્યું હતું તેમજ રૂપીઆ ૨૧] અંકે એકવીશ-સભાને ભેટ કરી સન્માન કર્યું હતું.

ચાલુ વર્ષમાં એટલે સને-૧૯૩૦ ની સાલમાં વૈદ્ય સભાના માનદ્ પ્રમુખ શ્રી વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકર પ્રાણાચાર્ય તરફથી અને પ્રમુખ શ્રી રા. એસ, એમ, શર્માજી તરફથી દર મહીને પચ્ચીશ પચ્ચીશ, રૂપીઆનાં ડોનેશન પાઠશાળાને આપવામાં આવ્યાં હતાં.

પાઠશાળાના મુખ્યાધ્યાપક તરીકે આયુર્વેદાચાર્ય નાગરદાસ મોહનલાલ પાઠકને માસીક રૂા. ૪૦] ચાલીશ રૂા. ના માસીક પગારથી રાખવામાં આવ્યા હતા.

મુંબઈથી વૈદ્યરાજ ચંદ્રશંકર રવિશંકરભાઈ તથા શ્રીનાથજીવાળા રાજ્ય-વૈદ્ય જયશંકર હરજીવન અત્રે આવીને સભામાં વ્યાખ્યાનો આપ્યાં હતાં ને સભાના પ્રમુખ એસ, એમ, શર્માજી જે કુષ્ટ રોગના સ્પેશીઆ લીસ્ટ છે તેઓએ કુષ્ટ સંબંધી વ્યાખ્યાન આપ્યું હતુ ને નિબંધ રૂપે છપાવી વિના મુલ્યે દરેક સભાસદોને વહેંચ્યો હતો.

શહેરના અગ્રગણ્ય શહેરી આયુર્વેદ પ્રેમી શેઠ શ્રી મંગળદાસ ગીરધરદાસ પરીખ તેમજ રાજકોટના આયુર્વેદ પ્રેમી નામદાર ઠાકોર શ્રી સાહેબ લાખાજી-રાજ બહાદુર તેમજ નામદાર ઊદેપુરના મહારાણા સાહેબ શ્રી ફત્તેહસિંહજી વીગેરેના અવસાનથી આયુર્વેદ સંસારને ભારે ખોટ પડવાથી તેઓશ્રીના માટે શોકદર્શક સભા ભરી યોગ્ય ઠરાવ કરી મોકલવામાં આવ્યા હતા.

દેશભરમાં ચાલી રહેલી સ્વતંત્રતાની પ્રવૃત્તિને અંગે સહાનુભૂતિ દર્શાવવાને સ્વદેશી પ્રવૃત્તિને જોર આપવા એક ભવ્ય સરઘસ કાઢયું હતું. મુશળધાર વરસાદ હોવા છતાં અગ્રગણ્ય નેતાઓ અને અનેક સભ્ય જનોએ સરઘસમાં ભાગ લીધો હતો. અને સરકારી દમનનીતિના અંગે શહેરમાં લાઠીચાર્જ થતો હતો. જેથી સ્વયંસેવકોની સેવા સુશ્રુષા કરવાને સારૂ એક સેવા સમિતિ સ્થાપવામાં આવી હતી. જે કમિટી સ્થાપ-વામાં આવી હતી તે કમિટીને યોગ્ય લાગે તેટલી રકમ ખરચીને જોઈતાં

સાધનો લાવીને ઘવાયેલ સૈનિકોની સેવા કરવાનું સુપ્રત કરવામાં આવ્યું હતું વૈદ્ય સભાનું મકાન રૂગ્ણાલય સ્થાપવાને યોગ્ય ન જણાવાથી શ્રી કામનાથ મહાદેવમાં તેનો પ્રબંધ કરવા એક ડેપ્યુટેશન કામનાથ મહાદેવના વ્યવસ્થાપક શેઠશ્રી સોમનાથ ભૂદરદાસ પાસે ગયું હતું. શેઠ સાહેબે ડેપ્યુટેશનની માગણી કબુલ કરી હતી, ને મકાન વાપરવા આપ્યું હતું.

મુંબઈના રાષ્ટ્રિય સેવા દળ તરફથી બારડોલી તાલુકામાં હિજરતે ગયેલા લોકોને વૈદકીય સારવાર પહોંચાડવા માટે સેવાભાવી વૈદ્યોને મોકલવાની મુંબઈ તરફથી આપણી સભા પાસે માગણી થતાં જે જે વૈદ્ય ભાઈઓએ જવાનો ઉત્સાહ બતાવ્યો તે સર્વનાં નામ નોંધી, તેમનાં નામો મુંબઈ ખાતે મોકલી આપવામાં આવ્યાં હતાં ને જરૂર પડે બોલાવવામાં આવશે એવો જુવાબ મળ્યો હતો પરંતુ થોડાજ વખતમાં સરકાર તરફથી લાઠીચાર્જ કરવાની પ્રવૃત્તિ બંધ પડવાથી કંઇ કાર્ય કરવું પડયું ન હતું.

ચાલુ સાલમાં રાબેતા મુજબ વૈદ્ય સભાના મંત્રીઓને નિખિલ ભારતીય વૈદ્ય સંમેલનમાં ભાગ લેવા મહીસુર ખાતે સભા તરફથી મોકલવામાં આવ્યા હતા.

ઘણા હર્ષને ગૌરવની વાત એ હતી કે મહા સંમેલનની પેટા પરિષદો પૈકી એક રસાયન તદ્દિદ સંભાષા પરિષદના પ્રમુખ આપણી સભાના માનદ્ પ્રમુખ શ્રી નારાયણશંકર દેવશંકર પ્રાણાચાર્ય નીમાયા હતા.

આ વર્ષ ધન્વન્તરિ મહોત્સવ પ્રસંગે આયુર્વેદ પાઠશાળાને આપણી સભાના મંત્રી રસવૈદ્ય ઊમીયાશંકર મોતીરામ રાવળે દર વરસે રૂા. ૫૧) વૈદ્યરાજ અંબાશંકર જી. ત્રિવેદીએ દર વરસે રૂા. ૨૫) તથા વૈદ્યરાજ ભવાનીશંકર રૂઘનાથજીએ બે વરસ સુધી દર વર્ષે રૂા. ૧૦૦) સો રૂપીઆ વૈદ્યરાજ ત્રિકમલાલ મગનલાલ દર વર્ષે રૂપીઆ સાત જાહેર કર્યું હતું.

સભાના પ્રમુખશ્રી શર્માજી પાઠશાળાને દરમાસે રૂ. ૨૫) આપતા તેનો ઉલ્લેખ ઉપર કર્યો છે તે ઉપરાંત સભાને દરમાસે રૂપીઆ પાંચ પ્રમાણે વાર્ષિક મદદના આપ્યા હતા.

આપણી સભાના ઉપપ્રમુખ વૈદ્યરાજ લક્ષ્મીશંકર રામકૃષ્ણ શાસ્ત્રીજી પાટણ ખાતે શ્રી. પી. આયુર્વેદ મહાવિદ્યાલયના મુખ્ય અધ્યાપક નિમાયા.

દરવર્ષના નિયમ મુજબ ભિષક પરિક્ષામાં પસાર થનારાઓને અભિનંદનો આપવામાં આવ્યાં હતાં તદુપરાંત વૈદ્યરાજ નાથાલાલ નારાયણદાસભાઈ શાહે સભાની કરેલી સેવાઓની કદર કરી સભા તરફથી ચાંદીના કાસ્કેટમાં માનપત્ર આપવામાં આવ્યું હતું.

સને ૧૯૩૧ આ વરસમાં ઊંઝા ફાર્મસીના માસિક વૈદ્ય નગીનદાસભાઈ તરફથી ભારત ભૈષજ્ય રત્નાકર ભાગ બીજો તથા અર્ક પ્રકાશ નામનું પુસ્તક

( જેના અનુવાદક વૈદ્યશાસ્ત્રી વાસુદેવ શર્મા વડાગામવાળા ) એમ બે, પુસ્તકો સભાને ભેટ મળ્યાં હતાં.

સભાના પ્રમુખ શ્રીયુત્ શર્માજીના દાદા, તથા બ્રહ્મનિષ્ટ શ્રીમાન નથ્થુરામ શર્મા. વૈદશાસ્ત્ર સંપન્ન મહામહોપાધ્યાય શાસ્ત્રી રામકૃષ્ણ હર્ષજી, જામનગરના વૈદ્યરાજ ધીરજરામભાઇને આપણી સભાના સભાસદ ત્રિકમલાલભાઈ વગેરે કૈલાસવાસ કર્યો જે બદલ સભાએ દિલસોજી દર્શાવી હતી.

સભાના ઉપપ્રમુખ નાગરદાસ મોહનલાલ આયુર્વેદાચાર્યની પાટણ બી. પી. મહાવિદ્યાલયમાં મુખ્ય અધ્યાપક તરીકે નિમણુક થવાથી તેમની જગ્યાએ અત્રેની પાઠશાળાના શિક્ષક તરીકે અંબાશંકર નાગજીભાઈની નિમણુંક કરવામાં આવી હતી. નાગરદાસભાઈ પાટણ જતા હોઇ તેમની વિદ્વતાની કદર કરી સભાએ રૂા. ૨૧) એકવીશ ઉપહાર તરીકે આપીને સન્માન્યા હતા.

ચાલુ સાલમાં મુંબઇથી ડૉ. ડી. જે. વ્યાસે પધારી અંધત્વના કારણોને તેનો પ્રતિકાર એ વિષય પર ઘણુંજ પ્રભાવશાળી વ્યાખ્યાન સભા સમક્ષ કર્યું હતું.

ધન્વન્તરી મહોત્સવ પ્રસંગે વૈદ્યરાજ બાબુલાલ રણછોડભાઈએ તેમના દાદા બાપાલાલ હરીશંકરના નામથી રૂા. ૧૦૦ અંકે સો રૂપીઆ પાઠશાળાને આપવાના જાહેર કર્યા હતા.

સભાના પ્રમુખ એસ. એમ, શર્માજીએ પોતાના ઉદાર સ્વભાવ મુજબ પાઠશાળાના વારસિક ખરચમાં ખુટતી રકમ આપવાનું જાહેર કર્યું હતું.

સને–૧૯૩૨

આ વરસમાં એક દુઃખદ બનાવ બન્યો. વૈદ્યસભાના ઉત્સાહીને સભ્યને સભાના માજી મંત્રી શ્રી. વૈદ્યરાજ ગણપતિશંકર છોટાલાલ સ્વર્ગવાસ પામ્યા તેમના અવસાન બદલ શોક પ્રદર્શિત કરનારો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

આ વરસમાં વસાઈ મુકામે ભરનાર ગુજરાત કચ્છ કાઠિયાવાડના પાંચમા અધિવેશનના પ્રમુખ આપણી સભાના પ્રમુખ શર્માજી નિમાયા હતા.

વસાઈ મુકામે ભરનાર પ્રાંન્તિય સંમેલનને અમદાવાદ વૈદ્ય સભાએ રૂા. ૧૩૦) અંકે એક સો ત્રીસ રૂા. વસાઈની સ્વાગત સમિતિને સર્વાનુમતે આપવામાં આંવ્યા હતા.

સને ૧૯૩૩ શ્રીયુત્ શર્માજીને પ્રાન્તના પ્રમુખ થવા બદલ અભિનંદનનો મેળાવડો યોજવામાં આવ્યો હતો.

આયુર્વેદના ઉત્કર્ષના માટે પ્રાણાન્ત સુધી વિવિધ રીતે આયુર્વેદની પ્રખર સેવાઓ કરનાર સ્વર્ગસ્થ વૈદ્યરાજ જટાશંકર લીલાધર ત્રિવેદીનું ઓઇલ પેઇન્ટીંગ

તેમના મિત્ર વૈદ્ય શાસ્ત્રી નારાયણશંકર દેવશંકર પ્રાણાચાર્ય તરફથી વૈદ્ય સભામાં આપ્યું હતું ને તેની ઉદ્ઘાટન ક્રિયા કરી મીત્ર રૂણ કંઇક અંશે અદા કર્યું હતું.

મહાન દેશ ભક્ત વીર વિઠ્ઠલભાઈ ઝવેરભાઇ પટેલનું અવસાન થવાથી તેમના મરણથી દેશને જે ભારે ન પુરાય તેવી ખોટ પડી તે માટે શોક પ્રદર્શિત કરી યોગ્ય ઠરાવ કરી-લાગતા વળગતાને મોકલી આપવામાં આવ્યો હતો.

માણુસા વાળા વૈદ્ય કે. જે. પટેલ ગુજરી જવાથી સભાએ શોક પ્રદર્શીત કર્યો હતો ને વૈદ્ય કે. જે. માસ્તરના સુપત્રે તેમના પિતાજીના શ્રેયાર્થે અમદાવાદ વૈદ્ય સભાને રૂા. ૫૧) અંકે એકાવન આપવાનું જાહેર કર્યું હતું.

આ સાલની આખરે મેનીન્જાઇટીસ નામનો વ્યાધિ અમદાવાદમાં શરૂ થયો જેથી અમદાવાદ વૈદ્ય સભાના મંત્રીઓ, વૈદ્ય નટવરપ્રસાદ નારાયણશંકર શાસ્ત્રી તથા વૈદ્ય પુરૂષોત્તમદાસ અમૃતલાલ શાસ્ત્રીએ જનતાની સારી સેવા બજાવી હતી.

યુરોપીઅન રીટાયર્ડ સરજન સર બાયડે આયુર્વેદ પ્રત્યે કેટલાક આક્ષેપો સંયુક્ત કમિટી સમક્ષ કરેલા તેનો વિરોધ દર્શાવવા સભા મળી હતી ને એક મેમોરીઅલ ઘડાવી છપાવીને સેક્રેટરી ઓફ સ્ટેટ ફોર ઇન્ડીઅન ઇન કાઉન્સીલ તરફ મોકલાવામાં આવ્યું હતું.

સને-૧૯૩૪ ની સાલમાં મુંબઇ નિવાસી રાજવૈદ્ય જયશંકર હરજીવનભાઇ તથા વૈદ્યકવિ દુર્લભરામજી ધ્રુવ ને ભિગતા સ્નાતક વૈદ્યરાજ ગુણાઢ્ય અમૃતલાલ પટણીના અવસાન બદલ શોક સભાઓ કરી આસ્વાસનપત્રો લાગતાવળગતાઓને મોકલાવવામાં આવ્યાં હતાં.

ધન્વન્તરિ મહોત્સવ પ્રસંગે વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકર પ્રાણાચાર્ય તરફથી ભગવાનશ્રી ધન્વન્તરીનું ઓઇલ પેઇન્ટીંગ ચિત્ર વૈદ્ય સભાને અર્પણ કર્યું હતું. ને રિવાજ મુજબ વિદ્યાપીઠની પરીક્ષાએ પસાર કરનાર નવિન વૈદ્યોને અભિનંદનો અપાયાં હતાં.

પ્રત્યક્ષ શારીર નામનું પુસ્તક તેના ગુજરાતી અનુવાદના પ્રકાશકો આયુર્વેદ માર્તંડ જાદવજીભાઈ ત્રિકમજી આચાર્ય અને રા. રા. જુગતરામભાઈ તરફથી સભાના વાંચનાલયને ભેટ આપવામાં આવ્યું હતું.

ગયા વરસથી શહેરમાં સેરીબ્રો સ્પાઇનલ મેનીન્જાઇટીસ ફીવર ચાલુ હતો તેના માટે જનતાને સાવચેતી માટેની પત્રિકાઓ છપાવવામાં આવી હતી. તથા તેના અટકાવ માટેની દવા સભા તરફથી જનતાને મફત વહેંચવામાં આવતી હતી.

આપણી સભાના માનદ્ પ્રમુખ વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકર પ્રાણા-

ચાર્ય તરફથી આક્ષેપક જ્વર નામની નાની પુસ્તિકા આ રોગમાં ઉપયોગી થઈ પડે તે ખાતર જનતામાં મફત વહેંચવામાં આવી હતી. આ રીતે જનતામાં આયુર્વેદની પ્રતિષ્ઠાને ગૌરવ વધારવાના પ્રયત્નો કર્યા હતા.

સને ૧૯૩૫–૩૬–૩૭.

આ વર્ષમાં અમૃતલાલ પ્રાણશંકર પટણી વૈદ્યસભાને રૂા. ૧૦૧) આપીને પેટ્રન તરીકે નામ નોંધાવી સભા પ્રત્યે પોતાની સહાનુભૂતિ દર્શાવી હતી. આવરસમાં સભાના ત્રણ સભ્યોનું દુઃખદ અવસાન નિપજ્યું હતું. વૈદ્ય નાથાલાલ નારાયણદાસની સભા પ્રત્યેની સેવા કોઈથી અજાણી નથી. મનસુખરામ અમથારામની ધર્મશાળાનું મકાન આપણી સભાને કોઈ જાતનું ભાડું લીધા વિના તેઓ વાપરવા આપતા. એ કોઈથી અજાણ્યું નથી. તેમના અવસાનથી સભાને ભારે ખોટ પડી.

રાજ્ય વૈદ્ય ભવાનીશંકર રૂઘનાથભાઈ જેઓ આપણી સભાના પ્રમુખ હતા તેઓશ્રીના અવસાનથી તથા વૈદ્ય ગીરજાશંકર આશારામ ઝરીઆના એમ ત્રણે વૈદ્યરાજોના અવસાનથી તેમની સેવાઓની ખોટ પડી હતી. તેમના અવસાનની સભાએ નોંધ લઈ શોક દર્શક ઠરાવ કરી સભા કર્તવ્ય મુક્ત બની હતી.

વૈદ્ય સભાની એક જનરલ સભા શહેનશાહ પંચમ જ્યોર્જના દુઃખદ અવસાન બદલ ખેદ પ્રદર્શીત કરવા મળી હતી, ને તે સંબંધી ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો અને એ ઠરાવ સૌએ પૂર્ણ ગાંભીર્યથી ઊભા થઈ ને પસાર કરી નામદારના સદગત્ આત્માની શાન્તિ ઇચ્છી હતી.

મુંબઈ ઇલકાની ધારાસભામાં આયુર્વેદ શાસ્ત્રના હિતની ખાતર સૈયદ-મુનાવર સાહેબ તરફથી એવો ઠરાવ મુકવામાં આવ્યો કે દેશી વૈદ્યકની શિક્ષણ આપનારી કોલેજ કાઢવી. ને ડીગ્રીઓ, ડીપ્લોમા માટે તેને યુનિવરસીટી સાથે જોડી દેવી એ માટે ને બીજાં ઘટતાં પગલાં ભરીને દેશી વૈદકનો ધંધો કરનારની લાયકાત વાળા વૈદ્યોની નોંધ રાખવાનાં પગલાં ભરવાં. આવી ભલામણ કરતો ઠરાવ મુકનાર હતા. જેને અંગે આપણી વૈદ્ય સભાએ સૈયદ મુનાવર સાહેબને અભિનંદન આપનારો તથા તેમના કાર્યને મદદ કરવા માટે ધારા સભાના અન્ય સભ્યોને વિનંતી કરનારા ઠરવો પસાર કરી તેનો અંગ્રેજીમાં અનુવાદ કરી આપણા ઇલાકાની ધારાસભામાં બીરાજતા તમામ સભ્યોને તે ઠરાવની નકલો મોકલી આપવામાં આવી હતી—

દેશના દરેક પ્રાન્તોમાં મહાસંમેલનો ભરાયાં હતાં પરંતુ ગુજરાતમાં હજુ સુધી એક પણ મહાસમેલન ભરી શકાયું નહતું. ને મહાસંમેલન ગુજરાતના પાટનગરના આંગણે ભરાય તેમ સૌ કોઈ વૈદ્ય બંધુઓની તીવ્રેચ્છા હતી. જેથી દરવર્ષે બે, પ્રતિનીધીઓને સંમેલનનો અનુભવ લેવા સારૂ સભાના ખરચે મોકલવામાં આવતા છતાં સંયોગોના અભાવે મહાસંમેલન ભરી શકાયું નહતું

પરંતુ જો સાચી ધગશ હોય તો જરૂર સંયોગો આવી મળે છે. ચાલુ વર્ષમાં મછલીપટ્ટણમાં સંમેલન ભરવાનું આમંત્રણ આપવામાં આવ્યું હતું. પણ ત્યાં ઐકયતાના અભાવે તે સંમેલન મદ્રાસમાં ભરવાનો વિચાર ચાલતો હતો પરંતુ ત્યાં પણ અરસપરસના મતભેદના લઇને સંમેલન ભરવું અશકય થઈ પડયું આવા સંયોગોને લઇ મહા મંડળના પ્રધાન મંત્રી આયુર્વેદ પંચાનન કૃષ્ણ શાસ્ત્રી કવડે એ આપણી વૈદ્ય સભાને પત્ર લખ્યો કે આ વરસે ૨૫ મું વૈદ્ય સંમેલન અમદાવાદમાં ભરવામાં આવે તો સારૂં. પ્રધાન મંત્રીની વિનતી પરથી અમદાવાદના વૈદ્યોને શહેરીઓની એક જાહેર સભા રા. રા. સાકરલાલ બાલાભાઇના પ્રમુખ પદે બોલાવવામાં આવી ને અમદાવાદમાં નિખિલ ભારતીય વૈદ્ય સંમેલન ભરવાનો ઠરાવ કરવામાં આવ્યો. આ ઠરાવ કરવામાં આવ્યો ત્યારે સમય ઘણોજ થોડો હતો છતાં ગુજરાતના ગૌરવને વધારે તેવું નિખીલ ભારતનું પચીશમું વૈદ્ય સમેલન સાથે સાથે ગુજરાત કચ્છ, કાઠિઆવડનું છઠ્ઠું અધિવેશન એમ બે સંમેલનો અને નિખિલ ભારતવર્ષિય મહાસંમેલનને પચ્ચીશ વર્ષ પુરાં થતાં હોવાથી તેનો રજત જયંતિ મહોત્સવ પણ ધામધુમથી ઉજવ્યો હતો. આ મહાસંમેલનના પ્રમુખ તરીકે નાગપુરના પ્રસિદ્ધ વૈદ્યરાજ પંડિત ગોવર્ધન શર્મા, છાંગાણી ભીષક કેશરી વિરાજ્યા હતા ને ગુજરાત કચ્છ કાઠિઆવાડના છઠ્ઠા અધિવેશનના અધ્યક્ષ જી. પી. આયુર્વેદ કોલેજ પાટણના માજી પ્રીન્સીપાલને લીંબડી સ્ટેટના રાજવૈદ્ય રા. રા. શ્રી. અમૃતલાલ પ્રાણશંકર પટણી નિમાયા હતા.

રજત જયંતિ મહોત્સવ પ્રસંગે અમદાવાદના મે. ડીસ્ટ્રીકટ અને સેશન જજ્જ મહેરબાન લોકુર સાહેબે અધ્યક્ષ સ્થાન સ્વિકારી આપણા ઉત્સાહને વૃદ્ધિગત કરી શહેરની પ્રતિષ્ટા જાળવી રાખી હતી. આ માટે આપણે તેમના આભારી છીએ. આ સંમેલનોના કાર્ય માટે મૂખ્ય તેર માણસોની કમિટી નીમી હતી ને જુદાં જુદાં કાર્યો માટે જુદી જુદી કમિટીઓ નીમવામાં આવી હતી. જે દરેકે પોત પોતાનું કાર્ય સંતોષ જનક કર્યુ હતું.

સંમેલનોમાં--ભાગ લેવા દીલ્હી, મદ્રાસ, આલમા, સી. પી. મારવાડ, યુ. પી. રાજપુતાના, કર્ણાટક, સિંધ, પંજાબ, બંગાલ, મેવાડ, કચ્છ, કાઠિઆવાડ, ગુજરાત, વીગેરે વીગેરે, પ્રાન્તના ઘણા વૈદ્યોને આયુર્વેદ પ્રેમી સજ્જનો પધારેલા હતા, આવેલા સજ્જનોને સ્ટેશનપરથી મણિભાઇ મેન્શનમાંથી ઉતારી ત્યાંથી સરઘસ કાઢવામાં આવ્યું હતું જેમાં સભાપતિજી સંભાપા પરિષદોના સભાપતિઓ, ગુર્જર પ્રાન્તિય સંમેલનના પ્રમુખશ્રી તથા ભારતના પ્રસિદ્ધ પ્રસિદ્ધ વિદ્વાનોને ઘોડા ગાડીઓમાં બેસાડયા હતા ને બીજા વૈદ્યરાજો તથા આયુર્વેદ પ્રેમીઓ આગળ ચાલતા હતા. રસ્તામાં સ્થળે સ્થળે પ્રમુખનું સ્વાગત ફુલહારથી કરવામાં આવ્યું હતું. સરઘસના મોખરે બેન્ડ ઉપદેશપટ ને ધ્વજા પતાકા વીગેરે રાખવામાં આવ્યાં હતાં. સરઘસ ગાંધીરોડ, માણેકચોક આસ્તોડીઆ વીગેરે સ્થળે ફરતું ફરતું ભગવાન ધન્વન્તરીની જય ધ્વની કરતું લગભગ બે, કલાકે શેઠ

ભગુભાઇના વંડામાં જ્યાં વૈદ્ય સંમેલનના માટે એક વિશાળ મંડપ રાખવામાં આવ્યો હતો ત્યાં આવી પહોંચ્યું હતું.

સંમેલનના સમારંભમાં ભગવાન ધન્વન્તરીનો જપાત્મક યજ્ઞ શરૂ કર્યો હતો. ત્યારબાદ બપોરના ગુજરાત કચ્છ કાઠિઆવાડ પ્રાન્તિય સંમેલની સમિતિની બેઠક એસ, એમ, શર્માજીના પ્રમુખ પદે મળી હતી.

સાંજના ચાર વાગે પ્રદર્શનની ઊદ્ઘાટન ક્રિયા કરવામાં આવી હતી. જેમાં પ્રદર્શનાધ્યક્ષ રસવૈદ્ય ઉમીયાશંકર મોતિરામ રાવળનું ભાષણ થયું બાદ હિંદુ વિશ્વ વિદ્યાલયના વાઇસ ચાન્સેલર શ્રીયુત, આનંદશંકર બાપુભાઇ ધ્રુવના હાથે પ્રદર્શનનું ઉદ્ઘાટન થયું હતું. શ્રી ધ્રુવજીનું ભાષણ સુંદર હતું.

તા. ૨૮, ડીસેમ્બરના રોજ સવારના ગુજરાત કચ્છ કાઠિઆવાડનું અધિવેશન શરૂ થયું હતું તેના સ્વાગતાધ્યક્ષ વૈદ્ય અમૃતલાલ ત્રિભુવન શાસ્ત્રીએ પોતાનુ સ્વાગતનું ભાષણ વાંચ્યાબાદ પૂર્વ નિર્વાચિત શ્રીયુત અમૃતલાલ પ્રાણશંકર પટણીએ સભાપતિનું સ્થાન સ્વિકાર્યું હતું બાદ વિષય વિચારણી સમિતિની ચુંટણી કરી સંમેલન વિસરજન થયું હતું.

બપોરના ૨૫ મા નિ. ભા. વૈદ્ય સંમેલનનો આરંભ થયો હતો. મંગલાચરણ સ્તુતિ થયા બાદ સ્વાગતાધ્યક્ષ વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકર પ્રાણાચાર્યે તેમનું ભાષણ વાચ્યું હતું તે પુરૂ થતાં પૂર્વ નિરવાચિત સભાપતિ શ્રી. પંડિત ગોવરધન શર્મા છાંગાણી ભિષક કેશરીએ સભાપતિનું સ્થાન ગ્રહણ કર્યું હતું.

તા. ૨૯ ડીસેમ્બરના રોજ સવારમાં સ્ત્રીરોગને બાલરોગ સભાષા પરિષદની બેઠક થઇ હતી. તેના પ્રમુખસ્થાને પંડિત મસ્તરામજી વૈદ્ય સભાપતિ હતા. તે વખતે હિસ્ટીરીયાનું ઊચિત નામ સુચવાયું હતું ને વિદ્વાનોને તેનાપર પોતાના મત પ્રકટ કરવાને વિનવ્યા હતા. વૈદ્યરાજ જાદવજીભાઇએ કહ્યુંકે કલકત્તાના સ્વ કવિરાજ વિનોદલાલજી એને હિસ્ટીરીયાનું યોષોપસ્માર નામ પાડયું હતું પરંતુ આ રોગનાં લક્ષણો અપતંત્ર વાત વ્યાધિ કરતાં વધુ મળે છે તેને બીજા વિદ્વાનોનો ટેકો મળ્યો હતો. જાદવજીભાઇને સુચવ્યું હતું કે યોષોપસ્મારકે, અપતંત્રકથી બીજું નામ રાખવમાં આવે તો ઠીક પણ નામ સંબંધી કંઈ નિર્ણય થયો ન હતો.

ત્યારબાદ મુંબઈના સુપ્રસિદ્ધ ડૅાકટર જીવણલાલ દુર્લભજી ધ્રુવનું આયુર્વેદમાં ગર્ભ સંબંધી વિચારો એ સંબંધી ભાષણ થયું હતું.

તા. ૩૦. ડીસેમ્બરે પ્રાન્તિય વૈદ્ય સંમેલન દ્વારા પ્રાન્તની આયુર્વેદીય સેવા બદલ ડૅાકટર સા૦ પોપટભાઈ પ્રભુરામ વૈદ્ય અને વૈદ્યશાસ્ત્રી નારાયણ-

શંકર દેવશંકર પ્રાણુાચાર્ય. રાજ્યવૈદ્ય એસ, એમ, શર્માજી વીગેરેને સ્થાપી સમિતિ દ્વારા માનપત્રો ચાંદીના કાસ્ટોમાં અર્પણ કર્યાં હતા.

બપોરના મહાસંમેલનના આજીવન સદસ્ય બનવા માટે. વિનતી કરતાં કેટલાક આજીવન સદસ્યોને કેટલાકે સંરક્ષક બનીને પ્રત્યુત્તર વાળ્યો હતો જેમાં આપણી સભાના (અમદાવાદ વૈદ્યસભાના) વૈદ્ય ભાઈઓનો ફાળો મોટો હતો.

રાત્રિના નુતન વ્યાધિ વિચાર સંભાષા પરિષદનું કાર્ય થયું હતું તેનું અધ્યક્ષસ્થાન પંડિત કન્હૈયાલાલજી આયુર્વેદાચાર્ય મુંબઇવાળાએ સ્વિકાર્યું હતું. આ વખતે મેનીન્જાઇટીસ માટે મુંબઈવાળા શ્રી શંકર થીટએ પ્રંસાગાનુસાર વિવેચન કર્યું હતું.

તા. ૩૧ ડીસેમ્બરના રોજ વનસ્પતિ દ્રવ્યગુણ સંભાષા પરિષદનું અધિવેશન કાનપુરના રાજ્યવૈદ્ય કિશોરીદત્ત શર્માના અધ્યક્ષ સ્થાને મળ્યું હતું.

મહાસંમેલનને પચીસ વર્ષ પુરાં થતાં હોવાથી સાંજના રજત જયંતિ મહોત્સવનો આરંભ થયો હતો તેના પ્રમુખ સ્થાને અમદાવાદના સેશન જજ સાહેબ શ્રી. એસ. એન. લોકુર સાહેબ બિરાજ્યા હતા.

આમ અમદાવાદના વૈદ્યો નાગરીકો શેઠ શ્રી ચીમનલાલ ગીરધરલાલ શેઠ શ્રી. બાલાભાઇ દામોદરદાસ શેઠ શ્રી શામળ બહેચરવાળા શેઠ ટોડરમલ તથા સ્વામિનારાયણના મંદિરના આચાર્ય શ્રી વીગેરેના સહકાર માટે તથા શેઠ શ્રી ભગુભાઇનો વંડો વિના મૂલ્ય વાપરવા આપેલો. તે માટે સ્વ૦ શેઠ જમનાભાઇ ભગુભાઈનાં ધર્મપત્નિનો એમ સર્વેની વૈદ્ય સભા રૂણી છે.

એમ બન્ને સંમેલનો સને ૧૯૩૫ ના ડીસેમ્બરમાં ભરવામાં, અને આવા મહાન કાર્યને પહોંચી વળવા માટે આપણી સભાના સભ્યોએ પોતાની શક્તિ અનુસાર તન મન, ને ધનથી મદદ કરી હતી આવા કાર્યોમાં એકયતાની જરૂર હોય છે સૌના સહકાર વડે સંમેલનનું કાર્ય પરિપૂર્ણ રીતે થયું. ને અમદાવાદ

વૈદ્ય સભાએ સારો યશ પ્રાપ્ત કર્યો હતો.

નામદાર શ્રીમંત સરકાર શ્રી સયાજીરાવ ગાયકવાડ બહાદુરને તેમણે કરેલી આયુર્વેદની સેવાઓ માટે આપણી સભા તરફથી તેઓ શ્રી સાહેબને માનપત્ર અર્પણ કરવાનો ઠરાવ થયો હતો ને તે સ્વિકારવાનો જુવાબ પણ આવી ગયો હતો, પણ તેજ અરસામાં આપણા નામદાર શહેનશાહ પાંચમા જ્યોર્જના દુઃખદ અવસાનને લઇ કાર્ય મુલ્તવી રાખવામાં આવ્યું હતું.

સને—૧૯૩૬ ની સાલમાં નિખિલભારત વર્ષિય મહાસંમેલન બનારસમાં ભરાયું હતું આ વખતે આ સંમેલનના પ્રમુખ તરીકે આપણી સભાના માનદ

પ્રમુખ વૈદ્ય શાસ્ત્રી નારાયણશંકર દેવશંકર--પ્રાણાચાર્ય ઘણા વધુ મતે ચુંટા-વાથી, આપણી સભાનું ગૌરવને પ્રતિષ્ઠા વધ્યાં હતાં ને તે સ્થાનને તેઓ શ્રીએ. ભારતની સંસ્કૃતિના ધામ સમીએ વિદ્યાનગરીમાં સુંદર રીતે શોભાવીને અમદાવાદ. વૈદ્યસભા અને ગુજરાતના ગૌરવમાં અભિવૃદ્ધિ કરી હતી.

આપણી સભાના માનદ પ્રમુખશ્રીની મહાસંમેલનના અધ્યક્ષ તરીકેની વરણી થવાથી સભાએ હર્ષમાં આવી ઠરાવ કર્યો કે સને ૧૯૩૬ ની સાલમાં વૈદ્ય સભાના લીસ્ટ પર જેટલા મેમ્બરો હોય ને તેઓ બનારસ સંમેલનમાં ભાગ લેવા જવા ઇચ્છતા હોય તો તેવા મેમ્બરોને મુરબ્બી નારાયણશંકર દેવશંકર પ્રાણાચાર્ય અડધું ભાડું આપવા ઇચ્છા દર્શાવે તો વૈદ્યસભાએ અડધું ભાડું આપવું. આ સંબંધમાં વૈદ્યરાજ શ્રી. નારાયણશંકરભાઇ પાસે વિનતી કરવા જવા માટે ચાર વૈદ્યોનું એક ડેપ્યુટેશન મોકલવું એવો ઠરાવ થયો. ને ઠરાવ પ્રમાણે ડેપ્યુટેશન વૈદ્યરાજ નારાયણશંકર ભાઇને મળ્યું હતું ને ડેપ્યુટેશનને માન આપીને મુરબ્બી નારાયણશંકર દેવશંકર પ્રાણાચાર્યે સભાના ઠરાવ મુજબ અડધું ભાડુ ને અડધો ખરચો આપવા ખુશી બતાવી હતી. જેને લઇ સભામાંથી. ૪૦ ચાલીશ જેટલા સભ્યો બનારસ ગયા હતા. આવી ઉદારતા બદલ તેઓ શ્રીને અનેક ધન્યવાદ ઘટે છે.

અમદાવાદના સભ્યો સાથે નડીઆદ લીંબડી, વડોદરા, સુરત, ભાવનગર, ડાકોર પ્રાન્તિજ, કપડવંણજ ગોધરા, હાંસોટ, ભરૂચ, વિગેરે ગામોના વૈદ્યો પણ સારી સંખ્યામાં હતા મુરબ્બી નારાયણશંકરભાઇએ પોતાની ઉદારતા ને એટલેથી ન પતાવતાં રસ્તામાં ચહા, પાણી, ને નાસ્તાની વ્યવસ્થા બધા વૈદ્યોના સારૂ કરી હતી. ને અગાઉથી તેઓ શ્રીએ કરેલી ગોઠવણ મુજબ દિલ્હીમાં તમામ વૈદ્યોના માટે, ઉતરવાનું સ્થાન ને બન્ને ટાઇમ જમવાની રસોઇ પણ તૈયાર રાખી હતી. આ તેમના ઉદારચીત સ્વભાવ માટે સભા તેમની આભારી છે.

તે વર્ષના વૈદ્ય સભાના પ્રમુખ શ્રી અમૃતલાલ ત્રિભુવન શાસ્ત્રી કે જેમણે ગાડીમાં પણ બનારસ જતાં સુધી દરેક સ્ટેશને સ્ટેશને ઉતરી બધા વૈદ્ય ભાઇ-ઓની ખબર અંતર લીધી હતી.

સને ૧૯૩૭ની સાલમાં વૈદ્ય શાસ્ત્રી નારાયણશંકર દેવશંકર પ્રાણાચાર્ય નિ. ભા. વર્ષિય મહાસંમેલન કાશીના પ્રમુખ નિમાયા હોવાથી આપણી સભાએ તેમને માનપત્ર ચાંદીના કાસ્કેટમાં આપ્યું હતું. ને વૈદ્ય સભાની ચુંટણી કરવામાં આવી હતી વૈદ્ય સભાનું અસ્તિત્વ જાળવી રાખ્યું હતું આ સિવાય ખાસ કામકાજ કંઇ કર્યું જણાતું નથી એક દુઃખદ બનાવ વર્ષના અંતે બન્યો સભાના પ્રાણસ્વરૂપ ને સભાની સ્થાપનાથી આજ સુધી તેની તન મન ધનથી સાચી સેવા કરનાર વૈદ્ય શાસ્ત્રી નારાયણશંકર દેવશંકરનું દુઃખદ અવસાન થયું જેથી સભાને ભારે ખોટ પડી. ને સભાએ શોકદર્શક સભા ભરી સ્વર્ગસ્થને જ્વલંત શબ્દોમાં અંજલી અર્પી કંઇક અંશે રુણમુક્ત બની હતી.

સને ૧૯૩૮ આ વર્ષમાં સર્વ વૈદ્ય બંધુઓના સહકારથી સભાએ ઘણાં સુંદર કાર્યો કર્યા હતાં. પાછલી સાલમાં જે સભાના સ્થાનિક ૧૩૦ મેમ્બરો હતા તે બહારગામના અને આયુર્વેદાનુરાગી. પેટ્રનો મળી કુલ ૧૪૨ મેમ્બરો હતા તેના બદલે આ વર્ષમાં સ્થાનિક ૨૧૭ મેમ્બરો બહારગામના ૯૪ મેમ્બરો આયુર્વેદાનુરાગી ૪ પેટ્રનો ત્રણ એમ કુલ ૩૧૮. મેમ્બરો આ સભાના હતા એ તેની લોક પ્રિયતા સાબીત કરે છે.

આ સાલ વૈદ્ય સભાના ઇતિહાસમાં ખરેખર યાદગાર છે. આ વર્ષમાં મુંબઇની કોંગ્રેસ સરકારે વૈદ્યોને હકીમોને માટે રજીસ્ટ્રેશન એકટ કરવાનું બીલ ધારાસભામાં રજુ કર્યું ને તે કાયદામાં કેટલીક કલમો વૈદ્યોને હાની કરતા હોય તેનો વિરોધી દર્શાવવા ને તે કાયદાઓમાં સુધારો વધારો કરવા ને કાયદા સંબંધી વિચાર કરવા અમદાવાદ વૈદ્ય સભાએ અમદાવાદ જીલ્લા પરિષદ મુંબઇના સ્વનામ ધન્ય આયુર્વેદ માર્તંડ વૈદ્ય જાદવજી ત્રિકમજી આચાર્યના પ્રમુખપદે ભરી હતી. ને યોગ્ય સુધારા ને ઠરાવો કરીને મુંબઇ સરકારને મોકલી આપ્યા હતા.

અમદાવાદ જીલ્લા વૈદ્ય પરિષદ ભરવાનું ને તેનું ભોજનાદિ ખર્ચ અમદાવાદ વૈદ્ય સભાના પ્રમુખશ્રી રસાયનાચાર્ય ઉમીયાશંકર મોતીરામ રાવળે તેમના ઉદાર સ્વભાવ મુજબ આપ્યું હતું.

આજ વર્ષમાં કોંગ્રેસ સરકારે દારૂ વીગેરે કેફી પીણાં પર પ્રતિબંધ મુકીને દારૂ બંધી કરી જેમાં આયુર્વેદના આસવારિષ્ટોનો પણ સમાવેશ કરી તેના પર પ્રતિબંધ મુકી વૈદ્યોની ચિકિત્સામાં ભારે મુશ્કેલી ઉભી કરી. આ સંબંધમાં એટલે આયુર્વેદના આસવારિષ્ટોએ ઔષધો છે દારૂ નથી કે, કેફી કે, સુમધુર પીણાં નથી. એ સાબીત કરવાને તેના પરનો પ્રતિબંધ ઉઠાવી લેવા વૈદ્ય સભાએ અનેક પ્રવૃત્તિએ કરી તેના માટે જાહેર સભાઓ વૈદ્ય સભાએ બોલાવી હતી. સમસ્ત અમદાવાદના વૈદ્યરાજોએ એ કાયદાનો વિરોધ દર્શાવવા એક દિવસ દવાખાનાં બંધ રાખીને હડતાલ પાડી હતી. છતાં સત્તા આગળ શાણપણ હંમેશાં નિષ્ફળ નિવડે છે તેમ કોંગ્રેસ સરકારે તેના પ્રતિ ધ્યાન આપ્યું નહીં જેથી તે લડત ચાલુ રાખવા ને પ્રતિબંધ દુર ન થાય ત્યાં સુધી તેના માટે એક લડત કમિટીની નિમણુંક કરી છે જેના તરફથી પ્રતિબંધ દુર કરાવવાનું કાર્ય થઇ રહ્યું છે. કમિટી તરફથી એક મેમોરેન્ડમ ધારાસભાના દરેક મેમ્બરોને મોકલી આપવામાં આવ્યું છે તેમજ નામદાર ગોવર્નર સા. ને પણ કમિટી બે ત્રણ વખત મળી હતી. પુજ્ય મહાત્મા ગાંધીજીને પણ આ બાબતથી વાકેફગાર કરવામાં આવ્યા છે. સરદાર વલ્લભભાઇ અને પ્રોહીબીશન ખાતાના પ્રમુખ શેઠશ્રી અંબાલાલ સારાભાઇ વીગેરે ને કમિટી વારેવારે મળી હતી. ને આસવો પરનો પ્રતિબંધ ગેરવ્યાજબી છે એ સમજાવવામાં આવ્યું હતું.

થોડાક સમયમાં આસવોનો પ્રતિબંધ દુર કરવામાં આવશે. એવું સંભળાય છે.

પુના ખાતે વૈદક રજીષ્ટ્રેશનનો વિરોધ દર્શાવવા સારૂ મુંબઈ ઇલાકાની વૈદ્ય હકીમ પરિષદ ભરાઇ હતી. જેમાં અત્રેથી પ્રતિનિધીઓ મોકલવામાં આવ્યા હતા ને એ પરિષદદ્વારા પણ આસવારિષ્ટ પરનો પ્રતિબંધ મુકાયો છે તે સંબંધમાં વિરોધ દર્શક ઠરાવ કરાવવામાં આવ્યો હતો. તેમજ ૧૯૩૮ ની સાલમાં મુંબઇ મુકામે ભરાયેલ પ્રાન્તિય ને ભારતવર્ષિય એમ બન્ને સંમેલનોએ પણ આસવારિષ્ટ પરનો પ્રતિબંધ ગેરવ્યાજબી છે તેના પરનો પ્રતિબંધ સત્વર સરકાર ઊઠાવી લે છતાં કોઇ પણ રીતે સરકાર આ પ્રતિબંધ ન ઉઠાવે ને કોઈ પ્રાન્તને કાયદાના સવિનય ભંગની જરૂર પડે તો દરેક પ્રાન્તે તેને મદદ કરવી આવો ઠરાવ કરવામાં આવ્યો હતો ને તે ઠરાવ સરકારમાં મોકલી આપ્યો હતો.

આયુર્વેદના ઊત્કર્ષ માટે એક જાહેર પ્રચાર સમિતિ નિમવામાં આવી હતી. એ સમિતિએ યથા શકય ભાષણો કરી શહેરમાં આયુર્વેદનો પ્રચાર કર્યો હતો.

આ વર્ષે દરવર્ષની માફક ધન્વન્તરિ જયંતિ વૈદ્યો એકલા ન ઊજવતાં મંત્રી અનિરુદ્ધપ્રસાદ એમ મહેતાએ લોકો આયુર્વેદમાં રસ લેતા થાય તેવી યોજના કરીને ધન્વન્તરિ સાપ્તાહની પ્રથા શરૂ કરી. સાત દિવસ સુધી દરરોજ જાહેર પુરૂષોના પ્રમુખપણા નિચે સભા રાખવામાં આવી હતી. ને ઊત્સાહિ વૈદ્ય બંધુઓએ જનતાને ઉપયોગી નિવડે તેવાં ભાષણો આપીને સુંદર પ્રચાર કાર્ય કર્યું હતું.—આ પ્રસંગ પર અમદાવાદ વૈદ્ય સભાને પચ્ચીશ વર્ષ ઉપરાંત વર્ષો થવાથી તેની રજત જયંતિ ઊજવવી એવી સુચના વૈદ્યરત્ન માધવ-પ્રસાદ ના. શાસ્ત્રી વૈદ્ય વાચસ્પતિ વાસુદેવ શામળદાસ ગોર. ભિષક શિરોમણી નટવરલાલ નારાયણશંકર શાસ્ત્રી વૈદ્ય શંભુપ્રસાદ કે, શાસ્ત્રી. વૈદ્ય પુરૂષોત્તમ-પ્રસાદ અમૃતલાલ જાની. વીગેરે વીગેરે વૈદ્યબંધુઓએ કરી હતી જે નિવેદનમાં જણાવવામાં આવ્યું છે તે સુચના વ્યાજબી લાગવાથી વૈદ્ય સભાએ ઠરાવ કરીને રજત જયંતિ મહોત્સવ ઊજવવાનું નક્કી કર્યું હતું.

આ વર્ષમાં એક દુઃખદ બનાવ બન્યો. ગુજરાત, કચ્છ, કાઠિયાવાડના. છઠ્ઠા અધિવેશનના પ્રમુખ શ્રી અમૃતલાલ પ્રાણશંકર પટણીનું અવસાન થયું તેમજ બીજા કેટલાક વૈદ્યનું અવસાન થવાથી વૈદ્ય સભાએ તેઓની નોંધ લીધી હતી, ને તેના દિલસોજીના ઠરાવો તેમના કુંટુંબીજનો પર મોકલી આપવામાં આવ્યા હતા.

ચાલુ વર્ષમાં નિખિલ ભારતિય મહા સંમેલન મુંબઈ મુકામે લાહોરવાળા શિવશર્માના પ્રમુખપદે મળ્યું હતું. ને પ્રાન્તિય સંમેલનનું સાતમું અધિવેશન સુરતવાળા વૈદ્ય બાલકૃષ્ણ રત્નેશ્વર પાઠકના સભાપતિપદે મળ્યું હતું એ

સંમેલનનું આમંત્રણ આપવા મુંબઈથી, રાજવૈદ્ય હીરજીભાઇ આવ્યા હતા ને તે સમયે અમદાવાદના વૈદ્યોની જનરલ સભા બેલાવી હતી. આપણી સભાએ રૂ. ૨૦૧) બસોએક મુંબઈ સંમેલનમાં આપ્યા હતા. સિવાય સ્વ. વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકરના સુપુત્રોએ રૂ. ૧૦૧) અંકે એકસોએક વૈદ્ય સભાના પ્રમુખશ્રી, રસાયનાચાર્ય ઊમીયાશંકર ભાઇએ રૂ. ૫૧). વૈદ્ય દામોદરાચાર્યે રૂા. ૫૧) તથા બાપાલાલ હરિશંકર તરફથી બાબુલાલ રણછોડલાલે રૂા. ૨૫) ભેટ આપ્યા હતા. સંમેલનમાં ભાગ લેવા અહીંથી સારી સંખ્યામાં વૈદબંધુઓ ગયા હતા. દર વર્ષોના સંમેલનો કરતાં આ વર્ષે એક વિશિષ્ટતા એ હતી કે, આ વર્ષે મહાસંમેલનનું નામદાર વડાપ્રધાન શ્રી ખેર સાહેબના હાથે અને અધ્યાપન સંમેલનનું નામદાર ગૃહમંત્રી શ્રી મુન્શી સાહેબના હાથે ઉદ્‌ઘાટન કરવામાં આવ્યું હતું. આરોગ્ય ખાતાના પ્રધાન નામદાર ગીલ્ડર સાહેબે પણ પધારી ઉપકૃત કર્યા હતા.

નાગપુર ખાતે કોટા સીસ્ટમનો જે ઠરાવ પંડિત શિવશર્મા તરફથી મુકવામાં આવ્યો હતો તે ગુજરાતને નુકશાનકારક હોઇ નાગપુર મુકામે જ અમદાવાદથી ગયેલ વૈદ્ય ભાઇઓએ તેનો વિરોધ ઊઠાવ્યો હતો. જે આ વર્ષે મુંબઇ સંમેલનમાં શિવશર્માજીએ પાછો ખેંચી લીધો હતો.

આ વર્ષમાં વૈદ્યરાજ રવિશંકર જટાશંકર પ્રાણાચાર્યે સ્વ. વૈદ્યશાસ્ત્રી. નારાયણશંકર દેવશંકર પ્રાણાચાર્યનું તૈલચિત્ર મુંબઈ ધારાસભાના સ્પિકર. નામદાર માવલંકર સા. ના હસ્તે વૈદ્ય સભામાં અર્પણ કર્યું હતું. તે વખતના મેળાવડાનું ખર્ચ સભાના ઉપપ્રમુખ શ્રી. હરિભાઈ એમ.–પંડયાએ આપ્યું હતું.

આ વર્ષમાં અમદાવાદના કેટલાક વિદ્વાનને ઊત્સાહિ વૈદ્યોને ભારતની પ્રતિષ્ઠિત સંસ્થાઓ તરફથી પદવીએ મળી જેમનો નામ અને પદવીઓ નીચે પ્રમાણે છે. વૈદ્ય રવિશંકર જટાશંકરને પ્રભુરામ આયુર્વેદીય કોલેજ તરફથી પ્રાણાચાર્યની વૈદ્યરાજ જેઠાલાલ દેવશંકરને પણ ઉપરોક્ત સંસ્થા તરફથી પ્રાણાચાર્યની પદવી મળી હતી. સભાના પ્રમુખશ્રી. રસ વૈદ્ય ઉમીયાશંકર મોતીરામ રાવળને કાશીને વ્રજમંડળ યુનિવરસીટી તરફથી રસાયનચાર્યને રસ તત્વ વાચસ્પતિની વૈદ્યરત્ન માધવપ્રસાદ. ના. શાસ્ત્રી, ને વૈદ્ય વાચસ્પતિની પદવી. કાશી શ્રી. વૈદ્ય નટવરપ્રસાદ નારાયણશંકર શાસ્ત્રી ને કાશી ને વ્રજમંડળ યુનિવરસીટી તરફથી વૈદ્યભૂષણ ને ભિષક શિરોમણી વૈદ્ય શાસ્ત્રી વાસુદેવ શામળદાસ ગોરને વૈદ્ય વાચસ્પતિની પદવી કાશીથી ને ભિષગાચાર્યની પદવી આયુર્વેદ પાઠશાળા (રજીસ્ટર) તરફથી મળી હતી વૈદ્ય અનિરૂદ્ધપ્રસાદને કાશીથી વૈદ્યભૂષણ ને વ્રજમંડળ યુનિવરસીટીની વૈદ્ય વિશારદ, વૈદ્ય શશિકાન્ત બી. પંડયાને વૈદ્યભૂષણ કાશી વૈદ્ય રમણિકલાલ જેઠાલાલ દવેને આયુર્વેદ રત્નાકર કાશી. વૈદ્ય દલપતરામ પી. દવેને આયુર્વેદ વિશારદ, વૈદ્ય અનુપ્રસાદ ખોડીદાસ, વૈદ્યભૂષણ કાશી, વૈદ્ય નરસીંહચંદ સાંકળચંદ ને રસાયનાચાર્યની પદવી અત્રેના વૈદ્યરાજ દામોદરાચાર્ય તરફથી આપવામાં આવી હતી. આ દરેક

ભાઇઓને પદવીઓની પ્રાપ્તિને લઈ જુદાં જુદાં મંડળો તરફથી વૈદ્યભાઇઓને માનપત્રો મળ્યાં હતાં. ને વૈદ્ય સભાએ પણ એ વૈદ્ય ભાઈઓને માનપત્ર આપવાનો ઠરાવ પસાર કરી પોતાની ફરજ બજાવી છે.

અત્યાર સુધી—વૈદ્ય સભાના મુરબ્બી નારાયણશંકર ભાઇ એકલા માનદ્ પ્રમુખ હતા પરંતુ આ વર્ષથી વૈદ્ય સભાના થઇ ગયેલા દરેક પ્રમુખોને માનદ્ પ્રમુખ ગણવાનો ઠરાવ કર્યો જેથી એકના બદલે—રા. એસ. એમ. શર્માજી. રા. જેઠાલાલ દેવશંકર દવે. રા. અમૃતલાલ ત્રિભુવન શાસ્ત્રી વીગેરે એમ ત્રણ માનદ્ પ્રમુખો થયા.

દરવર્ષોના રિવાજ પ્રમાણે ધન્વન્તરી ઉત્સવ ઉજવવાના બદલે આ વર્ષે ધન્વન્તરી સપ્તાહ ઉજવ્યો તે વખતે જે રજત જયંતિ ઊજવવાનો કાર્યક્રમ જે સભા સમક્ષ મુકવાનો ઠર્યો હતો તે સભા સમક્ષ મુકવામાં આવ્યો ને સભાએ તેને સહર્ષ વધાવી લીધો તેના કાર્ય માટે એક કમીટી નિમવામાં આવી ને તે કમીટીએ વારંવાર મળી કાર્યક્રમ નકકી કર્યો સભાએ રજત જયંતિ ગ્રંથ પ્રકાશ માટે રૂ. ૫૦૦) મંજુર કર્યા એમ સભાએ પોતાના પચ્ચીશ વર્ષમાં શ્રી ધન્વન્તરીની કૃપાથી યથાશકય કાર્યો પુરાં કર્યાં અને હવે તેના યૌવન કાળમાં પ્રવેશી ચુકી છે. જેથી તેની અવસ્થાના અનુરૂપ કાંઇ કાંઈ નવું કરવાના કોડ છે તે પુરા કરવા તેને ઉત્તરોત્તર સહાય કરવી એ સૌ વૈદ્ય બંધુઓના હાથમાં છે.

સને ૧૯૩૯ ની સાલમાં સને ૧૯૩૮ ની સાલનાં કેટલોક મહત્વનાં કાર્યો બાકી હોઇ ચુંટણી લગભગ જુન માસ સુધી લંબાવવી પડી ત્યાં સુધી જેનું તે મંડળ કાયમ રહ્યું આ સાલમાં પણ વૈદ્ય સભાએ અનેક કાર્યો કર્યાં છે. આસવારિષ્ટ પરના પ્રતિબંધને ઉઠાવી લેવા માટે નામદાર ગીલ્ડર સા. ને વૈદ્યનું એક ડેપ્યુટેશન મળ્યું હતું ત્યારબાદ પ્રોહીબીશન ખાતાના પ્રમુખ શેઠ શ્રી અંબાલાલ સારાભાઈને મળ્યું હતું જેમને આશાજનક શબ્દો કહ્યા હતા છતાં હજુ સુધી કંઇ પરિણામ ન આવવાથી મહાત્મા ગાંધીજીને મળવા ને આસવોપરનો પ્રતિબંધ ઉઠાવી લેવડાવવાની હીલચાલ કરવાની જરૂર છે. આમ સને ૧૯૩૮ ની સાલમાં સભાએ ઘણાં કાર્યો કર્યાં છે. તે સર્વે વૈદ્ય બંધુઓના સહકારનું પરિણામ છે. છતાં આ સર્વ કાર્ય સભાના પ્રાણસ્વરૂપ ગણતા હોદેદારો ને ઉત્સાહી મંત્રીઓને આભારી છે વૈદ્યરાજ અનિરુદ્ધપ્રસાદ માણેકલાલ મહેતાએ સભાના મંત્રીપદે આવ્યા બાદ ઘણા ઉત્સાહપૂર્વક વિવિધ સેવાઓ કરી છે. ને બીજા મંત્રીઓએ પણ યથા શકય સેવાઓ કરી છે. નામદાર ગાયકવાડ સરકાર કે જેમની આયુર્વેદ પ્રત્યે અપાર લાગણી હતી તેમનું અવસાન થવાથી વૈદસભાએ જ્વલંત શબ્દોમાં તેઓશ્રીને અંજલી અર્પી હતી ને શોક દર્શક ઠરાવ કરી મોકલાવ્યો હતો પ્રસિદ્ધ દેશભકતને પ્રખર કેળવણીકાર મ્યુ. ના પ્રમુખને ઉપ્રમુખ શ્રી બાલુભાઈ ઠાકોરના અવસાનની સભાએ નોંધ લીધી હતી ને શોક દર્શક ઠરાવ કરી તેમના કુટુંબી જનોને મોકલી આપ્યો હતો.

અમદાવાદ વૈદ્ય સભાએ આજ સુધીમાં આયુર્વેદના ઉત્કર્ષ માટે અત્યુત્તમ કાર્યો કરેલાં છે તેના પ્રમુખ મહાશયો ઉપ પ્રમુખો સેક્રેટરીઓ વીગેરેના ઉચ્ચને શુભાદર્શોનું આ ફળ છે. નડીઆદ ભરૂચ, સુરત મુંબઈ વીગેરે સ્થળે વૈદ્ય સભાઓ છે છતાં અમદાવાદ વૈદ્ય સભાનું કાર્ય અનેક રીતે છે જેથી તે અજોડ છે.

ગુજરાત કચ્છ કાઠિઆવાડનાં સંમેલનો નિખિલ ભારત વૈદ્ય સંમેલન, આસવારિષ્ટની લડત નિ. ભા વૈદ્ય સંમેલનનો રૌપ્ય મહોત્સવ અમદાવાદ જીલ્લા પરિષદ મ્યુનિસિપાલીટીને લોકલ બોર્ડો પાસે ખોલાવેલાં આયુર્વેદીય દવાખાનાં વીગેરે તેનાં અગત્યનાં કાર્યો છે. હવે આ કાર્યો અને ત્યાર પછી પણ આયુર્વેદના ઉત્કર્ષના માટે અનેક વિધ પ્રવૃત્તિઓ આદરવાની છે તે માટે સંપૂર્ણ કાર્યક્રમ તેની પાસે હોવો જોઇએ. ને એ ધ્યેય માટે કાર્યક્રમની ખાસ જરૂર છે. તુરતના માટે અમદાવાદમાં એક આયુર્વેદીય કોલેજ ને તેના અંગે એક આયુર્વેદીય દવાખાનું વીગેરે વીગેરે જરૂરનાં છે. એ ધ્યેયની સિદ્ધિ માટે એક વાર ચુંટાએલ પ્રમુખ ત્રણથી પાંચ વરસ સુધી સંપૂર્ણ સત્તાથી હોદ્દા પર રહેવો જોઈએ જેમ અત્યારે ધારાસભાઓને કાર્ય કરવાને જેમ સમય મળે છે તેમ સભાના પ્રમુખ મંત્રીઓ વીગેરેને મળવો જોઇએ.

લોક શાહી સિદ્ધાન્તનો પણ આમાં લોપ થતો નથી કારણ કે રાષ્ટ્રિય મહાસભામાં છેલ્લા થોડાક વર્ષોથી એક પ્રમુખ દરવર્ષે બદલાય તેના કરતાં એકના એક પ્રમુખને બે, ત્રણ વરસ કાયમ રાખવો એવી હિમાયત થાય છે.

જો એકજ નક્કી કરેલા ધ્યેય પર પ્રમુખ ઉપ પ્રમુખો ને ઓહ્દેદારો એક સંપથી કાર્ય કરતા હોય તો પ્રમુખ, ઉપ પ્રમુખ, ને ઓધેદારોની વર્ષે વર્ષે ચુંટણી કરવી તેમ કરતાં ત્રણ ત્રણ વરસે ઓધેદાર મંડળ બદલવું એ વધુ ઇષ્ટ છે.

આ વૈદ્યસભાની આદ્યસ્થાપનામાં સ્વ. વૈદ્યરાજ બાપાલાલભાઈ સ્વ. વૈદ્યરાજ જટાશંકરભાઇ સ્વ. વૈદ્યરાજ નારાયણશંકરભાઇ સ્વ. હેમુભાઇ વૈદ્યરાજ વીગેરે સદ્દગત વૈદ્યરાજોએ જે તનમન ધનથી સેવાએ બજાવી છે. તે બદલ આપણે તેમના રૂણી છીએ. સ્વર્ગસ્થ વૈદ્યોના વખતથી તે અદ્યાપી પર્યંત આ સભાને ચાલુરાખી અત્યારની સ્થિતિએ લાવવામાં વૈદ્યરાજ અંબાશંકરજી ત્રિવેદી, વૈદ્યરાજ એસ. એમ, શર્મા, વૈદ્યરાજ અમૃતલાલ ત્રિભુવન શાસ્ત્રી વૈદ્યરાજ માધવપ્રસાદ ના. શાસ્ત્રી વૈદ્યરાજ રવિશંકર જટાશંકર ત્રિવેદી આપણી સભાના પ્રમુખ રસવૈદ્ય ઉમીયાશંકર મોતિરામ રાવળ વૈદ્યરાજ જેઠાલાલ દેવશંકર દવે. વૈદ્યરાજ દામોદરાચાર્ય વીગેરે વીગેરે વૈદ્યરાજોની સેવાઓ અજોડ છે. તેમાં શ્રીયુત્ વૈદ્યરાજ અંબાશંકર જી. ત્રિવેદીની ચાણ્યકતાનો સભાને પ્રસંગે પ્રસંગે અનેકવાર લાભ મળ્યો છે. ગુજરાત કચ્છ કાઠિઆવાડ વૈદ્ય સંમેલનો, અખિલ ભારત વૈદ્ય સંમેલન પ્રાન્તિય સ્થાયી સમિતિનું સુત્ર સંચાલનમાં એમનો ફાળો ઓછો નથી. તે બદલ અમે તેમને હાર્દિક ધન્યવાદ આપીએ છીએ.

# સ્વાગત પ્રમુખશ્રી રસાયનાચાર્ય રસતત્વ વાચસ્પતિ

# ઉમીયાશંકર મોતીરામ રાવળનું ભાષણ.

मूर्ति सिन्धु समुत्थितां सुरुचिरां दृष्ट्वा सुरा विस्मताः ।
पीयुषाशन पात्रलाहिद्रि विजैर्यत्सेवयाऽऽसादिता ॥
आरोग्यान्वित देह मन्दिर महो । यद्दृष्टि पाताद् भवेत् ।
सोऽयं प्रादुर भूत् प्रभुः प्रियतमो धन्वन्तरि र्लोकयताम् ॥ १ ॥

---

योगेन चित्तस्य पदेन वाचां मलं शरीरस्य च वैद्यकेन ।
योपा करोत्तं प्रवरं मुनीनां पतञ्जलिं प्राञ्जलिरान तोऽस्मि ॥ २ ॥

પૂજ્ય સભાપતિજી વિદ્વાન વૈદ્યરાજો તથા અન્ય આયુર્વેદીય પ્રેમી સજ્જનો અને સન્નારીઓ—

અમદાવાદ, વૈદ્ય સભા આજે પોતાનો રૌપ્ય મહોત્સવ ઉજવે છે. તેની ઉજવણીમાં વૈદ્ય બંધુઓ તથા અન્ય ગૃહસ્થોએ જે સહકાર આપ્યો છે તે માટે સૌથી પહેલો એ સર્વ બંધુઓનો આ તકે આભાર માનું છું.

પ્રસંગને અનુસરી આપ આપનાં બહુમૂલ્ય કાર્યોને છોડીને દુર દુરથી પધરીને આજના સમારંભને અલંકૃત કરીને અમોને ઉપકૃત કર્યા છે તે બધાઓનું સભા તરફથી હાર્દિક સ્વાગત કરૂં છું. ને આજે જેવો સહકાર આ સંસ્થા પ્રત્યે દાખવ્યો છે તેવો વખતો વખત આપ સર્વે આપતા રહેશો એવી શુભાશા રાખું છું. આજનો પ્રસંગ વૈદ્યસભાના ઈતિહાસમાં ખરેખર યાદગાર લેખાશે.

આ શહેરની અંદર વયોવૃદ્ધ જ્ઞાનવૃદ્ધ વિશિષ્ઠ વિદ્વાન વૈદ્યો હોવા છતાં આપ સર્વેએ મારા જેવા સાધારણ વ્યક્તિને સ્વાગત પ્રમુખ નિમવો એ

આપની કૃપાને મારા પ્રતિના પ્રેમનું કારણ છે અગર બીજું એક કારણ એ છે કે જ્ઞાનવૃદ્ધોને અનુભવવૃદ્ધો પોતાના નિરિક્ષણ તળે બીજા અનુભવીઓને કાર્યભાર સોંપીને તેને અનુભવી બનાયા કરે છે તેથી આપ સર્વેની આજ્ઞાનું પાલન કરવું એ મારૂં કર્તવ્ય સમજું છું, ને મને આશા છે કે આપ સર્વે મારા જેવાને સંપૂર્ણ મદદ કરી કાર્યને પાર ઉતારવાને યોગ્ય મદદ આપશો. આટલું કહી પધારેલા સજ્જનોને પુનઃ **स्वागतम् वः स्वागतं स्वागतम् सुस्वागत भूयो भूय स्वागतम्** કહીને હમારા સ્વાગતમાં અનેક ત્રુટીઓ હશે, એથી શિષ્ટાચાર મુજબ **क्षम्यताम्** કહીને માનવ સ્વભાવ સુલભ અપૂર્ણતાનું નિર્દેશ કરી સંતોષ માનું છું.

જે, જે વૈદ્ય ભાઇઓની ઇચ્છા પ્રસંગ પર આવવાની ને મહોત્સવમાં ભાગ લેવાની હતી છતાં સંજોગો વશાત્ આવી શક્યા નથી ને તે વૈદ્ય બંધુ-ઓએ શુભેચ્છાઓ દર્શાવીને મોકલી આપી છે. તે, તે, વૈદ્ય બંધુઓનો પણ આભારી છું.

શ્રી અમદાવાદ વૈદ્ય સભાની આદ્ય સ્થાપના સને–૧૯૧૧ ના ડીસેમ્બર માસમાં તા. ૧૧–૧૨–૧૧ ના રોજ એટલે સમ્રાટ પંચમ જ્યોર્જના રાજ્ય રોહણના ઐતિહાસિકને માંગલિક દિવસે અભિનંદન આપવા મળેલી સભામાંથી થયેલી છે. એનો સંક્ષિપ્ત ઇતિહાસ મંત્રિઓ પોતાના નિવેદનમાં રજુ કરશે. એટલે તે સંબંધમાં મારે કંઇ કહેવાનું નથી. પચ્ચીશ વર્ષની જીંદગી એ ભર યુવાવસ્થા છે. સભા બાળપણ પુરૂં કરી યૌવનમાં પગલાં માંડે છે. આ સભા પોતાના બાલ્યવસ્થામાં અનેક સગવડોને અગવડો વિતાવી ચુકી છે. ને એ કસોટીમાંથી પાર ઉતરી આજે યૌવનમાં પ્રવેશવા ભાગ્યશાળી નિવડી છે. એનો યશ વડીલોને અને સૌ વૈદ્ય બંધુઓને છે. તદુપરાંત આ શહેરના આયુર્વેદ પ્રેમી ગૃહસ્થોને અને કંઇક અંશે જાહેર જનતાને છે.

સંવત ૧૯૯૪ ના આસો માસમાં ધન્વન્તરિ સપ્તાહ મહોત્સવ ઉજવવામાં આવ્યો તે વખતે વૈદ્ય રત્ન, માધવપ્રસાદ ના. શાસ્ત્રી વૈદ્ય વાચસ્પતિ વાસુદેવ શામળદાસ ગોર. વૈદ્ય ભૂષણ નટવરપ્રસાદ નારાયણશંકર શાસ્ત્રી વૈદ્ય શંભુપ્રસાદ કેશવલાલ શાસ્ત્રી તથા વૈદ્ય પુરૂષોત્તમપ્રસાદ અમૃતલાલ શાસ્ત્રી અને અમદાવાદ વૈદ્ય સભાના પ્રધાનમંત્રી અનિરૂદ્ધપ્રસાદ માણેકલાલ મહેતા વીગેરે ભાઇઓએ વૈદ્ય સભાને પચ્ચીશ વર્ષ થયાં હોવાથી તેનો રૌપ્ય મહોત્સવ ઉજવવાનો વિચાર મારા આગળ દર્શાવ્યો ને તેને મેં પ્રોત્સાહન આપ્યું. ને જનરલ સભા સમક્ષ મુકવા સુચવ્યું જનરલ સભાએ આ બાબતને સહર્ષ વધાવી લીધી ને તેની વ્યવસ્થા કરવા એક કમિટી નિમવામાં આવી ત્યારબાદ આપ સર્વેના સહકારવડે આજનો રજત જયંતિ મહોત્સવ ઉજવવાને ભાગ્યશાળી થયા છીએ. એનું માન આપ સૌને અને કાર્ય કરતાઓને ને વૈદ્ય નટવરપ્રસાદ ના. શાસ્ત્રી ને વાસુદેવ શામળદાસ વૈદ્યને પણ છે.

ભારત વર્ષમાં અનેક સભાઓ સ્થપાય છે. પડી ભાગે છે. આપણા ગુજરાતઓને માથે આરંભ શુરાનો દોષ પણ કેટલાક લોકો આપે છે તે પ્રમાણે સભા કેટલાક, વર્ષો સુધી બંધ પડી હતી, પરંતુ ધન્વન્તરિની કૃપાથી સને ૧૯૨૩–૨૪ માં પુનરજીવન કરી એક આદર્શ સંસ્થા તરીકે ગમે તેવા સંયોગોમાં પણ તેને નિભાવી ઉભી રાખી છે. તે માટે આપ સર્વેને ધન્યવાદ ઘટે છે. કારણ પુરૂષાર્થ વિના પ્રયત્નમાં સફળતા મળતિજ નથી.

જનતા બધી સમજુતી હોતી નથી તેમાં વળી સભા તરફ વિઘ્ન સંતોષ કરી આનંદ માનનારા પણ હોય છે. તેવા સંજોગોમાં સંસ્થા આગળ ધપાવવી ને પૈસા મેળવવા એ મુશ્કેલ વાત છે. સંસ્થાનો પ્રાણ તેના ખંતીલા કાર્યકરો હોય છે. ને તેના આત્મત્યાગના પ્રભાવે સારી સંસ્થાઓ મુશ્કેલીઓનો સામનો કરીને પણ ટકી રહે છે, ને પોતાની પ્રગતિઓને વેગવાન બનાવી પોતાનો માર્ગ કરે છે. એમ અનેક અગ્નિ પરિક્ષામાંથી તવાઇને પસાર થએલી સંસ્થાઓજ ચિરંજીવ બને છે.

અમદાવાદ વૈદ્ય સભા એકલા આયુર્વેદના ઉત્કર્ષના પ્રયત્નો પ્રત્યે ધ્યાન આપીને બેસી રહી નથી. હાલની રાજકીય ઘટનાઓ પ્રત્યે પણ તેને દુર્લક્ષ રાખ્યું નથી પ્રસંગે પ્રસંગે તેને પોતાનાથી બનતો ફાળો રાષ્ટ્રને ચરણે ધર્યો છે આજે હિંદનું નવ ઘડતર ઘડાઈ રહ્યું છે આજે નામદાર કોંગ્રેસ સરકારના હાથમાં દેશનો વહિવટ છે જેને લઇને અનેક ફેરફારો થઇ રહ્યા છે. તેમાં એક ફેરફાર વૈદ્ય હકીમોને રજીસ્ટર્ડ કરવાનો અને બીજો દારૂનિષેધનો છે આથી કોઇ બંધુ અજાણ નથી આ ફેરફારો પૈકી વૈદ્ય હકીમ રજીસ્ટર્ડ કાયદાની સખ્તાઈ માટે આપણો સખ્ત વિરોધ, હોવા છતાં આરોગ્ય ખાતાના પ્રધાન નામદાર ડા. ગીલ્ડર સાહેબે સને. ૧૯૩૮નો વૈદકીય કાયદો પસાર કરી દીધો છે એટલે એ સંજોગોમાં એ કાયદો અમલમાં આવે તેમાંથી કયી, કયી જાતનો લાભ મેળવી શકાય ને તેમની પાસેથી કઇ કઇ સહાય માગવી. વીગેરેની વિચારણા કરવી રહે છે.

દારૂનિષેધ માટે તો આપણા નામદાર સરકારને ધન્યવાદ ઘટે છે. પણ સાથે સાથે આસવારિષ્ટો પણ દારૂ બરાબર માની આપણને ભારે દુઃખ ઉત્પન્ન કર્યું છે ને આ રીતે આયુર્વેદ પર ભારે અન્યાય કર્યો છે. વિલાયતિ ટીંકચરો જેમ દારૂનાંજ બનેલાં છે છતાં તેને ઔષધીઓ માની કોઈ પ્રતિબંધ મુકાયો નથી તેમ આસવોએ સુમધુર પીણાં નથી પણ આયુર્વેદની બહુ મૂલ્ય દવાઓ છે તેના પર મુકાયેલો પ્રતિબંધ ગેરવ્યાજબી છે આ સંબંધમાં અનેક ડેપ્યુટેશનો દ્વારાને સભાદ્વારા ઘણા પ્રયત્નો થયા છે. તેની સામે એટલે પ્રતિબંધની સામે લીગલી લડત ચલાવવા એક કમિટી પણ નિમવવામાં આવી છે જે પણ કાર્ય કરી રહી છે પરંતુ તેનું આશાજનક પરિણામ હજુ આવ્યું નથી.

ભાઇઓ આપણે ભારતિય છીએ ને આપણી હાલની સરકાર પણ,

ભારતીય છે એને લઇને આજ આપણી બાબત આપણાજ બાંધવો સાંભળતા નથી ને આજ આવી દશા ભોગવવી પડે છે.

આપણી સભાના સભ્યોની સંખ્યા આસરે–૩૧૮ ત્રણસોઅઢાર જેટલી રહેલી છે. સભા તરફથી કેટલાક પ્રમાણ પત્રો મેળવેલાં છે જુદા જુદા સ્થળે ભરાયેલાં સંમેલનોમાં આપણી વૈદ્ય સભાના સભ્યોને સુવર્ણ ચંદ્રકો, રૌપ્ય ચંદ્રકોને પ્રમાણ પત્રો મળેલાં છે. તેમજ આ સભાના પ્રમુખોને ગુજરાત કચ્છ, કાઠિયાવાડના અધિવેશનોના પ્રમુખોને નિખિલ ભારતીય વૈદ્ય સંમેલનના પ્રમુખ પણ થયેલા છે. તેમજ આ સભાએ–પોતાના આંગણે પ્રાન્તિય સંમેલનોને તેની રજત જયંતિ ઉજવી છે.

આ શહેરમાં ભારતવર્ષના કોઇ પણ વિદ્વાનોની કક્ષાએ ઉભા રહી શકે તેવા વિદ્વાન વૈદ્યો થયા છે. જેમની કીર્તિ ગાથાઓથી આપણે અભિમાન લઇ શકીએ છીએ. સ્વ. વૈદ્ય પંચાનન જટાશંકર લીલાધર ત્રિવેદી, સ્વ. વૈદ્ય શાસ્ત્રી નારાયણશંકર દેવશંકર પ્રાણચાર્ય સ્વ. વૈદ્ય બાપાલાલ હરિશંકર, સ્વ. રણછોડલાલ મોતિરામ સ્વ. હેમુભાઇ રાજ્ય વૈદ્ય વીગેરે થઇ ગયા છે. એમાંના કેટલાક ગાદીના શિષ્યો આજે સેવા કરી રહ્યા છે. પ્રભુ તેમને દીર્ઘાયુષી કરો.

દેશની વર્તમાન પરિસ્થિતિ સર્વ દેશીય ઉન્નતિ માગે છે તેવા સમયે આયુર્વેદના ઊદ્ધારની જરૂરીઆત નથી એવું કોણ કહે છે ? સારા દેશનું સ્વાસ્થ્ય આયુર્વેદના ઊધ્ધારમાંજ સમાયેલું છે. જ્યાં સુધી શરીર સ્વાસ્થ્ય સારૂં નહીં હોય ત્યાં સુધી કોઇપણ પ્રકારની ઉન્નતિનાં કાર્યો પાર પડવાનાં નથી. ઉપર કહ્યું તેમ સ્વાસ્થ્ય આયુર્વેદના ઉદ્ધારમાં છે. ને અયુર્વેદનો સમન્વય માનવ જીવન જોડે છે જો જરાક પણ પ્રમાદ થઇ જાય તો માનવ લીલા ક્ષેત્રની હરી ભરી ખેતી સુકાઇ જાય અગર સદાના માટે ઉપર બની જાય.

"**विषं प्राण हरं तच्च युक्ति युक्तं रसायनम्**" નો ચમત્કાર એજ આયુર્વેદનો આવિષ્કાર છે. **धर्मार्थ काम मोक्ष** નું મૂળ આરોગ્ય છે. શરીર રોગીષ્ટ હોય તો, મન, સ્થિર રહેતું નથી. ને મનની સ્થિરતા વિના પ્રસન્નતા મળતી નથી ને પ્રસન્નતા વિના **प्रसादे सर्व दुःखानां हानिरस्योप जायते**" એ ભગવદ્દુકતિ અનુસાર ત્રિવિધ દુઃખોની નિવૃત્તિ થતી નથી એથી સાચું સુખ આયુર્વેદના ઉદ્ધારમાં છે.

આ શહેરમાં પ્રચુર અર્થ હોવા છતાં દુઃખની સાથે જણાવવું પડે છે કે ગુજરાતના પાટનગર ગણાતા આપણા શહેરમાં એક પણ આયુર્વેદનું સંપૂર્ણ શિક્ષણ આપતું વિદ્યાલય નથી. તેના કારણમાં આપણા અંદર અંદરના સદ્દભાવનો મને તો અભાવ જણાય છે. નહીં તો અમદાવાદ વૈદ્ય સભા જેવી ૩૧૮ મેમ્બરો ધરાવનાર સંસ્થા ધારે તો એક આદર્શ મહાવિદ્યાલય ખોલવું એ કંઇ મુશ્કેલ નથી.

આયુર્વેદ ચિકિત્સા ઇતર ચિકિત્સાઓમાં પ્રથમ સ્થાન રાખે છે જેમ સંસ્કૃત ભાષા અન્ય સર્વ ભાષાઓની જનનિ છે તે પ્રમાણે આયુર્વેદ પદ્ધતિ-અન્ય સર્વ પદ્ધતિઓનું મૂળ છે. આયુર્વેદની ઉત્તમતાના વિષયમાં કોઈને પણ સંદેહ નથી કારણ કે પાશ્ચાત્ય વિદ્વાનો જેમના અભિપ્રાય આપણે ઇશ્વર વાક્ય માનીએ છીએ. તેઓ પણ વખતો વખત આયુર્વેદના ગુણ ગાન ગાય છે. તેની પ્રાચીનતા સ્વિકારે છે. પરંતુ આ પ્રશંસાથી ફુલાઈ જવાનું નથી ભૂતકાળની કમાઇ કદી લાંબો વખત ટકતિ નથી તેમજ તે કીર્તિ ઉપર બણુગાં ફુકવાં આ નવયુગમાં પાલવે તેમ નથી. જેથી પાશ્ચાત્ય દેશોની બરોબર સર્વ દેશીય વિકાસ સાધી તેને સર્વોપરી બનાવવાની અત્યંત જરૂરીઆત ઉભી થઈ છે, હાલમાં આયુર્વેદના ઉદ્ધાર માટે જે પ્રયત્નો થઇ રહ્યા છે, તે પુરતા નથી. જેથી એકત્રિત બની વ્યવસ્થિત કાર્યો કરવાની જરૂર છે. આયુર્વેદનું શિક્ષણ નિયમિત આપવાની જરૂર છે. નામદાર કોંગ્રેસ સરકાર કંઇક પ્રયત્ન કરી રહી છે છતાં કોંગ્રેસના નેતાઓમાં અધિકાંશ પાશ્ચાત્ય સંસ્કૃતિથી રંગાયેલા માનસવાળા છે. એથી તેમનું ધ્યાન આયુર્વેદને ઉત્તેજન આપવાનું હોવા છતાં કંઇક અંશે દીશા ભૂલેલા માનસ જેવું છે જેથી તેઓને આયુર્વેદની ચિકિત્સાનું સરળપણું, સસ્તાપણું ને આ ચિકિત્સા દ્વારા દેશનું ધન દેશમાં રહી શકે એવી કોંગ્રેસના ઉદ્દેશોની સરળતા સમજાવીને તેઓને આયુર્વેદ પ્રત્યે આકર્ષીત કરવા એ વૈદ્યોનું પરમ કર્તવ્ય છે જો આ સમયમાં આપણે સાવધ નહીં રહીએ અકર્મણ્ય રહીશું તો આપણા માટે ભવિષ્યમાં કોઈ આશાનું કિરણ મને સમીપમાં જણાતું નથી એથી આપણી સમગ્ર શક્તિઓને એકઠી કરી તે વડે સરકારને સહાયતા કરી લાભ મેળવવો જોઇએ જો આ બાબતમાં આપણે બેદરકાર રહીશું તો તેનું પરિણામ પ્રજાને હાનિકારક નીવડશે.

આયુર્વેદની શાસ્ત્ર પ્રાધાન્ય, ચિકિત્સાની પ્રગતિ કેટલીએ સદીઓથી ભૂલાઇ ગઈ છે તેનું કારણ રાજ્યશ્રયનો અભાવ છે. આયુર્વેદના પદ દલિત થવા છતાં તેની ઉપલબ્ધમાન ત્રણ સંહિતાઓમાં અત્યંત જ્ઞાન ભર્યું છે, આજ એ લોપથીના મધ્યાન્હકાળમાં જે તેનો વિકાસ થઇ રહ્યો છે તે સ્થુળ-સુક્ષ્મ રૂપથી આપણને આપણા ઉપલબ્ધ ગ્રંથોમાંથી મળે છે. તો જ્યારે આયુર્વેદ તેના મધ્યાન્હકાળે હતો જ્યારે આપણી દરેક સંહિતાઓ મોજુદ હતી. તે વખતે તેમાં શું, શું, હશે. તે કરતાં શું, શું, ન હતું તે શોધવું કે કહેવું મુશ્કેલ છે તેનું કંઇક દિગ્દર્શન બે, પદ્ધતિઓ દ્વારા તુલનાત્મક દૃષ્ટિથી કેટલાક દાખલાઓ આપી દેખાડવા પ્રયાસ કરૂં છું.

સર્પવિષના આજે ડૉકટરો અનેક પ્રયોગો કરી રહ્યા છે જ્યારે હમારા શાસ્ત્રકારો હજારો વર્ષ પહેલાં તેનો ઉપયોગ બતાવી ગયા છે. ચરકમાં સન્નિપાતાદી મહા વ્યાધિઓમાં સુચિકા ભરણ રોમવેધસ રસ વીગેરે સદ્યફલદાયી યોગ સર્વના જાણવામાં છે ઉદરરોગમાં પણ વાપરવા લખ્યું છે વિષુચિકા (કોલેરામાં) પણ વપરાય છે. જુઓ **चरक चि० अ-१३**

વિષમાં સ્વર્ણ પ્રયોગ આજકાલ એલોપથીના ભાગ્યવિધાતાઓની નવીન શોધ છે. પણ આપણા આચાર્યોએ તે પહેલાંજ બતાવેલું છે. જુઓ. **वाग्भट अ. ७ ने चरक चि. अ. २३.**

ઓરગેનો થેરાપી પણ હમારા માટે નવીન નથી તે આયુર્વેદમાં હજારો વર્ષથી છે. શોથરોગમાં ગુલ્મ, ઉદર, આદિ રોગોમાં ગોમૂત્રનો પ્રયોગ બતાવ્યો છે કે જેમાં યુરિઆને એમોનિઆ હોય છે જેથી તે મૂત્રલને શોથઘ્ન છે એજ આચાર્યોનું સુક્ષ્મપણું બતાવે છે.

કુષ્ટમાં તુવરક તેલ (ઑલ્યમ હીડનો કારપસ)નો પ્રયોગ આજ **લેપ્રસી** (રગત કુષ્ટમાં) આજે પાશ્ચાત્યો વાપરે છે. તે પણ આયુર્વેદ માટે નવીન નથી. **सु. च. अ. १४.**

ક્ષયમાં સોનાનો ઉપયોગ હજારો સ્વર્ણ ઘટિત પયોગોમાં છે. સુવર્ણ કેટલું ગુણ દાયક છે તે તો સર્વ કોઇ જાણે છે કિન્તુ સ્વર્ણ ઘટિત મકરધ્વજમાં સુવર્ણના ન ઊડવા છતાં તેમાં સુવર્ણનો અપૂર્વ ગુણ જોવામાં આવે છે.

सुवर्णं स्वादु हृद्यंच बृंहणीयं रसायनम्
दोषत्रयापहंशीतं चक्षुष्यं विषसूदनम् ॥

એ સુક્ષ્મ તત્વોના વિચાર કરવાથી સ્પષ્ટ થાય છે કે રસ વિદ્યાના ઉત્કર્ષ સુધી હજુ અંગ્રેજી કેમીસ્ટ્રી પહોંચી નથી જે લોક કેમીસ્ટ્રીના પરિણામ પર આધાર રાખી મકરધ્વજમાં સોનું મળતું નથી જેથી મકરધ્વજમાં સોનું નાખવું વ્યર્થ છે એમ કહે છે તેઓ જરા ધ્યાન આપે કે તલ્વાર, છરી ચપ્પુ આદીને તીક્ષ્ણ ને સ્થિર ધાર કરવાને માટે જળ, તેલ, આદિનું પાન કરાવવામાં આવે છે એથી જે પરિવર્તન થાય છે તે કેમીસ્ટ્રીની પરિક્ષા વડે કોઇ રીતે વર્ણન થઇ શકતું નથી એવા સ્થુળ વિષયમાં કેમીસ્ટ્રી સમજી શકતા નથી તો ત્રણ દિન ત્રણ રાત્રિના અગ્નિના પાક વડે જે મકરધ્વજમાં ગુણ ઉત્પન્ન થાય તે કેમીસ્ટ્રીવાળા શી રીતે સમજી શકે !

એલોપેથીમાં યકૃતની વિકૃતિમાં લોહનો પ્રયોગ થતો નથી જ્યારે હમારા આચાર્યોએ યકૃતની વિકૃતિમાં નવાયસ લોહ વાપરવા કહ્યું છે તે પ્રમાણે તેનો પ્રયોગ કરી અપૂર્વને સદ્યઃ ફળ મેળવીએ છીએ.

લશણ (ગાર્લીક) આજકાલ સુવર્ણના પ્રયોગોની સાથે લસણના પ્રયોગો એલોપેથીમાં ક્ષય ઉપર થાય છે જ્યારે સુશ્રુતે તેને **कुर्वीत कुष्टानल साद जन्तुः** એ પાઠથી બહુજ લાભદાયક બતાવ્યું છે, વર્તમાન સમયમાં મુરબ્બી પંડિતવર્યશ્રી વૈ. શાસ્ત્રી યાદવજી ત્રિકમજી આચાર્ય દ્વારા મુદ્રિત કાશ્યપ સંહિતાના કલ્પસ્થાનમાં કૌતકકારી લસણ કલ્પનો ઉલ્લેખ છે.

न जातु अश्यते जाते नृणां लशुन खादिनामम् ।
न पतन्ति स्तनाः स्त्रीणां नित्यं लशुन सेवनात् ॥

न रुपं अश्यते चासां न प्रजा न बलायुषी ।
सौभाग्यं वर्धते चासां दृढं भवति यौवनमम् ॥

क्रिमि गुल्म किला-सेषु कण्डवां विस्फोटकेषुच्च ।
लशुनान्युपयुंजीत मेधाग्नि बल वृद्धये ॥ (काश्यप संहिता कल्प स्थान

કેવું સુંદર જ્ઞાન ભરેલું છે. કેટલાક ભાઈઓને એવો ખ્યાલ છે કે ચરક સુશ્રુતમાં જે કંઈ છે તેમાં ભારતનું સર્વ ચિકિત્સા શાસ્ત્ર સમાઈ જાય છે અને પણ તે માન્યતા ઠીક નથી. મુરબ્બી યાદવજી ત્રિકમજી આચાર્ય શું કહે છે કે ખંડિત રૂપમાં પણ જે ભેડ સંહિતાને કાશ્યપ સંહિતા મળ્યાં છે તેમાં જે જે વિષયો છે. એનો ચરક કે સુશ્રુતમાં ઉલ્લેખ પણ નથી ભેડ સંહિતામાં મનનું સ્થાન તાલુ. ( तात्लुक्षित प्रदेश ) અને શિર ( शिरः कपालयो पलक्षित प्रदेश )ના વચમાં સ્પષ્ટ બતાવ્યું છે. એટલી સ્પષ્ટતાથી ચરક કે સુશ્રુતમાં બતાવ્યું નથી. मेड संहिता सुत्रस्थान अध्याय २१.

हृद्यो रसो निः सरति तस्मादेव च सर्वशः
सिराभि हृदयं चैति तस्मात्तत्प्रभवा सिराः
मेड संहिता सु. स्थान अध्याय २१

આમાં રસાભિસરણ (રકતાભિસરણ)નું વર્ણન સુત્રરૂપમાં સ્પષ્ટ બતાવ્યું છે તેવું ચરક કે સુશ્રુતમાં મળતું નથી.

કાશ્યપ સંહિતામાં દંતજન્મિકાધ્યાયમાં દાંતોની ઉત્પત્તિનું વર્ણન જાત કર્મોત્તરી અધ્યાયમાં બાળકોના છઠ્ઠા માસનું ફળ ને દાંત આવ્યા પછી બારમે મહીને બાદ અન્ન આપવાનું વિધાન फक्क चिकित्साध्यायमां फक्क रोग ( રીકેટસ )નું વર્ણન ઇત્યાદિ અનેક એવા વિષયો છે કે જે બીજા ગ્રંથોમાં નથી.

ઉપરોકત ઉદાહરણોથી અનુમાન થઇ શકે છે કે જો સર્વ આર્ય સંહિતાઓ ઉપલબ્ધ હોત તો ન માલુમ કે કેટલાએ નવિન વિષયો તેમાંથી આજે આપણે મેળવી શકત.

વેદ, મહાભારત, પુરાણ, કૌટિલ્ય અર્થશાસ્ત્ર, બૌદ્ધ અને જૈન સાહિત્યમાં એવું એવું છુટું છવાયું પણ સુંદર આયુર્વેદીય સાહિત્ય ભર્યું છે કે જેવું હાલના ઉપલબ્ધ ગ્રંથોમાં યા ચરક કે સુશ્રુતમાં નામ નિશાન પણ નથી. જે શારીર માટે સુશ્રુત શ્રેષ્ઠ કહેવાય છે તે બૃહત સુશ્રુત સંહિતા તો આજે મળતિ નથી. હાલ જે ઉપલબ્ધ–સુશ્રુત છે તે પ્રતિસંસ્કૃત છે. આથી આપ

સર્વેના સમજમાં તો સહેજે આવ્યુ હશે કે ચરકને સુશ્રુતમાં સંપૂર્ણ આયુર્વેદ છે એમ માની ન, શકાય. દાખલા તરીકે વેદનાં કેટલાંક વાકયો ટાંકું છું.

**अलगण्डुन सर्वाङ्ग शालनान् क्रिमीन् वचसा जम्भयामासि**
**अथर्व संहिता काण्ड २ सुकत ३१**

આ મંત્રમાં રક્તને માંસ દુષિત કરનાર અલ્ગંડુ અને શલુન નામના બે સુક્ષ્મ–કીટાણુંઓનું વર્ણન છે એ બન્ને કૃમિનું ચરક કે સુશ્રુતમાં વર્ણન નથી.

**ये क्रिमयः पर्वतेषु वनेष्वोषधीषु पशुष्व प्स्वन्तः । ये अस्माकं तन्व माचि विशु सर्व तद्धन्मि जनिम क्रिमीणाम् ॥**
**उद्यन्नादित्यः क्रिमीन् हन्तु निम्लोचन हन्तु रश्मि भिः ॥**
**अथर्व संहिता काण्ड २ सुकत ३१**

આ બે મંત્રોથી સમજાય છે કે પર્વત, વન, ઔષધી પશુઓના શરીરમાં જળમાં થનાર અને વણુ મુખદ્વારા ને અન્નપાનાદિ દ્વારા મનુષ્ય શરીરમાં પ્રવેશ કરનાર કૃમિઓનું અને સૂર્ય રશ્મિદ્વારા તેનો નાશ કરવાનું વર્ણન છે એમ રોગોત્પાદક કીટાણુંઓનું વર્ણન સ્પષ્ટ છે આમ અથર્વ વેદમાં ચિકિત્સા શાસ્ત્ર સંબંધી સ્થળે સ્થળે અનેક વર્ણનો છે તે જે ચરક સુશ્રુતમાં મળવાં મુશ્કેલ છે.

ઉપરનાં ઉદાહરણોથી સહેજે સમજાય તેમ છે કે આપણા વરતમાન ગ્રંથ સાહિત્ય સંપૂર્ણ ચિકિત્સા શાસ્ત્ર છે એમ કહી શકાય નહીં આજના કુદકે ને ભુસકે આગળ વધતા વિજ્ઞાન યુગમાં અન્ય ચિકિત્સા પદ્ધતિઓની હરિફાઇમાં કેવળ કાય ચિકિત્સા પદ્ધતિ છોડીને ટકવું મુશ્કેલ છે. પ્રતિસ્પર્ધામાં તો જે બળવાન હોય તે સાધન સંપન્ન હોય તેજ ટકી શકે છે આથી વરતમાન સમયમાં મારા વિદ્વાન ને ઉત્સાહિત વૈદ્ય બંધુઓને વિનવું છું કે. સૌથી પ્રથમ મતભેદો છોડી સર્વથી પહેલું આયુર્વેદ શાસ્ત્રનું પ્રતિ સંસ્કારનું કાર્ય કરવાની જરૂર છે. ને એક અષ્ટાંગ આયુર્વેદનું પઠન પાઠન કરાવવા આયુર્વેદીય મહા વિદ્યાલયોની જરૂર છે–ગુજરાતમાં એક પાટણમાં ને બીજું એક–બે, મુંબઈમાં હમણાં હમણાં નડીઆદમાં રા. સુંદરલાલ નાથાલાલ જોશીએ સ્થાપ્યું છે. આટલાં વિદ્યાલયો પુરતાં નથી. ગુજરાતના પાટનગર અમદાવાદમાં આયુ-વેંદનું શિક્ષણ આપતી પાઠશાળાઓ ચાલે છેપણ એક આદર્શ મહા વિદ્યાલય નથી એ આપણા માટે દિલગીરીની વાત છે. આપ સર્વ કટી બદ્ધ થઈ તન, મન, ધનથી સહાયકરો તો અમદાવાદના આંગણે મહા વિદ્યાલય મુશ્કેલ નથી. અમદાવાદનું આ કલંક આપણે વહેલામાં વહેલું દુર કરવાને આયુર્વેદના ઉત્કર્ષનું મોટામાં મોટું કાર્ય વહેલી તકે હાથ ધરવા આપ સૌ પ્રયત્ન શીલ બનશો.

બંધુઓ મેં આપ સર્વનો ધાર્યા કરતાં વધુ સમય લીધો છે જેથી હવે જે કહેવાનું છે તે ટુંકમાંજ કહીશ.

અમદાવાદ વૈદ્ય સભાનું અસ્તિત્વ તથા વર્તમાન જાહોજલાલી. સ્વ. વૈદ્ય બાપાલાલ હરીશંકર, સ્વ. વૈદ્ય જટાશંકર લીલાધર, સ્વ. મુરબ્બી વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકર પ્રાણાચાર્ય રાજ્યવૈદ્ય એસ. એમ. શર્માજી. રા. વૈદ્ય અમૃતલાલ ત્રિભુવન શાસ્ત્રી, વૈદ્ય રવિશંકર જટાશંકર, વૈદ્ય માધવપ્રસાદ ના. શાસ્ત્રી; વૈદ્ય જેઠાલાલ દેવશંકર દવે; વૈદ્ય હરિપ્રસાદ મ૦ પંડ્યા; રા. અંબાશંકર, જી. ત્રિવેદી ને વૈદ્યભાઇઓના તન, મન, ધન, વડે આપાયેલા સહકારનું ફળ છે. આટલો નિર્દેશ જેમણે આ સંસ્થાની સાચી સેવાઓ કરી છે અનેક અગવડો ભોગવીને પણ વખતનો ને ધનનો આત્મભોગ જે જે વૈદ્ય-ભાઇઓએ આપ્યો છે ને આપી રહ્યા છે, તેમની ઋણ મુક્તિના અર્થે અસ્થાને નથી, જો આપણે નિર્દેશ ન કરીએ તો કૃતઘ્ની ગણાઇએ.

મેં આપનો ઘણો સમય લીધો છે આપ સર્વેએ મને શાન્તિ પૂર્વક સાંભળ્યો છે તે માટે ધન્યવાદ મોકલી અનોખી સરસ ભાવપૂર્ણ ભાષામાં આપ સર્વેનું સ્વાગત કરી શક્યો નથી છતાં એ अकार्यं च तुष्यन्ति महानुभावाः ના પક્ષપાતિ આપ સજ્જનો સ્વાગતના વક્તૃત્વનો કોમલ કાન્ત પદાવલીમાં સ્થાન આપશો પુનઃ હું આપનું હાર્દિક સ્વાગત કરૂં છું.

રજત જયંતિ ઉજવવામાં અને તેનો ગ્રંથ તૈયાર કરવામાં વૈદ્ય વાચસ્પતિ વાસુદેવ શામળદાસ ગોર ને ભિષક્ શિરોમણી નટવરલાલ નારાયણશંકર શાસ્ત્રીનો ફાળો ઓછો નથી આ બન્ને વૈદ્ય ભાઇઓએ જે મદદ કરી છે તે તેના પરિણામેજ આ ગ્રંથ બહાર પાડી શકાયો છે જેથી આ સ્થળે તે બન્ને ઉત્સાહી વૈદ્ય બંધુઓનો આભાર માનું છું.

ઉમીયાશંકર મોતીરામ રાવળ

સ્વાગત પ્રમુખ. અમદાવાદ વૈદ્યસભા રૌપ્ય મહોત્સવ.

# મંત્રીઓનું નિવેદન

आयुर्वेद प्रचारार्थं यतन्ते ये भिषग्वराः ।
द्रव्यमानादिकान् त्यक्त्वा तेभ्यो भक्त्या नमाम्यहम् ॥

**પૂજ્ય સભાપતિજી, વિદ્વાન વૈદ્યરાજો ને સન્નારીઓ.**

હું આપની આગળ ઊભો થતાં આનંદ અનુભવું છું લોક કલ્યાણ એ આપણા ધંધાનો મુખ્ય આશય છે. ને ઔદાર્યએ લોક કલ્યાણનું એક અંગ છે. એટલે મારા પ્રત્યે ઉદારતા દર્શાવી મારી ત્રુટીઓ નિભાવી લેવાને વાંધો નહીં આવે એવી મને ખાત્રી છે. આ ઇતિહાસ પ્રસિદ્ધ શહેરમાં આપ સર્વેને પધારેલા જોઇ મને અત્યંત આનંદ થાય છે. હમારા આમંત્રણ ને માન આપી સારી સંખ્યામાં પધારેલા જોઇ આપની આયુર્વેદ પ્રત્યેની લાગણી અને પ્રેમ સમજાઈ આવે છે. આથી આપ સર્વેનો અંતઃકરણ પૂર્વક આભાર માની ભલે પધાર્યા એટલું કહીને બેસી જાઉં પણ આજના યુગનો વા મને થોડો વાયો છે એટલે એમ તો નહીં કરૂં તમારામાંના કેટલાકને નહીં રૂચે ને એને લઇને મારી વૈદ્ય સભાનું મંત્રીપદ વગોવાય એથી આપ સમક્ષ થોડુંક બોલી બેસી જઇશ. આપ સર્વેનો સત્કાર જોઇએ તેટલો આપના મોભા પ્રમાણે કરી શકયો નથી જેથી કોઇપણ પ્રકારની ત્રુટીઓ દેખાય તો તેની ક્ષમા આપશો, અને સર્વ બંધુભાવે દર ગુજર કરશો એવી આશા રાખું છું.

આજનો પ્રસંગ આપ સૌને વિદીત છે. વૈદ્યસભાના પરિચયથી કાર્યોથી આપમાંના ઘણાને સુવિદીત છે. એટલે એના સંબંધમાં વધુ પરિચય આપવાની આવશ્યકતા નથી છતાં કેટલાક ગૃહસ્થો એવા હશે કે જે, આ ઇતિહાસથી અપરિચીત હશે. તેમના માટે ગ્રંથમાં વૈદ્યસભાના સંક્ષિપ્ત ઇતિહાસનો રીપોર્ટ પ્રથમ આપેલો છે.

આ સભાની શરૂઆતથી તેના ઊત્કર્ષમાં સ્વ. વૈદ્યરાજ બાપાલાલભાઈ હરીશંકર. સ્વ. વૈદ્યરાજ જટાશંકર લીલાધર ત્રિવેદી, મારા ગુરૂવર્ય સ્વ. વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકર પ્રાણાચાર્ય. સ્વ. વૈદ્યરાજ હેમુભાઈ, સ્વ. વૈદ્યરાજ રણ-

છોડલાલ મોતિરામ સ્વ. ભવાનીશંકર રૂઘુનાથભાઇ વૈદ્યરાજ તથા સ્વ. ગણપતિશંકર વૈદ્યરાજ. સ્વ, વૈદ્યરાજ–ઊમીયાશંકર બાપુભાઈ મહેતા, વીગેરેનો ફાળો ઓછો નથી જેથી તેમનો આભાર માનીએ તેટલો ઓછો છે. તેમજ તે વખતે ને ત્યારપછી આ સભાને મદદરૂપ થનાર વૈદ્યરાજ અમૃતલાલ ત્રિભુવન શાસ્ત્રી, વૈદ્યરાજ અંબાશંકર જી. ત્રિવેદી, વૈદ્યરત્ન માધવપ્રસાદ, ના. શાસ્ત્રી, વૈદ્ય રવિશંકર જટાશંકર પ્રાણાચાર્ય, વૈદ્યરાજ બાબુભાઈ રણછોડલાલ, આપણી વૈદ્યસભાના પ્રમુખ રસાયનાચાર્ય ઊમીયાશંકર મોતિરામ રાવલ ઉપપ્રમુખ હરિભાઈ એમ. પંડયા વૈદ્ય મણિભાઈ ત્રીવેદી અને વૈદ્ય ગોવિંદજીભાઇ, વૈદ્ય રમણીકલાલ દવે; વૈદ્ય ઉત્તમરામભાઈ, વૈદ્ય હરજીવનભાઇ, વૈદ્યરાજ શંભુપ્રસાદ કેશવલાલ ને વૈદ્યરાજ દામોદરાચાર્ય વૈદ્યરાજ નરસીંહભાઇ વીગેરેનો સહકાર પણ જેવો તેવો નથી. તેમની કુનેહ ભરી દોરવણી બદલ વૈદ્યસભા ખરેખર ઋણી છે, જો કે વૈદ્યસભા એ સર્વ વૈદ્યબંધુઓની છે એમાં જે કંઈ કાર્ય થાય તેનો જશ તમામ વૈદ્યભાઈઓને છે માત્ર કાર્યકર્તાઓ જ બધુ કરી શકે છે અગર બધા યશનો દાવો તેમને ભાગે જાય છે એમ માનવાને કંઇ કારણ નથી સંસ્થાનો પ્રાણુ સંસ્થાના સભ્યો છે ને સભ્યોનો સહકાર તેટલીજ સંસ્થાની સાધના એ સિવાય કાર્યકર્તાઓ કંઇ કરી શકે એમ માનવાની કોઇ ભુલ કરે નહીં.

જે, જે વૈદ્ય બંધુઓનાં નામો શરતચુકથી કે અજ્ઞાનતા રહી ગયાં હશે. જેમના નામનો નિર્દેશ થયો નથી તે સર્વના માટે લાગતા વળગતા દર ગુજર કરશે.

આ વર્ષમાં ઊત્સાહી સભ્યોની સુચનાથી રૌપ્ય મહોત્સવ ઊજવવા નક્કી કર્યું તેમાં આપ સર્વએ જે સહકાર બતાવ્યો તેવો સદૈવ આપશો. એવી આશા અસ્થાને નથી.

દરેક વર્ષના પ્રમુખો, ઉપપ્રમુખો, મંત્રીઓ તથા સભાના મુખ્ય–કામકાજની નોંધ–રૌપ્ય મહોત્સવ અંકમાં રજત જયંતિ કમિટી તરફથી વૈદ્ય-સભાના ઇતિહાસમાં લખેલું છે. એટલે વધુ વિવેચન કરી આપનો ટાઇમ લેવાની આવશ્યકતા મને જણાતી નથી. એટલે હાલના પ્રસંગને અનુસરી બે શબ્દો કહીશ.

વૃદ્ધો જમાનો બદલાયાનું કહે છે તેમ વડાભર આપણા જુવાનોને નથી લાગતું ! રોગોનો જમાનો પણ બદલાતો જાય છે આપણી અવનવી શોધોને હંફાવવા એ પણ કટીબદ્ધ થાય છે. બધી વસ્તુની માફક એમાં પણ પલટો થયો છે છતાં આપણે કાયરતાનો દોષ તો વહોરી લીધો છે, કાયરતાના પ્રતાપે તો સાધુતા આવે સાધુતા એ સારી છે, એની ના નથી વ્યકિત તરીકે આદરણીય છે ને વધુ પડતી જો સાધુતા આવે તો હિમાલયમાં વાસ કરવો રહ્યો. ત્યાં પણ સુખે બેસવું શકય નથી ત્યાંના બરફના ડુંગરોમાંથી કે પત્થરોમાંથી ધન મળે તેમ હશે તો હવામાંથી દરોડો આવશે.

આયુર્વેદ પદ્ધતિ શાસ્ત્રીય નથી વૈજ્ઞાનિક નથી એમ પાશ્ચાત્ય પ્રજાની

માન્યતા છે. તેઓને એકજ ઊત્તર આપવાનું ઘડીભર મન થઇ જાય છે કે તમારી વૈજ્ઞાનિક પદ્ધતિની ગેરહાજરીમાં ભારત આટલા આટલા વર્ષ જીવી શકયું એનાં જુનાં માણુસો આજનાં માણુસો કરતાં નિરોગી હતાં ને દીર્ઘાયુષી હતાં, બાટલાને પડીકાં લીધા વિના ને ઇન્જેકશનો મુકાવ્યા વિના તેઓ જીવી શકયાં હતાં. તે અમારા આયુર્વેદ શાસ્ત્રી કે અવૈજ્ઞાનિક શાસ્ત્રી કે અમારા અજ્ઞાનના આધારે હોય તો એ અજ્ઞાન, અવૈજ્ઞાનિક, અશાસ્ત્રીય, પદ્ધતિ—વગરના શાસ્ત્રના લઇને હોય તો તે વૈદોને, વૈદ્યકશાસ્ત્રને અને તેના શોધકોને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે. બધી દુનીઆ આગળ વધી છે તેમ હવે આપણે આગળ વધ્યા વિના ચાલે તેમ નથી આપણાં શાસ્ત્રો જે સુત્રાત્મક છે તેને વિષયવાર પૂર્ણ બનાવવાનાં છે આપણામાં જે કંઇ નથી તે પાશ્ચાત્યો પાળેથી મેળવીને આયુર્વેદને સંપૂર્ણ બનાવવો જોઇએ દા. તરીકે મૂત્ર પરિક્ષા તેલ નાખીને કરી અટકી જવા કરતાં તેમાં યોગ્ય સુધારણા માગે છે. કેટલાક વૈદ્ય ભાઇઓ આયુર્વેદમાં સર્વ છે તેમાં સુધારણાની જરૂર નથી એમ માને છે જો કે તે ખરૂં હશે છતાં હાલના વિમાનને વીજળીના યુગમાં હરિફાઇમાં જીવવા માટે આપણા પાશ્ચાત્યો પાસેથી કંઇકને કંઇક તો લેવા જેવું જરૂર છે. બીજામાંથી ગ્રહણ કરવું ને આપણું બનાવવું એ એક વ્યવહારિકતા છે. આપણા ઇંદ્રાદિ દેવો પણ આવી બાબતમાં વ્યવહારિક હતા. બૃહસ્પતિના પુત્રને સંજીવની વિદ્યા શિખવવા સારૂં અસુર દળમાં મોકલવા ચુકયા ન હતા. કીર્તિ અને આયુષ્ય વધારનાર કોઇપણ ચીજ શત્રુ પાસેથી લેવામાં વાંધો નથી.

પાશ્ચાત્ય વૈદકશાસ્ત્ર સોળમાં સત્તરમા સૈકાથી જાણવામાં આવ્યું અને દીનપ્રતિદીન ખંતથી પ્રયાસથી તેમજ સારા રાજ્યાશ્રયથી તેમની ચિકિત્સા પદ્ધતિ આજે આટલા દરજ્જે વધી ગઇ છે. આપણે જો તેમના સાથે દોડવાની શરતમાં નહીં ઊતરીએ તો આપણી શું સ્થિતિ હશે તે સમજી શકાતુ નથી. આપણામાં શી શી ખામીઓ છે. તે વખત આવ્યે ન જોઇએ તે ચાલે નહીં જગતમાં કોઇ સંપૂર્ણ નથી. તેને સુધારવામાં નાનમ નથી. આજે વધતા જતા આંખના રોગો, ગળાના રોગો, કાનના રોગો, નાકના રોગોના ઊપચારો કરનારા સ્પેશીઆલીસ્ટો આપણા પાસે નથી. તે બાબતના જ્ઞાનની ઉણુપ છે. તે પુરી કરવાની જરૂર છે. આપણે જો આપણા વૈદક શાસ્ત્રને જગાડવું હોય તો નવા નવા પ્રયોગો, અખતરાઓ, નવાં સંશોધનો કરવાં જોઇએ. આયુર્વેદમાં સર્વસ્વ છે એમ કહે ચાલે તેમ નથી. તેમ કહેવાથી જનતા માને તેમ નથી. આયુર્વેદમાં જે કંઇ છે તે બરાબર સમજાવો તોજ વિશ્વાસ આવે, દાખલા તરીકે શાસ્ત્રમાં કહ્યું કહે છે કે સ્ત્રીને ગર્ભ રહે ત્યારથી તેને આનંદમાં રાખવી, સારાં વસ્ત્રાભુષણો પહેરાવવાં ને ઇચ્છા થાય તેવો ખોરાક આપવો આમ કહેવાથી આજે દુનીઆ માનતી નથી. પણ પાશ્ચાત્ય ડોકટર ગેલને રોમન મેજીસ્ટ્રેટના ત્યાં કદરૂપું બાળક જન્મવાથી પુનઃગર્ભ સમયે સ્ત્રીને આનંદમાં રાખવાનું જણાવ્યું અને તે

બાળક ખુબસુરત જન્મ્યું તે સર્વેને સાબીત કરી બતાવ્યું હતું. ઉપવાસ કરવાથી ફાયદો થાય છે ધર્મ થાય છે કે સ્વર્ગ મળે છે. એ જનતા માનતાં અચકાય છે. પણ ઉપવાસથી આંખની ને કાનની શકિતઓમાં લાભ થાય છે એમ દેખાડો. તુળસી ઘરના આંગણે વાવવાથી મલેરિઆથી મુકત રહેવાય છે એમ બતાવો રૂદ્રાક્ષની માળા શિવ ભકતોએ પહેરવી જોઇએ નહીં તો મુકિત મળતિ નથી તે કરતાં રૂદ્રાક્ષની માળા તાંબાના વાળામાં પરોવીને પહેરવાથી કોલેરા, ઓરી, અછબડા, બળીઆ તેમજ કેટલાક ચેપી રોગો શરીરને લાગુ પડતા નથી એમ સાબીત કરી બતાવો. દરરોજ દેવ સેવા કહી ગુગળનો ધુપ કરવાથી ક્ષય, પ્લેગ, મહામારી એવા અનેક ભયંકર રોગો તથા જંતુઓનો ગુગળના ધુપથી નાશ થાય છે. એ જો બરાબર સમજાવી શકીએ. દર્ભના આસન ઉપર બેસવું એ પવિત્ર છે એના કરતાં દર્ભના આસન પર બેસવાથી પ્રાણ તત્વને પોષણ મળે છે જેથી સવાર સાંજ બપોર ત્રણે વખતે પવિત્ર બની તેના પર બેસવું જોઇએ. એમ બતાવી શકીએ. પીંપળાના ઝાડની પુંજા કરવી જોઇએ તે ઝાડને પવિત્ર માન્યું છે પીપળો એટલે બ્રાહ્મણ આમ બતાવવા કરતાં પીંપળાના ઝાડના સંપર્કમાં વધુને વધુ આવવાથી પીંપળામાંથી ઓકસીજન પ્રાણવાયુ વધુ મેળવી શકીએ આથી તેનું વ્રત કરવાની જરૂરીઆત છે, આમ સાબીત કરી બતાવવાનો સમય આવી પહોચ્યો છે, એવા સમયમાં આજે આપણા આયુર્વેદમાં સારૂં હોય તેટલું જો જરૂર પડતું પાશ્ચાત્યો પાસેથી લઇને સુધારણાની જરૂર છે અને સ્થળે આયુર્વેદ શિખવવાનારાં મહાવિદ્યાલયોની જરૂર છે.

ચ્યવનપ્રાશાવલેહ ખાઇ ચ્યવને પુનરયુવા આણી હતી. હાલના ચાલુ યુગમાં તપસી બાબાએ પુજ્ય માલવીઆજી પર કાયાકલ્પ કરાવીને શારિરીક સુધારણા થોડીઘણી કરી બતાવી છે. તરમનીના માજી રાજા કમસરની બ્હેનને જેમ પાશ્ચાત્ય ડોકટરોએ પુનરયુવા બનાવી તેવા પ્રયોગો આયુર્વેદમાં અનેક છે તે સર્વ શોધી જનતામાં જાહેર મુકવાની જરુર છે.

સૂર્યના તડકામાં ઊભા રહેવાનું આપણા શાસ્ત્રોમાં વર્ણન છે પણ પાશ્ચાત્યોની માફક તેનો લાભ લેતાં આવડવું જોઇએ આજે સગાકાકાનાં છોકરાં લગ્ન કરે છે. પણ તે ધર્મશાસ્ત્રથી વિરૂદ્ધ છે એમ કહેવાથી સુધારકોની આંખો નહીં ઊઘડે પણ એકજ લોહીથી ઉત્પન્ન થતી સંતતિ શારિરીક અને માનસીક રોગો વાળી અગર વારસામાં દરદોના ભોગ બને છે ને તેમાં બુદ્ધિનો અભાવ હોય છે ને સમજાવો તોજ તેમના હૃદયમાં વ્યાજબી લાગશે. મરનાર વ્યકિત પાછળ સુતક પાળવાં હજામત કરાવવી એ હાલની કવોરેન્ટાઇન જોડે સરખાવીએ છીએ પણ કવોરેન્ટાઇન શા માટે પાળવું જોઇએ. તેનું કારણ સ્પષ્ટ જણાવ્યું છે જ્યારે સુતક શા માટે હોવું જોઇએ તે વૈજ્ઞાનિક રીતે સમજાવવું જોઇએ એક જમાનો એવો હતો કે બકરાંની માફક ભરવાડ જોતાં લોકો દોરવાતા આજે દોરવાઇ શકાય તેમ નથી.

શ્રી. જગદીચંદ્રબોઝની માફક વનસ્પતિ શાસ્ત્રના અભ્યાસની જરૂર છે, જયકૃષ્ણ ઇંદ્રજીએ વનસ્પતિ માટે ભારે મહેનત કરીને વનસ્પતિ સંબંધી જે બે પુસ્તકો લખ્યાં છે. તેને ભાગ્યે જ પુરાં કોઈ વૈદ્યબંધુએ વાંચ્યાં હશે. જમાનો આગળ વધે છે આપણે તેને પ્રવૃત્તિમય જીવન ગણી નિવૃત્તિમય જીવનની વાતો કરીએ છીએ આવી સ્થિતિમાં આપણું સ્થાનગિરીશીખર પર પણ રહેશે નહિ. કારણ પ્રયત્નશીલ લોકો સમૃદ્ધિ મેળવશે ને તેના આધારે તે ગિરીશીખરના ખુણા ખોચરા ખોળી, વનસ્પતિઓ મેળવી ફાયદો ઉઠાવશે જો આપણે પ્રયત્ન શીલ નહીં બનીએ તો હિમાલયમાં, આબુમાં, ને વિન્ધ્યાચળમાં વનસ્પતિઓ છે એમ ગણતરી કર્યામાં જ રહી જઈશું, એથી આપણામાં સર્વસ્વ છે, એવું અહમ જરા ઓછું કરવું જોઈએ. ને હાલની દુનીઆને અનુકુળ આપણું ચિકિત્સા શાસ્ત્ર હોવું જોઈએ.

મોગલ શહેનશાહની શાહજાદીની ચિકિત્સા કરી બ્રિટીશ સામ્રાજ્યના પાયા નાખવામાં આવ્યા એ ડૉકટરનું સ્વદેશાભિમાન એણે પોતે અમીરી ન ઇચ્છી, પોતાના માટે કંઈ ન માગ્યું. એના દેશને સોનાનો બનાવ્યો, એમ સ્વાર્થ ત્યાગ કરી આયુર્વેદમાં સર્વસ્વ છે તેના કરતાં કંઈક કરી બતાવવાની જરૂર છે સારાં સંશોધનો કરી ગુપ્ત ન રાખતાં બને તેટલી તેને પ્રસિદ્ધી આપીએ. તો જગતમાં જે સ્થાન એલોપથીને છે તે કરતાં ઉચ્ચ સ્થાન આયુર્વેદને મળી શકે. આયુર્વેદના આધારે તીબી શાસ્ત્ર લખાયું તેમાંથી અરબી, ગ્રીકને લેટીન, ભાષામાં તરજુમા થયા ને એમાંથી પાશ્ચાત્ય વૈદ્યકશાસ્ત્રનો જન્મ થયો છતાં આયુર્વેદ આવિ સ્થિતિમાં પસાર થાય એ તેના વારસ—દારોની પ્રમાદતાનું પરિણામ છે ભારત આગળ પડતુ હતું એમ કહેવાથી દહાડો ન વળે ભારતમાં જ્ઞાનનો સાગર ભર્યો છે ને આર્યાવર્તનું વૈદકશાસ્ત્ર આગળ પડતું છે તેવું કરી દેખાડવાની મારી પ્રાર્થના છે.

જે પ્રજાજનોનો પ્રયાસ વૈદક શાસ્ત્રની શોધખોળ કરતો નથી, શોધખોળ પાછળ ઉલ્લાસ ન હોય તો પછી તેનું જીવન નથી અગર છે તો તે ટુંકું છે યા, બીજાની દયા પર જીવવાનું છે. પદ્ધત્તિસરના અખતરા સિવાય લોકોને આપણામાં વિશ્વાસ નહીં આવે માટે વખત સર આપણે સાવધાન બનવું જોઈએ. જેમ સંસ્કૃત વિના વેદનું જીવન નથી તેમ આજના યુગમાં પ્રજાનું જીવન વૈદક વિજ્ઞાન વિના નથી. બેશક જમાનો કે સંજોગો વિપરીત છે છતાં દરેક બંધુ પોતાના ધ્યેય એક રાખી શકે તો ઉન્નતિ દુર નથી આપણો ધંધો એટલો માનનિય છે કે જોઈતા સાધનો આપણે સહેજે મેળવી શકીશું ફક્ત તે માટે સેવાભાવ ત્યાગ અને ચારિત્ર્યની જરૂર છે.

બંધુ વર્ગો ધાર્યા કરતાં વધુ ટાઈમ આપ સર્વેનો લીધો છે. જેથી મારૂં વકતવ્ય ટુંકમાં આટોપી બેસી જઈશ.

દરેક વર્ષના મુખ્ય કાર્યકરતાઓ તથા મુખ્ય કામકાજની નોંધ રૌપ્ય મહોત્સવ સમિતિ તરફથી આ ગ્રંથમાં પ્રગટ થએલ છે તે વિષે કંઈ વિવેચન

કરતો નથી. વળી આપણે આપણા વિદ્વાન પ્રમુખશ્રીનું ભાષણ સાંભળવાનું છે એટલે મારું વકતવ્ય પુરૂ કરતા પહેલાં આ રજત મહોત્સવ ઊજવવામાં અને તેના ગ્રંથનું પ્રકાશન કરવામાં આદિથી અંત સુધી દરેક રીતે મદદ કરનારનો આભાર ન માનું તો હું ન ગુણો ગણાઉં. અમદાવાદના ઉત્સાહીને વિદ્વાન વૈદ્યરાજો વૈદ્ય વાચસ્પતિ, ભિષગાચાર્ય વૈદ્યશાસ્ત્રી **વાસુદેવ શામળદાસ ગોરને** ભિષક શિરોમણી, વૈદ્ય ભુષણ **નટવરપ્રસાદ, નારાયણશંકર શાસ્ત્રીએ જે** મદદ કરી છે તે બદલ આભારી છું. જો આ બન્ને વૈદ્યરાજોએ મને મદદ ન કરી હોત ને, માર્ગ પ્રદર્શન ન, કરાવ્યું હોત તો, આજે રજત જ્યંતિ ઊજવવાનું મારા માટે અશકય હતું તેમજ આ ગ્રંથનું પ્રકાશન કરવાની જુવાબદારી તેઓ બન્ને જણા એ ઉપાડી લઇને દહાડો, રાત્રિ ને સવારના વહેલા પરોઢમાં પોતાનું કર્તવ્ય બજાવીને પુરૂ કર્યું છે તે બદલ તે બન્ને ભાઇઓનો ઋણી છું ને તેમનો હાર્દિક આભાર માનું છું.

મારા મંત્રિ વર્ગમાંથી પણ સહાયક મંત્રીઓ વૈદ્ય અનુપ્રસાદ, ખોડીદાસ, તથા વૈદ યશવંતરાય બાપાલાલે મને આમાં સારી મદદ કરી છે તે સર્વેનો અસંત આભારી છું.

**અનિરૂદ્ધપ્રસાદ માણેકલાલ મહેતા**
પ્રધાન મંત્રી.
અમદાવાદ વૈદ્ય સભા

શ્રી ધન્વન્તરયે નમ:

# રાજવૈદ્ય એસ. એમ. શર્માનું ભાષણ.

## પરમ માનનીય ધન્વન્તરિ તુલ્ય વૈદ્ય મહોદય ઉપસ્થિત સજ્જનો તથા સન્નારીયો.

પરમ કૃપાલુ પરમાત્મા આદિ ભગવાન્ શ્રી ધન્વન્તરિ કી પૂર્ણ કૃપાસેં આજ હમ ઇસ શ્રી અહમદાબાદ વૈદ્ય સભાકા રૌપ્યમહોત્સવ મનાનેકે લિયે ભાગ્યશાલી બને હેં । ઇસસે હમ સબકો પરમ હર્ષ હુએ બિના નહી રહતા હૈ ।

માનનીય મહાનુભાવોં । આજ ઇસ સભામેં અનેક સુયોગ્ય વિદ્વાન્ વિનયજ્ઞાન સમ્પન્ન ઔર વયોવૃદ્ધ વૈદ્ય મહાનુભાવોં કે વિદ્યમાન હોનેપર ભી આપને મેરે જૈસે અલ્પજ્ઞકો યહ પદ દેકર અપના ઔદાર્ય પ્રકાશિત્ કિયા હૈ; આપ મહાનુભાવોં કી ઇસ મહતિ કૃપાકા અત્યન્ત ઋણિ હું, ઔર આજ કે ઇસ મહાન સુઅવસરકા અધ્યક્ષપદ સ્વીકારનેકી જો ધૃષ્ટતા કી હૈ, વહ કેવલ આપ લોગોંકી આજ્ઞાકા પાલન માત્ર હૈ।

મૈં આશા રખતા હું કિ ઉપસ્થિત મહાનુભાવ આજકે ઇસ મહાન કાર્યક્રમકો નિર્વિઘ્ન રૂપસેં પૂર્ણ કરને મેં મેરે સહાયક હોંગે ।

માનનીય સભાસદ્વૃન્દ । આપ મહાનુભાવોંકી કામના આયુર્વેદકે લુપ્ત ગૌરવકા પુનરુદ્ધાર કરના હૈ । ઔર ઇસી લિયે આજ કે ઇસ સમારંભ કી ઉત્પત્તિ હુઇ હૈ ।

હમારી ઇસ શ્રી અહમદાબાદ વૈદ્યસભા દ્વારા અનેકોં લુપ્ત ગૌરવ ઉદ્ધાર કિયે ગયે હૈં, ઔર અભીતક બહુત ઉન્નતિ ભી હુઇ હૈ ।

હમ લોગોં કો સદા ધ્યાન રખના ચાહિયે કિ હમ લોગ પ્રત્યેક પ્રત્યેક વૈદ્ય પરસ્પર સહોદર હૈં ।

હમારે સમક્ષ પ્રબલ માતંગ પાશ્ચાત્ય ચિકિત્સાવિજ્ઞાન અપને સિંહ પરાક્રમસેં આયુર્વેદ કે નન્દનવન કો છિન્ન-ભિન્ન કરનેકા પૂર્ણ પુરૂષાર્થ કર રહા હૈ । આજ યદિ આપ લોગ એકતાબદ્ધ હોકર ઉસકી રક્ષાકી ચેષ્ટા નહીં કરેંગે તો વહ શીઘ્ર હી હતશ્રી એવં હીન ગૌરવ હોજાયગા ।

કિસી ભી કાર્યકો કરનેકે લિયે હમકો સંગઠન કરને કી પરમાવશ્યકતા હૈ। હમ સબકો મિલકર બિચાર કર, જો કાર્ય કઠિનતા સે હો સકતે હૈં; ઉન્હેં આરમ્ભ કર દેના ચાહિયે।

ગુજરાત પ્રાન્ત મેં શ્રી અહમદાબાદ વૈદ્ય સભા એક ઐસી સંસ્થા હૈ જહાં પર આયુર્વેદ કે અભ્યુદય કે લિયે સભી પ્રકારકી સામગ્રી મૌજૂદ હૈ। સંગઠનકે કામકે લિયે હમેં એક સંસ્થા શ્રી ધનવન્તરિ કી કૃપા સે પ્રાપ્ત હે હી, વહ હે હમારી અહમદાબાદ વૈદ્યસભા।

ઇસ કાર્યાલયસેં પુનઃ પુનઃ અપને કર્ત્તવ્યકી ઓર જાનેકે આદેશ મિલને ચાહિયે। ઐસા બિના કિયે હમારા એક માર્ગપર ચલના અસંભવ હૈ। ઐસા હોને સેં હમારા સંગઠનકા કાર્ય બડે સચ્ચા સ્વરૂપસેં ચલ સકતા હૈ। ઔર હમ અપને લક્ષ્ય પર જા સકતે હૈ।

સંગઠનસે પહિલે યહભી અતિ આવશ્યક હૈ કિ હમારા આપસકા ભાવ સમાન હોજાય। મામૂલી સે લે કર વિશેષ અવસ્થા તક હમારી ચિકિત્સા કી શૈલીકા એક હી આયુર્વેદીય માર્ગ હો, ઔર ઉસે હમારે સાથકા પ્રત્યેક છોટેસે છોટા વૈદ્ય જાનતા હો।

સમાનતા લાયે સિવાય હમારા સંગઠન લાભપ્રદ નહી હો સકેગા। હમે અપને કાર્યોં કે આરમ્ભ મેં સમાનતા રખ કર આગે બઢનેકા પ્રયત્ન કરના ચાહિયે। સમાનતા લાકર હમ અપની જ્ઞાન વૃદ્ધિ, અધિકાર વૃદ્ધિ ઔર ક્ષેત્ર વૃદ્ધિ પર અધિકાર જમાના ચાહિયે। આલસી લોગોંકે લિયે સંસારમેં કોઈ વિભૂતિ નહીં હૈ। પરિશ્રમીહી નયી ખૌજ કરસકતે હૈં। ખાન ખોદનેસે હી હીરા પ્રાપ્ત હોતા હૈ। ફિર આપકા પરિશ્રમ તો મૃત્યુમુખ પતિતતનુકો જીવનદાન દે સકતા હૈ। ઇસ લિયે આપકો પૂરા પરિશ્રમ કરના ચાહિયે।

જ્ઞાનવૃદ્ધિ કે લિયે હમે અપની પુરાચીન સંભાષાવિધિકા વ્યવહાર આરમ્ભ કરના ચાહિયે।

અધ્યયનકે લિયે કુછ સમયસે સાધારણ પાઠશાળાઓંસે અધિક ઉપયોગી આયુર્વેદ વિદ્યાલય ખુલને લગ ગયે હૈં। પરન્તુ અભી ઉન કી સંખ્યા પર્યાપ્ત નહોનેસે એક હી ક્રમ કી શિક્ષાકા પ્રસાર નહી હો રહા હૈ।

હમકો દો પ્રકાર કી શિક્ષાકે પ્રસાર કી પરમાવશ્યકતા હૈ। એક સાધારણ જ્ઞાન ઔર દુસરા પ્રત્યક્ષ જ્ઞાન। વ્યવહારિક જ્ઞાનકી આવશ્યકતા હી હમારે લિયે સર્વાર્થ કરી પદ્ધતિ હૈ।

હમે અપની શલ્ય શાલાક્ય કી પ્રાચીન શૈલી ઔર ચિકિત્સાકા લોપ ન કરના ચાહિયે। હમ લોગોંને આંખ, કાન નાક, મુખ ઔર ફોડે કી ચિકિત્સા પદ્ધતિકો અપને ગ્રન્થોં મેં મૌજૂદ રહને પરભી બુરી તરહ ભૂલા દિયા હૈ। ઉસે હમે સબસે પ્રથમ સજીવ કરના ચાહિયે। જબ આપ ઇન ચિકિત્સાઓં કો બિચારપૂર્વક આરમ્ભ કર દેંગે તો આપકો અપની ઉપરિ લિખિત ચિકિત્સા અપૂર્ણ પ્રતીત હો તો ઉસે અપને હી ઉપાયોં સે બઢાને યા દૂસરી ચિકિત્સા

પદ્ધતિયોં સે અપના કોષ પૂર્ણ કરલેનેમેં કભી આનાકાની ન કરના ચાહિયે પર ઇસકા અર્થ યહ નહીં હૈ કિ આપ કેવલ જમાની જમા ખર્ચ કર કે અપને કો, અપની ચિકિત્સા પદ્ધતિ કો અપૂર્ણ બતાકર બિના સમજે દુસરોં કી ચિકિત્સા પદ્ધતિ કા આશ્રય લેકર પરમુખાપેક્ષી હો જાય ।

પ્રત્યેક શિક્ષણ સંસ્થાકે સાથ આતુરાલય હોના અત્યન્ત આવશ્યક હૈ । ઇસ કે હોને સે વૈદ્ય વૈદ્યક ઔર રોગી તીનોં કા લાભ હૈ । વૈદ્યોં કે લિયે અપની ચિકિત્સા, પદ્ધતિ કા પ્રસાર નયા અન્વેષણ ઔર અધિકાર પ્રાપ્તિ કા સાધન જિતના અચ્છા આતુરાલય દ્વારા હો સકતા હૈ ઉતના અન્ય ઉપાયોં સેં નહીં ।

વૈદ્યક શાસ્ત્રકી વર્તમાન ઉન્નતિ, આતુરાલયકી સ્થિતિ દેખ કર વૈદ્યક પર વિશ્વાસ, રોગોં પર સ્વતંત્ર રૂપકી નયી ખોજ, ઔષધિયોંકી ચુની હુઇ ખોજ પા જાનેકા એક માત્ર માર્ગ સહજ મેં ખુલ જાતા હૈ । આતુરાલયોં કે ખુલજાને સે કઠિન રોગીકા જિસકા ઘરપર રહકર કિસી ભી કારણ સે ઠીક ઠીક ઉપચાર હો સકના અસંભવ હો, આતુરાલયોં મેં સમ્પૂર્ણ રૂપસે ચિકિત્સા હો સકતી હૈ । અનાથ ઔર કષ્ટસાધ્ય રોગિયોંકા પૂર્ણ લાભ હો સકતા હૈ । ઇસસે આતુરાલયોં કી સ્થાપના કરના બહુત હી જરૂરી હૈ ।

વૈદ્યોંકે જ્ઞાનવૃદ્ધિ કે લિયે સંગ્રહાલય સ્થાપિત કરના અત્યન્ત આવશ્યક હૈ । સંગ્રહાલયોં મેં એક વિભાગ પુસ્તક સંગ્રહકા હો, જિસમેં નઇ ઔર પુરાની પ્રકાશિત ઔર અપ્રકાશિત પુસ્તકોંકા સંગ્રહ હો ! સંસારકે ચિકિત્સકોંકો જો જો નયે અન્વેષણ પ્રકાશિત હોતે જાય ઉનકા સંગ્રહ ભી ઇસ સંગ્રહાલય મેં હોતે રહના ચાહિયે । એક વિભાગ ઔષધિસંગ્રહકા હો; જિસમેં અવિકૃત દશામેં બનસ્પતિ ઔર બનીહુઇ ઔષધિયોં ઔર ઔષધિ કે ઉપયોગમેં આનેવાલે ઉપયોગી દ્રવ્યોંકા સુન્દર સંગ્રહ હો । એક વિભાગ મેં શલ્ય તન્ત્રોપયોગી સમસ્ત સામગ્રીકા સંગ્રહ હો ઔર એક મેં ઔષધિ નિર્માણોપયોગી તથા ચિકિત્સોપયોગી દ્રવ્યોંકા સંગ્રહ હો । યહ સંગ્રહાલય બડે વિદ્યાલય, આતુરાલય કે સાથ ઔર બડે શહર મેં હી હોના ચાહિયે । વૈદ્યોં મેં વ્યવહારિક જ્ઞાનકે સાથહી વ્યવહારાયુર્વેદકે જ્ઞાનકી બહુત બડી આવશ્યકતા હૈ, ઇસ વિષયમેં હમ વૈદ્યોંમેંસે હજારોંમેં કોઇ એક વૈદ્ય શાયદ થોડા બહુત જ્ઞાન રખતા હો । પર આવયશ્યકતા તો ઇસ બાત કી હૈ કિ હમારા પ્રત્યેક વૈદ્યબાંધવ ઇસ વિષયકે વ્યવહારિક જ્ઞાન ન સહી પર પુસ્તકીય જ્ઞાનસે વંચિત ન રહે । આપકો ભલી પ્રકાર જ્ઞાત હૈ કિ શવચ્છેદ કરને કે લિયે હમારે પાસ કોઇ સાધન નહીં હૈ ।

બહુતસે શિષ્ટ વૈદ્યોંકા ખ્યાન હૈ કિ રાજસહાય્ય બિના હમ અપની પ્રત્યેક વિષયકી આવશ્યકતાકો પૂર્ણ નહીં કર સકતે હૈં । હમારે પાસ ધન નહી, અધિકાર નહી, હમ ભી ઇસ આવશ્યકતાકો કુછ અંશોમેં સત્ય માનતે હૈં, પરન્તુ સમ્પૂર્ણ અંશમેં નહી, અપની આવશ્યકતાઓંકા સમઝના

હમારા ફર્જ હૈ, ઉનકી પૂર્તિકે ઉપાય સોધના હમારા કામ હૈ । સરકારજબ હમારે આયુર્વેદકો ઉતના યોગ્ય માનનેકો પૂર્ણતયા તયાર નહી; તબ હમ ઉસસે અભિષ્ટ સહાયપાલી કૈસે સકતે હૈં ।

હમમેંસે બહુતસે મહાનુભાવ દેશસે સહાયતા પ્રાપ્ત કરનેકી ઔર કાંગ્રેસસે મિલકર અપની ઉન્નતિકી બાતેં સોચા કરતે હૈં । ઇનમેં દેશસે સહાયતા તબી મિલના સંભવ હો સકતા હૈ જબ કી હમ અપને કૃત્યોંસે દેશ કો લાભ પહુંચાકર અપની ઓર આકૃષ્ટ કર સકેં । ફિર કાંગ્રેસ જૈસી દેશ ભરકી પ્રબલ રાજનૈતિક સંસ્થાસે કુછ પ્રાપ્ત કરસકના દુરાશા માત્ર હૈ । કાંગ્રેસકે સ્તમ્ભ દેશી ચિકિત્સાકે નામસે કોસોં દૂર હટ જાતે હૈં ઔર જબ ઉન્હેં આવસ્યક્તા હોતી હૈ તબ ઉનકી પિપાસા શુદ્ધ જલ દુર નહી કર સકતા, સોડા વોટર હી ઉનકી પિપાસા દૂર કર સકતા હૈ । વિદેશી મદ્યમિશ્રિત ઔષધિયેં હી બલદાયક પ્રતીત હોતી હૈ । ઔર વિલાયતી ઉપનિવેશ હી ઉન્હે સ્વાસ્થ્ય નિકેતન પ્રતીત હોતે હૈં । કહને કો ભારત ઉનકે લિયે અપના દેશ હૈ, પર વે અપની પ્રાચીનતાકો પોષણ કરનેકો બાધ્ય નહી ।

હમારી સમઝ મેં પ્રાચીન વિદ્યાઓંમેં કોઈ અર્થકરી સજીવ ઔર વ્યવહારિક વિદ્યા ઇસ સમય હમારે પાસ બચ રહી હૈ તો વહ વૈદ્યક વિદ્યા હી હૈ । નયે સુધારક ઇસ અવશિષ્ટ અંશ કો હી બચા રહને દેં તો બહુત કૃપા હૈ । હમકો જો કુછ કરના હો અપને બલ પર કરના ચાહિયે । ઇસી માર્ગ સે અપને લક્ષ પર હમ પહુંચ સકતે હૈં । હમારે યોગ્ય હોનેપર જિન સમ્પત્તિયોં કી હમ ઇચ્છા કરના ચાહતે હૈં, જો સમ્પત્તિયાં હમારે હાથ ફૈલાતે દુર ભાગતી હૈ, વ સ્વયં હમારે અનુકૂલ હોંગી ઔર હમ ઉનસે અપને કાર્યોંકો સિદ્ધ કરેંગે । ઇસ લિયે સબસે પહિલે હમેં અપની યોગ્યતાકો પૂર્ણ કરના ચાહિયે । કિતને હી વૈદ્ય હૈં, જિન્હેં આયુર્વેદ પર શ્રદ્ધા નહીં, બડે બડે નામ-ધારી વૈદ્યોમેં બહુતસી અંગ્રેજી ઔષધોંકા હી પ્રાયશઃ નામાન્તરસેં રોગિયોં કો પ્રયોગ્ય કરાયા કરતે હૈં । હમેં ઉન ઔષધોંકો અપનાને મેં કુછ હાનિ નહી, પરન્તુ ઇસ બાતકા ધ્યાન રખના આવસ્યક હૈ કિ હમ કહીં આયુર્વેદ કે સિદ્ધાંત પથસે વિચલિત તો નહી હોતે ? અપને યહાં એકસેએક ઔષધ કે બઢકર હોતે હુએ અન્ધાધુન્ધ વિદેશી ઔષધોંકા વ્યવહારમેં લાના દેશ ઔર જાતિ કે લિયે હાનિ કર હૈ । કઈ મહાનુભાવ કેવલ અપની ઉદરદરી કે પૂર્તિ કે લીયે અપઢ લોગોંકી ભી જો આયુર્વેદકા અક્ષર ભી નહી જાનતે કુછ એક રૂપયે લેકર ડિગ્રિયાં દેદેતે હૈં । ફલ યહ હોતા હૈ કિ ઐસે નામધારીયોં કી અસિદ્ધિ કો દેખતે હુએ આયુર્વેદ કે ઉપર સેં આપ લોગોંકા વિશ્વાસ ઉઠ જાતા હૈ । વૈદ્ય માત્ર પર અશ્રદ્ધા હોજાતી હૈ । અખિલ ભારતીય આયુર્વેદ વિદ્યાપીઠ ભી ઇસ ઓર ધ્યાન નહી દેતી ।

આયુર્વેદાચાર્ય આદિ ઉપાધિયોં કે રજીષ્ટર્ડ કરાને કા ભી કોઈ લાભ હોતા હુઆ નહી દિખાઈ દેતા । જિસે દેખો વિદ્યાપીઠકી પરિક્ષા ન દેકર ભી આયુર્વેદાચાર્ય આદિ પદવી અપને આગે લગા લેતે હૈં ।

યદિ હમ વાસ્તવિક રૂપસે વૈદ્યોંકી ઉન્નતિ ચાહતેહૈં વા લોગોંપર વૈદ્યોંકા સિક્કા જમાના ચાહેતે હૈં તો હમેં આયુર્વેદકી ઉન્નતિકી ઓર અગ્રસર હોના ચાહિયે । પ્રાચીન સમયમેં હમારા શાસ્ત્ર અત્યન્ત ઉન્નત દશામેં થા । હમેં આયુર્વેદકા ઐસા સાહિત્ય તૈયાર કરના ચાહિયે જો વૈદ્યોંકે, આયુર્વેદકે, વિદ્યાર્થિયોંકે તથા જન સાધારણ કે લિયે લાભદાયક હો । બનૌષધિકે પહિચાનકી અત્યન્ત આવશ્યકતા હૈ । ઐસે કતિપય વિદ્વાન વૈદ્ય દૃષ્ટિગોચર હો રહે હૈં જો ઔષધિયોંકે પરિચયમેં પૂર્ણ અનુભવ રખતે હોં । વિદ્યાલયોં મેં ભી ઔષધિકા પૂર્ણ પરિચય નહિ કરાયા જાતા. ઐસા ન હોને સે હી પંસારીયોં કે ભરોસેપર હી હમારા વિશ્વાસ રહતા હૈ । જો કુછ ઉન્હોંને દે દિયા વહ હી માન લિયા જાતા હૈ । ઇસી કારણ હમ લોગ જો પ્રયોગ બનાતે હૈં વહ યથાર્થ ફલપદ નહી હોતે । અખિલ ભારતવર્ષિય વૈદ્ય સમ્મેલનમેં ભી કઈ બાર સન્દિગ્ધ ઔષધેં આતી હૈં ઔર ઉનપર ચર્ચા ભી ચલતી હૈ । તોભી સર્વ સમ્મત અભીતક કોઈ સિદ્ધાન્ત સ્થિર નહી હુઆ કિ અમુક ઔષધ હી શ્રેષ્ઠ હૈ ।

જબસે હમને વનૌષધિયોં કે જ્ઞાનકા આલસ્ય કિયા હૈ તબહી સે હમારા બનૌષધી વિજ્ઞાન નષ્ટ હોતા જા રહા હૈ । કૈસી કૈસી ઉત્તમ દિવ્યોષધ શાસ્ત્ર મે વર્ણિત હૈ । આજ ઉનકા કોઈ પરિક્ષક નહી હૈ । કભી બનૌષધિયોં કી ખોજ મેં કોઈ વિશેષ ઉદ્યોગ નહી કરતે બનોં મેં પર્વતો પર જાકર ખોજ કરના પરમાવશ્યક હૈ ।

વિદેશી ચિકિત્સક, યહાંસે હી ઔષધિ લે જાતે હૈં । ઔર ઉસકા સ્વરૂપાન્તર મેં બનાકર યહાં બેચતે હૈં । આયુર્વેદ ચિકિત્સા મેં વિશેષજ્ઞ વૈદ્યોં કી પરમાવશ્યકતા હૈ, ક્યોં કિ પ્રત્યક્ષ દેખા જા રહા હૈ કિ પ્રત્યેક આયુર્વેદ ચિકિત્સક પ્રત્યેક રોગ કી ચિકિત્સા કરને મેં પૂર્ણ અનુભવ નહીં રખતે ઔર ન તો પ્રત્યેક રોગ કી ચિકિત્સા કે સાધન હી ઉનકે પાસ રહતે હૈં ।

હમારે દેશ કે કઈ પ્રાન્તોં મેં સૌભાગ્ય સે ઇસ સમય શાસનકા અધિકાર રાષ્ટ્રીય વ્યક્તિયોંકે હાથમેં હૈ । ઔર યહ હર્ષકા વિષય હૈં કિ માદક દ્રવ્યોં કે પ્રચારકો કમ કરનેકા પ્રયત્ન કિયા જા રહા હૈ । અન્ય સામાજિક બુરાઇયાં મદ્યપાન કે કારણ તો હોતી હી હૈ; ઔર યહ પ્રશ્ન આર્થિક મહત્વકા ભી હૈ, જનતા મેં યહ વિશ્વાસ ફૈલાયા જાય કિ મદ્ય પેય પદાર્થકે રૂપમેં અત્યન્ત હાનિકર હૈ । મદ્ય પર જિતના પ્રતિરોધ લગાયા જાય ઉતના ઉચિત હૈ । કિન્તુ સાથ હી મેં હમ હમારી શાસ્ત્રોક્ત શુદ્ધ આયુર્વેદીય ઔષધોંકો ઇસ પ્રતિબંધ સે મુક્ત કરને કી હમારી સ્વદેશી સરકાર સે પ્રાર્થના કરતે હૈં । આસવ તથા અરિષ્ટ આયુર્વેદકી સિદ્ધ ઔષધિયેં હોતે હુએ દેશી ચિકિત્સાકા એક મુખ્ય અંગ હૈ ।

હમ હમારી રાષ્ટ્રીય સરકારસે દાવેકે સાથ વિશ્વાસ પૂર્વક કહતે હૈં કિ

વે સિદ્ધ શાસ્ત્રોકત ઔષધિયાં માદકતાસે રહિત હૈ । ઇસ લિયે ઇનકો મદ્ય ગણુનામેં રખના આયુર્વેદ સમાજપર ઘોર અન્યાય કરના હૈ ।

ફિર ભી હમ હમારી અંહિસાવાદિ રાષ્ટ્રીય સરકારસે નમ્રભાવસે પ્રાર્થના કરતેહૈ કિ શુદ્ધ પ્રાચીન આયુર્વેદીય ચિકિત્સાકે પ્રધાનઅંગ આસવ તથા અરિષ્ટ પર પ્રતિબંધ રખકર નષ્ટ કરને કી ચેષ્ટા ન કરે ।

આજ તક સંસારભર કે ઇતિહાસ કે અવલોકન કરનેસે પ્રતિત હોતા હૈ કિ જબસે પાશ્ચાત્ય ચિકિત્સાપદ્ધતિને વિદેશી સરકારદ્વારા ભારતવર્ષ મેં પદાર્પણ કિયા હૈ તબહીસે મદ્ય તથા મદ્યમિશ્રિત ઔષધિયોંકા પ્રચાર બહુતાયતસે હુઆ હૈ । ઔર વિદેશી ચિકિત્સાપદ્ધતિવાલોંને ભી લોભવશ મદ્યકો હી હરબાતમેં સર્વોપરિ હી બતાનેકી ખુબ ચેષ્ટા કીહૈ ઔર અભીતકભી ઉનકે પ્રયાસ ચાલુ હી હૈ । ફલ યહ હુઆ કિ ઇસ કે ક્ષણિક ઉપરિપ્રભાવસે ચકિત હોકર યહાંકે લોગ ઉસકી તરફ એક દમ ઢલ પડે । અબ હમારી રાષ્ટ્રીય સરકાર ને પૂર્ણ વિચારકર ઇસ મદ્ય રૂપી રાક્ષસકો હમેશાકે લિયે દેશનિકાલકા નિશ્ચય કિયા હૈ । ઉનકા યહ વિચાર અતિ સરાહનિય હૈ પરન્તુ જબતક વિદેશી મદ્યમિશ્રતિ ઔષધિયોંપર સખ્ત પ્રતિબંધ રખકર ભારતવર્ષ મે ઇન્કા આના બંધ નહીં કિયા જાય તબ તક મદ્યપાન બંધ હોના અસંભવ હી હૈ । હમારે ધર્મશાસ્ત્રોં મે દ્વિજાતિ કે મદ્ય પીને કા તો મરણાન્ત પ્રાયશ્ચિત લિખા હૈ । મુઝે યહ કહતેહુએ બડા દુઃખ હો રહા હૈ કિ વિદેશી પ્રાયઃ બહુતસી ઔષધિયોંમેં એસી કોઇ ઔષધિ નહીં જો મદ્ય કે બિના બનતી હો । જિસમેં એલોપેથી ચિકિત્સાકી સેકડે પચ્યાનવેં ઔષધિયોંમેં મદ્યકા મિશ્રણ હોતા હૈ । ઇન ધન, ધર્મ ઔર જીવન કે ઘાતક ઉપાયોંકા રોકના વૈદ્ય સમાજ તથા જન સમાજકા સબસે બડા કર્તવ્ય હોના ચાહિયે ।

ઔર હમારી રાષ્ટ્રીય સરકારસે નમ્ર નિવેદન હૈ કિ ઉપરોકત મદ્ય તથા મદ્ય મિશ્રિત ઔષધોંકા સર્વથા પ્રતિકાર કર ઉનકી બજાય હમારી શુદ્ધ સ્વદેશી શાસ્ત્રોક્ત ઔષધિયોંકો અપનાકર દેશકી અતુલ સમ્પત્તિ કો વિદેશ જાનેસે રોકકર દેશકી રક્ષા કરે ।

આપકો યહ જાન કર અતિ પ્રસન્નતા હોગી કી હમારી શ્રી અહમદાબાદ વૈદ્યસભાને અપનાકે આશ્રય તલે એક આયુર્વેદીય મહાવિદ્યાલય ખોલને કી મહાન યોજના કી હૈ । ઔર આશા હૈ કિ બહુત હી અલ્પ સમય મેં શ્રી ધનવન્તરિ ભગવાન કી કૃપા સે સુચારૂ રૂપસેં જારી હોજાયગા ।

બન્ધુઓ ! હમારી વૈદ્યસભાને જો ગત પચ્ચીસ વર્ષમેં આજતક જો જો મહાન કાર્ય આયુર્વેદકી સેવારૂપસે કિયેહૈ જિનકા પૂર્ણ યશ વૈદ્ય કે આદ્ય સંસ્થાપકોં હી હૈ । ઔર વે સભી મેરે સ્તુતિ—પાત્ર હૈ । ઔર ઉન પ્રાચીન સ્વ. આચાર્યોંમેં સે કઇ એક મહોદયોંકા નામોલ્લેખકરદેના હમારા કર્તવ્ય । હૈ । જૈસે સ્વ. વૈદ્યરાજ શ્રી બાપાલાલભાઇ, સ્વ. વૈદ્યરાજ

રવચન્દભાઇ. સ્વ. વૈદ્યરાજ શ્રી રણછોડલાલભાઈ સ્વ. વૈદ્યરાજ શ્રી જટાશંકરભાઇ સ્વ. વૈદ્યરાજ શ્રી નારાયણ શંકરભાઇ પ્રાણાચાર્ય સ્વ. વૈદ્યરાજ શ્રી હેમુભાઈ રાજવૈદ્ય સ્વ. વૈદ્યરાજ રણછોડલાલ મોતીલાલ તથા સ્વ. વૈદ્યરાજ ભવાનીશંકર-વીગેરે વીગેરોંકે હમલોગ ઋણિ હૈં। હમારી વૈદ્યસભાકા ગૌરવ તથા ઐસી સમ્રદ્ધિશાલી અવસ્થા બહુતસે સ્વ. મહાનુભાવોં પ્રત્યક્ષ ન દેખસકે, કિન્તુ આજ કે ઇસ મહાન સભામેં એકત્રિત હુએ હમ સબ ઉનકી મહાન આત્માઓંકોં અંજલી અર્પણ કરતે હૈં।

તથા ઇધર વર્તમાન સમયકે હમારે ચિકિત્સાવિજ્ઞાનકે ઉન્નાયક મહોદય-ગણ જિન્હોંને ઇસ સભાકી તન, મન, ધનસે જો અમૂલ્ય સેવાઓં કી હૈ વહ અતિ પ્રશંસનીય એવં ધન્યવાદકે પાત્ર હૈં।

ચાલુ કાર્ય કર્ત્તાઓંકે કાર્યોકી પ્રશંસા કરનેમેં મુઝે અતિ હર્ષ હોતા હૈ ઔર પરમાત્મા સે પ્રાર્થના હૈ કિ ઇસ અહમદાબાદ વૈદ્યસભાકી ઉજ્જવલ કીર્તિકો બઢાનેકે લિયે ઉન્હેં દીર્ઘાયુ બક્ષે।

અબ અન્ત મેં મેરા યહી નિવેદન હૈ કિ ભવિષ્યમેં આયુર્વેદકી ઉન્નતિ કે લિયે ઔર ગૌરવકી રક્ષાકે લિયે યદિ હમ લોગ પ્રતિજ્ઞાબદ્ધ ન હોંગે તબ આયુર્વેદકા ભવિષ્ય અન્ધકારમય હોજાયગા।

આપ મહાનુભાવોં ને મેરા વકતવ્ય અતિ શાંતિ પુર્વક શ્રવણ કરકે મેરે પરજો અનુકંપા દિખાઈ હૈં મે આપ સબકા કૃતજ્ઞ હું ઔર મેરી ત્રુટીયોં કી ક્ષમાપના ચાહતા હું। ઈતિશુભમ્।

# પ્રમુખશ્રી
# સ્વ. બાપાલાલ હરિશંકર વૈદ્યનું જીવનચરિત્ર

સને ૧૨-૧૨-૧૧ થી સને ૬-૧૨-૧૪ સુધી ત્રણ વર્ષ

( સંપાદક : **વૈદ્યશાસ્ત્રી અનિરૂદ્ધ પ્રસાદ એમ.** )

શ્રીમાન રા. રા. વૈદ્યરાજ બાપાલાલભાઈ જેઓ આપણી વૈદ્ય સભાના આદ્ય સ્થાપક હોઈ તેઓના જીવન ચરિત્રની ટુંકી નોંધ આપના સમક્ષ રજુ કરતાં અમોને અત્યંત આનંદ થાય છે. અને મારા વાંચક બંધુઓ આવા મહાન પુરૂષના આદર્શને પોતાના જીવનમાં ઉતારશે, અને આયુર્વેદની ઉન્નતિઅર્થે કમર કસી સેવાભાવને વિકસાવશે તો મારા જીવનને હું કૃત કૃત્ય માન્યા વગર નહી રહું.

શ્રીમાન્ બાપાલાલભાઈનો જન્મ આપણી ગરવી ગુજરાતના સ્વર્ગ ધામ જેવા પાટનગર અહમદાવાદમાં થયો હતો, જેઓ બાલ્ય કાળથી પોતાના પરંપરાગત પાસ એવા વૈદ્યક શાસ્ત્રમાં, સંસ્કૃત ભાષા યુક્ત થઇ ને પ્રવેશ કરી આપણા ગુજરાતના મહાન પ્રખર આયુર્વેદજ્ઞ અને નિ. ભા, વર્ષની કોન્ફરન્સ અને વીદ્યાપીઠના પ્રમુખશ્રી શ્રી કૃષ્ણરામભાઈ પાસે અભ્યાસ કર્યો હતો ( જે શ્રી કૃષ્ણરામભાઈ પોતે જયપુર આયુર્વેદીક કોલેજના આદ્ય સંચાલક હતા ), ત્યારબાદ તેઓશ્રીને વિદ્યા વ્યાસંગનો ઘણોજ શોખ હોવાથી અનેકાનેક વિદ્વાન વૈદરાજો સાથે મિત્રાચારી આદરી આયુર્વેદની સેવા મારાથી શા પ્રકારે થાય આવા આદર્શોને પોતે સેવવા લાગ્યા. આજ અરસામાં તેઓશ્રી, વૈદ્યક શાસ્ત્રનાં સારા જ્ઞાતા તરીકે અહમદાવાદમાં અનેકનેક ગૃહસ્થ કુટુંબોમાં તેમજ પ્રજાના સામાન્ય વર્ગમાં પોતાની ચિકીત્સાપ્રણાલી વડે તેઓનાં મન જીતી લીધા, અને આયુર્વેદનાં ઉત્કર્ષ અને તેની વૈજ્ઞાનીક સીદ્ધતા તેઓશ્રીએ અનેકના મન ઉપર ઠસાવી આયુર્વેદ પ્રત્યે આદરને માન ઉત્પન્ન કર્યા. સંવત ૧૯૬૮ ની સાલમાં આપણી આયુર્વેદના "આસવારિષ્ટ ઉપર સરકાર તરફથી પ્રતિબંધ મુકવાના વખતમાં પોતે એક આગેવાની ભર્યો ભાગ આપણા ગુજરાત તરફથી લઇને તેઓશ્રીએ મુંબઇ સરકારને, આસવારિષ્ટ એ દારૂ નથી પણ દવા છે એમ સિદ્ધ કરી બતાવી તેના પર મુકાતા પ્રતિબંધને દુર કરાવ્યો આવા આ કાર્યો આવી પડે ત્યારે બધાંને બોલાવી ને સમજાવવા પડે તેના કરતાં કોઇ એવી સંસ્થા હોય જેના



**વૈદ્યરાજ બાપાલાલ હરીશંકર**

અમદાવાદ વૈદ્ય સભાના આદ્ય સ્થાપક ને પ્રમુખ

મારફત આપણે ઘણી વખત ભેગા થઇને, એકબીજાના વિચારો, આપણે કરી આયુર્વેદની ઉન્નતિ થાય તેવા પ્રચારો કરીયે તો સારૂં આ વિચાર પોતે, પોતાના મિત્ર સમાન રાજવૈદ હેમુભાઇ તથા અન્ય વિદ્વાનોને કહી આ દિશામાં પ્રવૃત્તિ હાથ ધરવા સર્વેને સમજાવ્યું. અને દરેક તેમાં સહમત થતાં, તેજ અરસામાં આપણા નામદાર પંચમજ્યોર્જના રાજ્યાભિષેકનો સમય પણ હતો તેવે વખતે તેઓશ્રીએ તેમને માનપત્ર આપવા પોતાની ઇચ્છા દર્શાવી સર્વ વૈદ્યરાજોને એકઠા કરી પોતાના ઘરમાં જ તેવે ટાઇમે આપણી આજ ચાલુ રહેલી એવી આ વૈદ્યસભાની સ્થાપના કરી પોતે તેના પ્રથમ પ્રમુખ તરીકે ચોજાયા, આ વખતે સભાને યોગ્ય એવા સારા કાર્યકરો મલી જતાં પૈસા વીગેરેની મદદથી વૈદ્યરાજ બાપાલાલભાઇએ વૈદ્યસભાની સારી સેવા બજાવી, અનેકાનેક વિવિધ પ્રવૃત્તિઓ આદરી પ્રજાના મન ઉપર આયુર્વેદએ એક મહાન શાસ્ત્ર છે તેમ તેઓએ સિદ્ધ કરી બતાવવા પ્રયત્નો કર્યાં અને અનેક વૈદ્યબંધુને આ પ્રવૃત્તિમા રસ લેતા કર્યાં. તેમજ અનેકાનેક રાજા મહારાજાઓ તથા ધર્મગુરૂઓ તથા શંકરાચાર્યોનાં પોતે વૈદ્ય થઈ તેઓનાં દરદો આયુર્વેદ પધ્ધતિથી નાશ કરી સારી નામના મેળવી તે ઉપરાંત તેઓ-શ્રીને દ્વારકાં પીઠેશ્વર જ. ગુ શંકરાચાર્યે માધવતીર્થે તેઓની ચિકીત્સા પ્રણાલી વડે અત્યંત ખુશ થઈ તેઓશ્રીને વૈદ્ય ભૂષણની માનનીય પદવી અર્પણ કરી, વળી તેઓશ્રીએ આપણી આયુર્વેદની ચિકીત્સા પ્રણાલીમાં ઔષધો બનાવવાની ક્રીયામાં થતી અનેક અગવડોને દુર કરવા અને પ્રજાને સાચો અને સારો માલ દેવા માટે એક ફાર્મસી નાના રૂપ ઉપર ગુજરાતમાં કારખાનું તયાર કરી દવાઓ બનાવવાની શરૂઆત પણ કરી હતી પણ તેમની તે મનશ પૂર્ણ પોતે ન કરી શકયા અને તા. ૨૮-૧૦-૧૫ માં પોતે મરણ પામ્યા, અને આ દરેક કાર્યો અધુરાં રહ્યાં તે કાર્ય તેમનાં જ્યેષ્ટ પુત્ર. રણછોડભાઇએ થોડાઘણાં રૂપમાં સાચવી રાખ્યું હતું. પોતે ૬૫ વર્ષની વયમાં આ લોકને છોડી પરલોકના પંથે સિધાવ્યા, તેઓમાં સત્ય, ન્યાય, નીતિ, મીલનસારપણું તેમજ ઉદારભાવના, આ મુખ્ય ગુણોવડે તેમનાં સમકાલીન વૈદ્યરાજોમાં અત્યંત માનનીય અને પ્રીય થઇ પડેલા હતા આવી મહાગુજરાતની પ્રખર વિદ્વાન અને પ્રતિષ્ઠિત વક્તીઓ વડે જ આપણો આજનો આયુર્વેદ સમાજ પ્રકાશી રહ્યો છે. અસ્તુ.

# વૈદ્યરાજ રવચંદભાઇ છગનલાલ સત્યવાદીના જીવનચરિત્રની નોંધ

ઉપપ્રમુખ અમદાવાદ વૈદ્ય સભા. ૧૨-૧૨-૧૧

[ લખનાર—**જસવંતલાલ બાપાલાલ વૈદ્ય** ]

પોતે જ્ઞાતિએ જૈન હતા. મેટ્રીક પાસ થયા પછી ત્રણ વરસ કટોસણ દરબારના ટયુટર તરીકે રહ્યા હતા. પછી તેમાંથી છુટા થયા પછી વૈદ્ય હરીશંકર જેશંકર તથા ગોકળભાઈ જેશંકરભાઈ પાસે વૈદ્યક શીખેલા અને પછી પોતાનો ધંધો શરૂ કરેલો તેમાં તેઓ એક પ્રતિષ્ઠિત વૈદ્યની ગણત્રિમાં ગણાયા. તેઓએ પોતાની જૈન જ્ઞાતિની તેમજ ગરીબોની સારી સેવા બજાવી હતી અને વૈદ્યસભાની શરૂઆત થયેથી સભ્ય અને ઉપપ્રમુખ હતા. સ્વભાવે સરળ હતા તેમનું અવસાન સંવત ૧૯૭૬માં થયું હતું.



વૈદ્યરાજ સ્વચ્ચંદભાઈ છગનલાલ

ઉપપ્રમુખ : અમદાવાદ વૈદ્ય સભા

# વૈદ્યરાજ હેમુભાઇ હરિભાઈનું જીવન ચરિત્ર

## ઉપપ્રમુખ : સને ૧૯૧૧

રા. હેમુભાઈનો જન્મ સંવત ૧૯૨૦ ચૈત્ર સુદી આઠમને ગુરૂવારના રોજ ધ્રાંગધ્રામાં રાજ્ય વૈદ્ય હરિભાઇ દેવજીભાઈના કુટુંબમાં થયો હતો. તેમનો અભ્યાસ ગુજરાતી છઠ્ઠી ચોપડી તથા લઘુ કૌમુદી તથા સિદ્ધાંત કૌમુદી તથા સારસ્વત ચંદ્રિકા વિગેરે ક્રીયાશંકર શાસ્ત્રી પાસ ભણેલા તથા ચરક, સુશ્રુત, વાગ્નભટ્ટ વિગેરે પણ કેશવરામ શાસ્ત્રી પાસે ભણેલા અને ચિકિત્સા અને નાડીજ્ઞાન તેમના પિતાશ્રી હરિભાઇ પાસે ભણેલા, ત્યારબાદ ઝંડુભટ્ટજી તથા બાવા મહેતા તથા વૈદ્ય મણીશંકર પાસે ચરક, સુશ્રુત અને વાગ્ભટ્ટની પરીક્ષા આપેલી અને ત્યારપછી સંવત ૧૯૫૭ની સાલમાં તેમના પિતાશ્રી સાથે અમદાવાદમાં આવ્યા અને અહી કાશીના શાસ્ત્રીને ઘેર રાખી ન્યાય તથા સાંખ્યનું અવલોકન કરેલું અને વે. શા. સં રામકૃષ્ણ શાસ્ત્રી તથા વે શા. સં ગીરજાશંકર શાસ્ત્રી સ્વામિનારાયણવાલા પાસે પણ ઘણા વર્ષ અભ્યાસ કરેલો. અને પોતાને કાવ્ય કરવાની શક્તિ ઘણીજ મેળવી અને ઘણા કાવ્યો તથા પદ્યો જેવાં કે નાડીજ્ઞાન પદ્ય રૂપે એવા અપ્રસિધ્ધ લખેલાં પડયાં છે.

અમદાવાદમાં રાજ્ય વૈદ્ય તરીકે શેઠીઆમાં તેમજ જનસમાજમાં સારી પ્રસિધ્ધિ પામ્યા હતા. તેમના ભાઇ રાજ્યવૈદ્ય ભુધરભાઇ હરિભાઈ તથા અમૃતલાલ હરિભાઈઓ સાથે દવાશાળામાં સંવત ૧૯૫૫થી કામ કરતા અને અત્યારે પણ અમદાવાદમાં શ્રીમંત વિગેરેમાં રા. રાજ્યવૈદ્ય ભુધરભાઇ સુવિખ્યાત છે. તેમનું અવસાન સંવત ૧૯૮૩ના મહા વદ પાંચમે થયું હતું. તેઓશ્રી અમદાવાદ વૈદ સભાના ઉપપ્રમુખ હતા અને પંચમ જ્યોર્જના રાજ્યાભિષેક વખતે સંસ્કૃતમાં પદ્ય રચી વૈદ્ય સભાની સ્થાપના વિગેરે બાબત લખી મનને આનંદ પડે તેવું લખેલું.

પ્રમુખ

# વૈદ્યરાજ જટાશંકર લીલાધરનું સંક્ષીપ્ત જીવન વૃત્તાંત.

સને ૧ ૧-૧૬ થી ૯-૬-૧૮ ત્રણ વર્ષ

( લખનાર : નટવરપ્રસાદ નારાયણશંકર વૈદ્યશાસ્ત્રી )

**જન્મ અને વિદ્યાભ્યાસ**—કાઠીયાવાડમાં જામનગર અને રાજકોટની વચ્ચે આવેલા ધ્રોળ ગામમાં વૈદ્ય જટાશંકર લીલાધરનો જન્મ થયો હતો. શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિના પારાશર ગોત્રીના લીલાધર લક્ષ્મીધર ત્રિવેદી પોતાની પાછળ શીવશંકર મુળશંકર અને જટાશંકરને નાની ઉમરના મુકીને સ્વર્ગવાસી થયા હતા. મર્હુમ લીલાધર ઉર્ફે ચકલા ત્રવાડી ધર્મધ્યાન અને ઈશ્વરો પાસનામાંજ જીવન ગાળતા હતા. તેથી તેના સંસ્કારો તેમના પુત્રોમાં પણ ઉતર્યા હતા. પિતાના મૃત્યુથી કુટુંબનો અને વ્યવહારનો બોજો સૌથી મોટા પુત્ર રા. શીવશંકરને પ્રાથમિક કેળવણી ધ્રોળમાં આપીને વધુ કેળવણી આપવા માટે રાજકોટમાં આવી રહ્યા; જેમાં રા. જટાશંકરભાઈ મેટ્રીકયુલેશનમાં પસાર થઈ સરકારી કેળવણી ખાતામાં દાખલ થયા.

**નોકરી કરવી કે સ્વતંત્ર ધંધો કરવો?** વૈદ્ય જટાશંકર લીલાધરભાઈ કાઠીયાવાડના કેળવણી ખાતાના વડાના દફતરદાર નિમાયા હતા જેથી ૩-૪ વર્ષ સુધી તેઓ આખા કાઠીયાવાડમાં એજ્યુકેશનલ ઇન્સપેકટર રા. ગોપાલજી સુરભાઈ દેસાઈ સાથે ફર્યા હતા. જામનગરમાં પોતાના ૪-૫ વર્ષના વસવાટમાં શ્રીમાળી જ્ઞાતિની ઘણી સારી સેવા બજાવી હતી અને ત્યાં "શ્રીમાળી શુભેચ્છક" માસિક ચાલુ કર્યું. જામનગર અને ધ્રોળના રાજકર્તાઓના પૂર્વજોએ શ્રીમાળી બ્રાહ્મણોને પાટણ અને જોધપુર બોલાવીને સારો આશ્રય આપ્યાથી જામનગર અને ધ્રોળમાં શ્રીમાળી બ્રાહ્મણો કર્મકાંડી અને વ્યવહાર કુશળ ગણાતા. વૈદ્ય જટાશંકર જામનગર ગયા પછી ત્યાં તેમના સંસ્કૃતના જ્ઞાનથી અને બાહોશ લેખક હોવાથી જામનગરના ઘણા વૈદરાજોએ તેમને પોતાની પાસે રાખવાની માગણી કરી જેથી "નોકરી કરવી કે સ્વતંત્ર ધંધો કરવો?" એ પ્રશ્ન તેમના મનમાં ઉભો થયો. નોકરીમાં ચાલુ રહ્યા હોત તો વૈદ્ય જટાશંકર રાવબહાદુર થયા હોત અને ગુજરતાં પહેલાં એક દસકો માસિક રૂા. ૨૦૦ નું પેનશન પણ ખાધું હોત. જટાશંકરભાઈ નોકરી કરતા



સ્વ. વૈદ્યરાજ જટાશંકર લીલાધર ત્રિવેદી
પ્રમુખ : વૈદ્ય સભા અમદાવાદ
આદ્યતંત્રી : વૈદ્ય કલ્પતરૂ – ગુજરાત ફાર્મસીના સ્થાપક

હતા પરંતુ તેમનું મન કોઈ સ્વતંત્ર ધંધા તરફ ખેંચાતુ હતું અને તેજ સંકલ્પ બળથી મહાત્મા ઝંડુભટ્ટજી ઉર્ફે કરૂણાશંકર વિઠ્ઠલજી કરૂણાનોજ અવતાર હતા અને તે મહાત્માની કરૂણા રા. જટાશંકરભાઈ ઉપર ઉતરી અને રા. જટાશંકરભાઈ માસ્તર મટીને વૈદ્ય બન્યા, અને જટાશંકરભાઈને વૈદ્યકનું વ્યવહારૂ અને શાસ્ત્રીય શિક્ષણ આપી વૈદ્ય બનાવ્યા, મહાત્મા ઝંડુભટ્ટજીએ વૈદ્ય જટાશંકરમાં જે સંસ્કાર રોપ્યા તે વૈદ્યરાજે પોતાના મૃત્યુ પહેલાં લખેલો મહાત્મા ઝંડુભટ્ટજીનું મીશન વાળો લેખ વૈદ્યકલ્પતરૂમાં પ્રસિદ્ધ કર્યો હતો.

એક જલોદરના કેસને તપાસવા મહાત્મા ઝંડુ ભટ્ટજી વૈદ્ય જટાશંકરને પોતાની સાથે લઇ ગયા અને વૈદ્યની પરીક્ષા લેવા માંડી કે આ દરદ પારખો અને શું ઔષધ આપવું તે કહો. અંગ્રેજીના એસાઇટીસ કે ડ્રોપ્સીના દરદને મળતો ગુંચવણવાળો આ કેસ હોવાથી અને આખા શરીરે સોજા હોવાથી શું જવાબ આપવો તે વિષે વૈદ્ય જટાશંકર ગુંચવાયા કારણ કે ગુરૂ પાસે શિષ્યે જવાબ આપતાં ગુરૂનું માન અને પોતાનુ જ્ઞાન કસોટીએ ચડાવવું પડે છે, વૈદ્ય જટાશંકરે કહ્યું કે આ દર્દીને ત્રણ દિવસ આરોગ્યવર્ધની નં ૧ લો દુધના પથ્ય સાથે આપ્યા પછી દરદનું નામ આપું કારણ કે મને તો જળોદર અને વાતોદરનો ભેગો ગુંચવાડો લાગે છે. વૈદ્યના આ જવાબથી મહાત્મા ઘણા પ્રસન્ન થયા અને વૈદ્ય જટાશંકરે અમદાવાદમાં આવા અનેક કેસ મટાડયા.

અમદાવાદમાં વૈશાખ જેઠનો સખ્ત તાપ પડતો હતો તે વખતે પાંચકુવા ચારરસ્તા ઉપર ખાડીયા નાકે વૈદ્ય જટાશંકરનું દવાખાનુ હતું. જટાશંકર વૈદ્યરાજને પોતાને જઠરનો વ્યાધિ થવાથી ઘણા ઉપાયો કર્યા પણ તે મટયો નહીં એટલે મહાત્મા ઝંડુ ભટ્ટજી હતા ત્યાં ગયા અને ત્યાં તેમની દેખરેખ નીચે માત્ર દુધ, ભાત, જીવનના પ્રયોગો વડે આ વ્યાધિ દુર થયો !

વૈદ્ય જટાશંકરનું અમદાવાદમાં આવવું !–વૈદ્ય મહાત્મા ઝંડુભટ્ટજીએ કહ્યું કે કાઠીયાવાડમાં તો મારા ઘણા શિષ્યો છે પણ ગુજરાતમાં મારો કોઇ શિષ્ય નહી હોવાથી અને તમો વૈદ્યક ધંધા માટે તૈયાર થયેલા છો તો તમારે અમદાવાદ જવું. મહાત્માની આજ્ઞા માથે ચડાવી.

કેળવણી ખાતામાં નોકરીનું રાજીનામું આપી વૈદ્ય જટાશંકર અમદાવાદ આવ્યા અને દરેક ધંધામાં શરૂઆતમાં મુશ્કેલી હોય છે તેમ શરૂઆતના બે ત્રણ વર્ષ વૈદ્ય જટાશંકરને ઘણી મુશ્કેલીઓ નડી હતી પણ ડાહ્યા માણસો કદિ નિરાશ થતા નથી પણ પોતાનો ઉદ્યોગ એવડો ઉત્સાહથી ચાલુ રાખે છે સ્વતંત્ર ધંધો હાથ આવ્યા પછી મહાત્મા ઝંડુભટ્ટજીના આદેશ અને સંકેત મુજબ ગુજરાતમાં તંદુરસ્તી અને સુખશાન્તિના જ્ઞાનનો પ્રચાર કેવી રીતે કરવો તે સવાલ ઉભો થવાથી વૈદ્ય જટાશંકરે વૈદ્યકલ્પતરૂ માસિક સ્થાપ્યું. આઠ વર્ષ સુધી મોટી ખોટ ખમી. આ માસિક ચાલુ રાખ્યું. ત્યાર બાદ

સતત પ્રયાસથી તેમજ ભેટનું પુસ્તક આપવાની પ્રથા દાખલ કરવાથી ગ્રાહકોની સંખ્યા દિનપ્રતિદિન વધી અને મેનેજર અને એક કારકુન માસિક માટે રાખ્યા. વૈદ્યકલ્પતરૂએ ઘણા વર્ષો સુધી જનસમાજની સેવા બજાવી છે અને હજુ પણ બજાવે જશે.

કેટલાક વર્ષ હિંદી જાણનારા માટે હિંદીમાં પણ વૈદ્યકલ્પતરૂ કાઢતા હતા.

**આર્યઔષધશાળા અને ફાર્મસીની સ્થાપનાઃ—**

અમદાવાદ આવ્યા પછી વૈદ્ય જટાશંકરે એકાદ વર્ષ સુધી દવાઓ જામનગરની વાપરી પણ પછી જેમ જેમ જરૂર જણાઇ તેમ તેમ દવાઓ પોતે જાતે બનાવવા ગુજરાત આર્યઔષધશાળા નાના પાયા ઉપર સ્થાપિ. શરૂઆતમાં દવાઓ બનાવવાનું ખાંડવાનું અને ગોળીઓ વાળવાનું તથા દવાઓ પેક કરવાનું કામ ઘરના માણસોએ હાથેહાથ કરવા માંડયું પણ બહાર ગામથી દવાઓની માગણી વધવા લાગી અને તે માગણીને પહોંચી વળવા માટે ગુજરાત આયુર્વેદિક ફાર્મસીની સ્થાપના કરી.

દવાઓ મોટા જથામાં તૈયાર કરવા માણસો તથા મજુરો, રાખ્યા. અમદાવાદ શહેરમાં જગ્યાની તાણને લીધે ભઠ્ઠીઓ વિગેરે સરખેજ અને કૃત્તવાડી ગામે નાખવામાં આવતી હતી, પણ તે દૂર પડવાથી અમદાવાદ શહેરથી દૂર નદીને સામે કાંઠે કોચરબ પાલડી આગળ જમીનનો મોટો ટુકડો ખરીદીને ત્યાં કારખાનું, ફાર્મસી ઓફીસો અને રહેવાનું રાખ્યું. લડાઈ વિગેરે કારણોથી પરદેશી દવાઓ લોકોને મોંઘી પડવાથી સ્વદેશી દવાઓનો પ્રચાર વધ્યો અને તે દરમીયાન ઇન્ફલ્યુએન્ઝા ફાટી નીકળતાં દેશી દવાઓના અકસીરપણાની લોકોને વધુ ખાત્રી થવાથી કેટલાક વૈદ્યો અને ડોકટરો ઔષધો તેમના કાર્યાલયની વાપરવા લાગ્યા. ધીમે ધીમે દવાઓની માંગણી બહુ વધી અને તેથી મોટા જથામાં બનાવવા કારખાનામાં યાંત્રીકબળ (એન્જીન) વિગેરે દાખલ કરવાં પડયા. તેમના સ્ટોકમાં આશરે ૮૦ હજારની દવાઓ તૈયાર રહેતી.

વૈદ્યક પુસ્તકો અને ભેટો પ્રગટ કરવામાં આવ્યાં છે સ્વર્ગસ્થ વૈદ્યરાજની લેખન શૈલી અલૌકીક હતી. જેથી પોતે પોતાના માસિકો અને પુસ્તકો તૈયાર કરવા ઉપરાંત વર્તમાનપત્રોમાં પણ લેખો લખતા એટલું જ નહી પણ અમદાવાદમાં પ્રગટ થતા "પ્રજાબંધુ" પત્રની સ્થાપના થયા પછી તેમાં ઘણા વર્ષો સુધી વૈદ્ય જટાશંકરે લેખો લખ્યા હતા. "હિંદુસ્થાન" વિગેરે પત્રોમાં પણ વૈદ્ય જટાશંકરના લેખો આવતા હતા. મુંબઇ ઇલાકાના કેટલાક દૈનિક અને અઠવાડીક પત્રોમાં પણ વૈદ્યરાજ ઉલટ અને ઉત્સાહથી લખતા હતા. વૈદ્ય જટાશંકરે લગભગ દરેક કોન્ગ્રેસ અને વૈદ્ય સંમેલનમાં હાજરી આપી હતી અને તે માટે પણ તેમણે પેપરો અને માસિકોમાં સારી ચર્ચા કરી હતી. શરીર સંરક્ષણ અને આરોગ્ય સંબંધી જ્ઞાનના પ્રચાર માટે હિંદી અને ગુજરાતી વૈદ્ય કલ્પતરૂ ઉપરાંત લોકોપયોગી નીચલા વૈદ્યક ગ્રંથો પ્રસિદ્ધ કર્યા હતા :—

આરોગ્ય રહેવાના ઉપાય, બ્રહ્મચર્ય, ઘરવૈદું, બાળલગ્ન, વાજીકર કલ્પતરૂ, રોગ નિવારણ નવિન વિદ્યા અથવા પાણીથી દરદો મટાડવાના કુદરતી ઉપાયો વાગ્ભટ્ટ સુત્રસ્થાન, ધાત્રિ શિક્ષા ભાગ ૧—૨, સારી સંતતિ ભાગ ૧—૨, રોગી પરિચર્યા ભાગ ૧—૨, ગરીબોનો વૈદ્ય ભાગ ૧—૨—૩, સ્ત્રીઓનો વૈદ્ય, બાળકોનો વૈદ્ય, નિર્બળતા, આરોગ્યતા સંબંધી સામાન્ય જ્ઞાન, (મહાત્મા ગાંધીજી) કૃત ) અને ખાનપાન ભાગ ૧—૨ આ પ્રમાણે સ્વર્ગસ્થે શરીર સંરક્ષણ, આરોગ્ય અને આયુર્વેદના જ્ઞાનનો પ્રજામાં ફેલાવો કરવાને પૂરતો પ્રયત્ન કર્યો હતો એ બિના ગુજરાતની પ્રજા સારી રીતે જાણે છે.

દર્દીઓને સંતોષ અને આશ્વાસન—વૈદ જટાશંકર દર્દીઓ સાથે એટલા માયાળુ પણે વર્તતા અને ધીરજ આપતા કે તેમના સમાગમમાં આવેલા હરકોઇ દરદી સંપૂર્ણ સંતોષ પામતા હતા. બહારગામ બોલાવવામાં આવે તો અનેક કાર્યો પડતા મૂકીને દીવસે કે રાત્રે ચાલી નીકળતા હતા, તેઓ પૈસાની કાળજી કરતાં દરદી સાજો થાય તેની કાળજી રાખતા હતા. તેઓ નિર્ભય અને શાસ્ત્રીયજ દવાઓ જ વાપરતા જ્ઞાનતંતુઓને બહેકાવી મૂકનારી કે શક્તિની જલદ દવાઓનો કદિ પણ ઉપયોગ પોતે ન કરતા પણ શક્તિની જલદ દવાઓની ટોનીક દવાઓની જાળમાં ફસીને તન મન અને ધનની ખુવારી કરનારાઓને પોતાના લેખોદ્વારા સદુપદેશ આપતા હતા, દરદીઓને પણ સલાહ આપતા કે ચાર પાયાની મજબુતી રાખો એટલે કે સારી માવજત કરનાર, દવા પથ્ય અને કુશળ વૈદ્ય ડોકટર એ ચાર મજબુત પાયા છે.

ધનને બદલે ધંધાની જમાવટ મહાત્મા ઝંડુભટ્ટની પ્રેરણા, ઉદ્દેશ અને ઉપદેશને હંમેશાં પોતાના લક્ષમાં રાખીને અને અનેક સંકટો વેઠીને કેવળ કર્તવ્ય બુદ્ધિથી, ધૈર્ય રાખી તન મન અને ધનનો ભોગ આપીને દ્રવ્ય એકઠું નહી કરતાં જે કોઇ અર્થ પ્રાપ્તિ થતી તે ધંધામાં જ રોકતા હતા. આરોગ્ય-ભુવન અને પાઠશાળા તેમજ લીમીટેડ કંપની:—

દરદીઓને આરોગ્ય ભુવનમાં પાસે રાખીને તેમની સારવાર તથા ઔષધ યોજના, આયુર્વેદ ધોરણસર અને અનુભવપૂર્વક અભ્યાસ ઉપલા આરોગ્ય ભુવનમાં કરીને વૈદ્યોને તૈયાર કરવા માટે પાઠશાળા અને દેશી દવાઓની લોકોમાં મોટા પ્રમાણમાં પ્રજામાં પ્રચાર કરવા અર્થે મોટી મુડીવાળી રસશાળા આ ત્રણ સાધનોથી આયુર્વેદની ઉન્નતિ અથવા સેવા ઉત્તમ રીતે થઇ શકે તેમ તેઓ દઢપણે માનતા અને તે એ સંસ્થાઓની સ્થાપના માટે તેમણે જીંદગી સુધી નાણા માટે ખંતથી અને નિસ્પૃહપણે પ્રયત્ન કરેલા પરંતુ એકદમ તબીયત બગડી જવાથી તે કાર્ય જાત મહેનત વગર ન થઇ શકે એમ હોવાથી બાકી રહી ગયાં.

વૈદ્ય સંમેલનો અને પ્રદર્શનો:—

આયુર્વેદના ઉદ્ધાર માટે વૈદ્ય સંમેલનો અને પ્રદર્શનો ભરાય છે. તેમની વ્યવસ્થા વિષે વૈદ્ય જટાશંકરને વારંવાર તિક્ષ્ણ ટીકાઓ કરવી પડી છે અને તેથી તેઓને કેટલાકની ઇતરાજી પણ વહેરી લેવી પડે છે, પણ દરદને ટાળવાને કડવી દવાની કે સખ્ત પરહેજીની જેટલી જરૂર છે તેટલી જ જરૂર આ સંમેલનો

અને પ્રદર્શનો ફતેહમંદ અને કાર્યસાધક ઉતારવાને એક સંપ અને સુવ્યવસ્થિત કારોબારની હતી, જે કોઈપણ સ્થળે જોવામાં આવેલ નથી. આ સંમેલનો અને પ્રદર્શનો તરફથી વૈદ્ય જટાશંકરને ઉપાધિઓ અને ચાંદો મળેલા છે. પણ કર્તવ્યબુદ્ધિથી કામ કરનારને આવી ઉપાધિઓ અને પદકોની દરકાર હોતી નથી એ પણ સ્વર્ગસ્થે ઘણે ઠેકાણે અને ઘણીવાર જાહેર કર્યું છે.

ઉપસંહાર:—મહાત્મા ઝંડુભટ્ટજીની કૃપા અને સર પ્રભાશંકર પટ્ટણીની મૈત્રીથી સ્વર્ગસ્થના ચારિત્ર ઉપર ઉંડી છાપ પડી હતી. જામનગરમાં તેઓ માસ્તર હતા, ત્યારે લીમડીના રાજ્યકર્તાને શિક્ષણ આપવાનું માન પણ વૈદ્ય જટાશંકરને મળ્યું હતું. અમદાવાદ આવ્યા પછી ગુજરાતના નાનાં નાનાં દેશી રાજ્યોમાં તથા ગૃહસ્થ કુટુંબોમાં વૈદ્ય જટાશંકરે પોતાના ઉપચારો વડે સારી નામના મેળવી હતી અને કેટલાંક રજવાડાં તો વૈદ્યરાજને પૂછ્યા વગર કોઈની દવા પણ લેતા નહિ. મોહનપુરના મર્હુમ ઠાકોરને મસાનો ભયંકર વ્યાધિ પોતાના સાદા ઉપચારો વડે મટાડ્યો. કટોસણ, ગાંગડ અને જસદણ વિગેરેના ઠાકોર વૈદ્યરાજના ગ્રાહકો હતા. ગુજરાત આયુર્વેદિક ફાર્મસીની ઘણા નામાંકિત પુરૂષો, અમલદારો, યુરોપીયનોએ, મહાત્મા ગાંધીજીએ મુલાકાત લઈ ઘણો ઉંચો અભિપ્રાય આપેલ છે. અમદાવાદ, મુંબઈ, અને સુરત ખાતે વૈદ્ય જટાશંકરભાઈની સુવ્યવસ્થિત ફાર્મસીઓની શાખાઓ છે તેમજ આખા હિંદુસ્તાનમાં તેમની એજન્સીઓ આપેલી છે, અને તેમની વ્યવસ્થા તેમના મોટા પુત્ર રવિશંકર જટાશંકર પ્રાણાચાર્ય ચલાવે છે અને હાલમાં તેઓની માલિકી નીચે ફાર્મસીની શાખાઓ ચાલે છે. મધ્યમ પુત્ર ભાઈ રતિલાલ ફાર્મસીની મશીનરી અને પેકીંગ ઉપર દેખરેખ રાખતા હતા. અને નાના ચીરંજીવી બાબુભાઈ પણ ફાર્મસીમાં કામ કરે છે. વૈદ્યરાજ અમદાવાદ વૈદ્ય સભાના સને ૧૯૧૬ માં પ્રમુખ હતા અને તેમને ગુજરાત પ્રાંતિક સંમેલન ભરવા ઘણીજ ઇચ્છા હતી પરંતુ તેઓ એકદમ માંદા પડવાથી તેમની ચિકિત્સા ગઢડાવાળા વૈદ્યરાજ નાનાભટ્ટ કરતા હતા; અને મંદવાડમાંથી સાજા થયા બાદ પોતાની શ્રીમાળી જ્ઞાતિની બોર્ડીંગના ફંડ માટે ભિક્ષા માગવા નીકળવાના હતા અને હરદ્વાર જઈને ઇશ્વરભજનમાં બાકીનું આયુષ્ય પુરૂ કરવાના હતા. એવામાં દરદે એકાએક હુમલો કરી પ્રાણ હર્યા અને તેઓશ્રીનું અધુરૂં રહેલું કાર્ય પ્રાંતિક સંમેલન ભરવાનું તેમના મિત્ર અને ઓલઈન્ડીયા આયુર્વેદિક કોન્ફરન્સના ૨૬ મા અધિવેશન બનારસના પ્રમુખ સ્વ. વૈદ્યશાસ્ત્રી નારાયણશંકરે ઉપાડી લીધું. જટાશંકરભાઇ તેમની પાછળ વિશાળ કુટુંબ, કીર્તિ, યશ અને આબરૂ મુકતા ગયા છે. અને તેમના રોપેલા વૃક્ષના ફળ તેમના કુટુંબીઓને હજુ પણ મળે છે તેમજ વૈદ્ય સમાજ તેમજ જનસમાજમાં ગુજરાત ફાર્મસીની દવાઓ સારી વખણાય છે તેમજ ઘરવૈદુ પુસ્તક લગભગ ઘેર ઘેર રાખવામાં આવેલું છે અને ઘણું જ લોકપ્રિય થયું છે તેમજ ગુજરાતના માસિકોમાં વૈદ્યકલ્પતરૂ માસીકનુ સ્થાન ઉચ્ચતર તેમજ ગ્રાહકો પણ વધારે છે.

તેમના મોટા પુત્ર રવિશંકરભાઈ અમદાવાદ વૈદ્ય સભાના ઉપપ્રમુખ હતા તેમજ એક અગ્રકાર્યકર્તા છે.



સ્વ. વૈદ્યરાજ રણછોડલાલ બાપાલાલ

ઉપપ્રમુખ : અમદાવાદ વૈદ્ય સભા

# શ્રીમાન્ રા.રા. વૈદ્યરાજ રણછોડલાલ બાપાલાલનું જીવન વૃત્તાંત

ઉપપ્રમુખ સને ૧૯૧૬–૧૭–૧૮

જગતમાં ઘણા મહાન્ પુરૂષોનો જન્મ થાય છે પણ થોડા કાળને માટે જ અને તેની સુવાસ લાંબા કાળને માટે રહે છે. તેવી જ રીતે, એ ન્યાયને અનુસરી એવાજ આપણા વૈદ્ય સમાજમાં વૈદ્યરાજ રણછોડભાઈનો જન્મ થયો હતો. તેઓશ્રીએ અમદાવાદના પ્રસિદ્ધ અને પ્રતિષ્ઠિત વૈદ્ય બાપાલાલભાઈને ત્યાં સંવત ૧૯૩૨ના આશ્વીન્ સુદ ૧૦ ના રોજ જન્મ લીધો હતો.

નાનપણથી પોતે ચાલાક ને બુદ્ધિશાળી હતા. તેઓએ ગુજરાતી સંસ્કૃત તેમજ રાજ્યભાષા (ઇંગ્લીશ)નો અભ્યાસ કરી પોતાના પિતામહ પ્રાપ્ત આયુર્વેદના અભ્યાસ માટે જયપુરના રાજવૈદ્ય અને મહાગુર્જરપ્રાંતના સુપ્રસિદ્ધ તથા પ્રખર શાસ્ત્રજ્ઞ એવા રાજવૈદ્ય શ્રીકૃષ્ણરામજીની પાસે અભ્યાસ શરૂ કર્યો આ વખતે જેમ ગુણવાન મનુષ્યોને ગુણજ્ઞ મળે તે અનુસાર રાજવૈદ્ય લક્ષ્મીરામજી તેમજ સ્વ. પ્રાણાચાર્ય નારાયણશંકર દેવશંકર વી. તેઓના સહાધ્યાયી સાથે આયુર્વેદનું સાંગોપાંગનો જ્ઞાન મેળવવા આ ત્રીપુટીએ સાથે મળી શાસ્ત્રાર્થો વડે તેમ મનન વડે આયુર્વેદનું સંપુર્ણ જ્ઞાન પ્રાપ્ત કર્યું અને વૈદ્યરાજ રણછોડભાઈ અભ્યાસ-ક્રમ પુરો કરી, પિતાની સાથે રહી અનુભવ યુક્ત પ્રત્યક્ષ જ્ઞાન પ્રાપ્ત કરી મુંબઈમાં દવાખાનું ચલાવવા લાગ્યા. આ રીતે મુંબઈ અને અમદાવાદમાં પોતાની સશાસ્ત્ર અને સુયોગ્ય ચિકિત્સા પ્રણાલી વડે પ્રસિદ્ધિને પામ્યા. અને એક નામાંકીત વૈદ્ય બંધુ તરીકેની કીર્તિ પ્રાપ્ત કરી. થોડાક વર્ષો બાદ પિતાશ્રીની ગંભીર માંદગીના કારણે અને તેમના મરણ થયે તેઓ મુંબઈનું દવાખાનું બંધ કરી પોતાની ગાદીને શોભાવવા લાગ્યા. પોતે આપણી વૈદ્ય સભાના આદ્યસ્થાપક તેમના પિતાશ્રીની સાથે વૈદ્ય સભાના મંત્રી પદે વીરાજી વૈદ્યસભાને ઉન્નત કરનાર અને આદ્ય સ્થાપકના ફાળામાં પોતાનો ફાળો, જેમ સ્વ. નારાયણશંકર પ્રાણાચાર્યજીએ તેમજ સ્વ. હેમુભાઇ વીગેરેએ આપેલો એવોજ એમણે પણ પોતાની સેવા વૈદ્ય સભાને આપી. પોતાના પિતાના દેહાંત બાદ તેમણે પિતાની નીતિને અનુસરી વૈદ્ય સભાના ઉપપ્રમુખપદે અનેક વર્ષો સુધી વીરાજી આપણી વૈદ્ય સભાને તન, મન, અને ધનથી સેવા અર્પી છે.

આ ઉપરાંત અનેક જાહેર સેવાઓ, અને ધર્મ સેવાઓ, તેઓએ કરી છે આવા અનેક સદ્દગુણોથી પ્રેરાઈને જગત્ ગુરૂ શંકરાચાર્ય અને માધવતીર્થજીએ તેઓને આયુર્વેદ મહામહોપાધ્યાયની પદવી અને સુવર્ણચંદ્રક એનાયત કર્યો હતો, પોતે નમ્ર, નિખાલસ, અને માયાળુ હોવાથી તેમજ તેમનામાં રહેલી અત્યંત દયા, ભાવના વડે તેઓ સારા ગુજરાતમાં એક અજોડ ને સેવાભાવી વૈદ્ય તરીકે પ્રસિદ્ધ થયા અને અનેક રાજા મહારાજા, ગૃહસ્થ તેમજ ગરીબ કુટુંબોએ તેમની ચિકિત્સા પ્રણાલિનો લાભ ઉઠાવી તેમને યશ કીર્તિ અને ધનથી નવાજ્યા છે.

આજે પણ આ મહાપુરૂષના જીવનની સુવાસને પ્રસરેલી નિહાળીને અમને મગરૂબી ઉપજે છે કે આવી સુયોગ્ય વ્યક્તિઓ વડે આપણો સમાજ અનેક વિદેશી પ્રહારો સામે અડગ અને અણુનમ મેરૂની માફક અવીચળ રહ્યો છે અને રહેશે. પોતે થોડા સમયમાં આવી કીર્તિ સંપાદન કરીને જેમ દિપક ઓચીંતો પવનથી બુઝાઈ જાય તેમ અલ્પકાળમાં એટલે કે ૧૯૮૧ ના માગશર માસમાં આપણી સભાને ફરીથી નવપલ્લવીત કરીને સ્વર્ગે સંચર્યા. આપણી સભાને ઘણા ચાહતા હતા અને તેની ઉન્નત્તિ માટે અહર્નિશ પોતાનો જીવનરસ રેડતા હતા. તેનો પ્રત્યક્ષ દાખલો એજ છે કે તે ચાહનાને પ્રત્યક્ષ રૂપે પુનર્જીવનમાં સાથ આપી સાબીત કરી બતાવી આપ્યું છે. પોતાની પાછળ બે ભાઈ, પુત્ર, પુત્રીઓ વી. બહોળું કુટુંબ મૂકી ગયા છે આશા છે કે તેમના કુટુંબીજનો મરનાર મહાપુરૂષના આદરને આગળ ધરી સમાજની સેવાઓ પૂર્વવૃત્ તન, મન અને ધનથી કરશે. આવા સુજ્ઞ પુરૂષોના જીવન–વૃત્તાંત વડે આપણો સમાજ ઉન્નત છે. શ્રી ધન્વંતરી પાસે પ્રાર્થીએ છીએ કે આવા અમુલ્ય રત્નો અમોને અર્પો કે જે દ્વારા આયુર્વેદ ગૌરવાન્વીત્ત હતો તેમ સદાકાળ માટે રહે. અસ્તુ.

લી. વૈદ્ય સમાજ સેવાનુભાવી

**વૈદ્યભુષણ અનીરૂદ્ધપ્રસાદ એમ. મહેતા**

# રા. રા. વૈદ્યરાજ હરિનાથ અંબારામ વર્માનું જીવનચરિત્ર

[ મંત્રી ૧-૧-૧૬ થી ૯-૬-૧૮ ]

તેમનું જીવન ચરિત્ર પુરેપુરૂં નથી મળી શક્યું પરંતુ પોતે બ્રાહ્મણ જ્ઞાતિના છે અને શાસ્ત્રીય જ્ઞાનવૃદ્ધ અને વયોવૃદ્ધ વૈદ્યરાજ છે. હાલમાં લગભગ ૭૦ વર્ષની ઉંમર છે. તેઓશ્રી પોતાના દવાખાના ઉપરાંત પનવેલ ફાર્મસીની એજન્સી ઘણા વર્ષોથી ખાડીયામાં ચલાવતા હતા. પોતે મીલનસાર, શાંત નમ્ર અને વ્યવહારદક્ષ હતા. ને સભાના મંત્રીપદે રહી સભાની સારી સેવા બજાવી હતી.

**અમદાવાદ વૈદ્ય સભાના પ્રમુખ, માનદ્ પ્રમુખ ને અખિલ. ભારતિય છવ્વીશમા વૈદ્ય સંમેલન બનારસના સભાપતિ વૈદ્યશાસ્ત્રી, આયુર્વેદમહામહોપાધ્યાય ભિષક્ શિરોમણિ પ્રાણાચાર્ય—**

# સ્વ૦ નારાયણશંકર દેવશંકરનું સંક્ષિપ્ત જીવનચરિત્ર

જગતમાં આજસુધી જેટલા મહાન પુરૂષોએ જન્મ લીધા છે તે સર્વના જીવનમાં પ્રાયઃ અલૌકિકતા જ હોય છે ઘણા ભાગે આવા અસાધારણ પ્રભાવ શાળી વૈદ્યો, કવિઓ, લેખકો, મહાત્માઓ જન્મ્યા પછી નિવડતા નથી. પણ પૂર્વના સંસ્કારિત હોઇને એવા ભદ્ર પુરૂષોનો જન્મ તે સમયનાં નિર્માણ કાર્યો કરવાજ થયેલો હોય છે. એમ કહેવામાં કોઇ જાતની અત્યુક્તિ થતી નથી હમારા શ્રધ્ધેય ચરિત નાયક પુજ્યપાદ **નારાયણશંકરજીનો** જન્મ આયુર્વેદના ઉત્થાનને ભારતિય ચિકિત્સા પદ્ધતિને પ્રતિષ્ઠિત કરવા માટેજ હતો. આવા સન્માનીય પૂજ્યપાદ શ્રધ્ધેય પ્રાતઃ સ્મરણિય કરૂણામૂર્તિ પિયુષ-પાણી પંડિત વર પ્રાણાચાર્ય ગુરૂવર્ય શ્રી નારાયણશંકર શાસ્ત્રીની જીવની નિતાન્ત ઉદ્બોધક અને આદર્શ છે. ભારતીય આયુર્વેદ સંસારમાં આ પૂણ્ય પુરૂષને ન ઓળખનાર કદાચિત્ કોઇ વિરલ જ હશે. સારા ભારતના આયુર્વેદના આ સાચા કર્ણધારથી આજે સારૂ ગુજરાત પોતે ગર્વ લઇ શકે છે આવા સદ્ગત પુણ્ય પુરૂષના વિષયમાં કંઇક લખવું ઊચિત સમજી લખું છું.

તેઓશ્રીના પ્રપિતા સેવકરામ શાસ્ત્રી સ્વામિનારાયણના મંદિરમાં મૂખ્ય શાસ્ત્રી હતા. અને સત્સંગ જીવન નામના પુસ્તક પર સંસ્કૃતમાં ટીકા લખી છે અને પિતાશ્રી દેવશંકર શાસ્ત્રી પણ સંસ્કૃત અને પ્રાચીન શાસ્ત્રોના સારા અભ્યાસી અને વિદ્વાનને સાધારણ પરિસ્થિતિના પુરૂષ હતા આવા સંસ્કારીને વિદ્વાન કુટુંબમાં તેઓનો જન્મ **સંવત** ૧૯૩૦ માં અમદાવાદ શહેરમાં થયો હતો.

બાલ્યાવસ્થામાં ઉપનયન સંસ્કાર બાદ સંસ્કૃત ભણવાનું આરંભ્યું હતું



**સ્વ. વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકર પ્રાણાચાર્ય**

પ્રમુખ ને માનદ્પ્રમુખ : અમદાવાદ વૈદ્ય સભા પ્રમુખ : ગુ. ક. કાઠીઆવાડ
દ્વિતિય સંમેલન નિ. ભા. આ. મહાસંમેલન છવ્વીશમું અધિવેશન કાશી
( બનારસ ) ના પ્રમુખ

તે વખતે તેમની પ્રખરબુદ્ધિ અસાધારણ ધારણા ચમત્કૃત પ્રતિભાદિ લક્ષણો-થીજ ભવિષ્યમાં મહાન પુરૂષ નિવડવાનો સર્વ કોઇને ખ્યાલ આવતો હતો. શરૂઆતમાં જયપુર રાજકીય સંસ્કૃતાયુર્વેદ—મહા વિદ્યાલયમાં પૂજ્ય સ્વગસ્થ રાજ્યવૈદ્ય શ્રી કૃષ્ણરામજી પાસે અભ્યાસ કર્યો હતો. ત્યારબાદ વડોદરા જઈ ત્યાં વ્યાકરણ શાસ્ત્રનો સાહિત્ય શાસ્ત્ર ધર્મશાસ્ત્ર ને આયુર્વેદ શાસ્ત્રનો વધુ અભ્યાસ કર્યો હતો ને પરીક્ષા આપી હતી. બાદ ભારતના વિદ્યાનગર **કાશી**માં જઈ. ત્યાંની ગવરમેન્ટ સંસ્કૃત મહાવિદ્યાલયમાં મહાભાષ્ય સુધી અભ્યાસ કરી પરીક્ષા આપી હતી. આમ સારી રીતે વિદ્યા સંપાદન કાર્ય બાદ અમદાવાદમાં આવીને સંવત ૧૯૫૧ ની સાલમાં સ્વામિનારાયણના મંદિર નજીક આયુર્વેદ ચિકિત્સાલય સ્થાપ્યું ને તેના અંગે આયુર્વેદ પાઠશાળા પણ સ્થાપિ હતી ને હજુ પણ સારી રીતે ચાલે છે ને અનેક વિદ્યાર્થીઓ તેનો લાભ મેળવે છે.

ચિકિત્સા કરતાં પૈસાની પરવાહ વિના જનતાનાં દુઃખો દુર કરવાને, લોકોનો આયુર્વેદ પ્રત્યે પ્રેમ વધે તેવા પ્રયત્નો તેઓશ્રીએ આરંભથી તે જીવનના અંત સુધી જારી રાખ્યા હતા જે રોગી તેમની પાસે ચિકિત્સા કરાવવા આવતો તેની બહુ જ સાવધાનીને પ્રેમ પૂર્વક ચિકિત્સા કરતા ભલભલા પ્રખ્યાત ડૉકટરોએ છોડી દીધેલા અસાધ્ય કેશો પણ તેઓશ્રીએ સારા કરી બતાવ્યા છે. એ પ્રકારે સદ્‌ગતની નિસ્વાર્થી સેવા ચિકિત્સાની નિપુણતા ગરીબો પ્રત્યે એક પાઈ પણ લીધા વિનાની ચિકિત્સા ( અદ્યાપી પર્યંત તેમના સુપુત્રોએ પણ ગરીબોને મફત દવા આપવાનું જારી રાખ્યું છે) દેશસેવા જાતિ સેવા કરવાથી તેઓશ્રીની ચિકિત્સાની અદ્‌ભુત શક્તિની ખ્યાતિ ગરીબની ઝુંપડીથી રાજાઓના મહેલાત સુધી સારા ભારતમાં અને ભારત બહાર આફ્રીકાદિ દેશો સુધી ફેલાઇ હતી. ને છેલ્લા થોડાક વર્ષોથી તેઓશ્રીની માસિક આમદાની દોઢથી બે હજાર રૂ. જેટલી ને વાર્ષિક રૂ. ૨૦૦૦૦) વીસ હજાર લગભગની હતી. જે એક વૈદ્ય તરીકે ગૌરવ લેવા જેવી હતી.

આયુર્વેદ ઉપરાંત તેઓનો શ્રુતિ સ્મૃતિ પુરાણ ઉપનિષદ વિગેરે શાસ્ત્રોમાં પણ સારો અભ્યાસ હતો છતાં તેઓશ્રી સદા વિદ્યાર્થી અવસ્થામાં જ જીવન વિતાવતા હતા સારી જીંદગી અનેક ગ્રંથો વાંચવામાં જ ગાળી છે.

**यावज्जीन मध्ययनं ब्राह्मणानाम्** એ વાકયને આપે યથાશકય સાર્થક કર્યું હતું તેમના સંબંધમાં આવેલા અનેક સજ્જનોના મ્હોંડેથી મેં સાંભળ્યું છે કે તેઓશ્રી આટલું બધું કયારે ભણ્યાને શી રીતે ભણ્યા એ હમો પાસે હોવા છતાં પણ સમજી શકયા નથી તેઓ સ્વામિનારાયણ સંપ્રદાયના હતા છતાં પૂર્ણ શંકર ભક્ત હતા. ને હરહમેંશ શંકર પુજન કરતા.

## આયુર્વેદની સેવાઓ

અમદાવાદના વૈદ્યોમાં પરસ્પર બંધુ ભાવ વધે ને તે દ્વારા આયુર્વેદની

સેવા ને જ્ઞાન સાધી શકાય તે માટે આપના મિત્રવર્યોના સાથે મળી સને ૧૯૧૧ માં વૈદ્ય સભા સ્થાપિ હતી. જે થોડાક વર્ષો ચાલ્યા બાદ બંધ પડી હતી ત્યાર બાદ સંવત ૧૯૮૦ ની સાલમાં પુર્નજીવન કરી ફરી સભા સ્થાપી જે અદ્યાપી પર્યંત ચાલે છે એટલું જ નહીં પણ આજે મુંબઇ ઇલાકામાં અમદાવાદ વૈદ્ય સભા એક આદર્શ સભા મનાય છે ને તેના ત્રણસો ઉપરાંત સભ્યો છે આ વૈદ્ય સભામાં રહી તેઓશ્રીએ મંત્રીથી પ્રમુખ અને માનદ પ્રમુખ તરીકે નીમાઇ અપૂર્વ સેવાઓ કરી છે.

## પાઠશાળાની સ્થાપના

તેઓશ્રી તરફથી સ્થાપવામાં આવેલી. આયુર્વેદ પાઠશાળામાં જયપુર રાજ્યની આયુર્વેદ પાઠશાળામાં ઉતીર્ણ થએલ શિક્ષક રાખી, પદ્ધતિસરનો આયુર્વેદનો અભ્યાસ નિ. ભા. આ. વિદ્યાપીઠના અભ્યાસક્રમ પ્રમાણે જ કરાવવામાં આવે છે. ને તે પાઠશાળામાંથી ભિષક, આયુર્વેદવિશારદ અને આયુર્વેદાચાર્યની પરિક્ષાઓમાં તેમજ બરોડાની શ્રાવણ માસ દક્ષિણા પરિક્ષામાં અનેક વિદ્યાર્થીઓ પસાર થઇ પોતાની આજીવિકા સારી રીતે ચલાવી સદ્ગતના નામને દીપાવી રહ્યા છે. સદ્ગતની ઇચ્છા એ પાઠશાળાને મહાવિદ્યાલયના સ્વરૂપમાં ફેરવવાની હતી, અને તે દિશામાં તેમના પ્રયત્નો ચાલુ હતા તેવામાં તેમનું અવસાન થવાથી તે પ્રયત્નો અને કાર્યમાં મોટી ખોટ આવી છે. જો કે તેમના સુપુત્રો અને મિત્રો અંબાશંકરજી ત્રિવેદી ને અમૃતલાલભાઇ સદ્ગતની આ અંતિમ ઇચ્છાને પૂર્ણ કરી વ્યવહારુ સ્વરૂપમાં મુકવા પ્રયત્નો કરી રહ્યા છે. ને ઇશ્વરેચ્છા તો ટુંક સમયમાં અમદાવાદમાં મહાવિદ્યાલય આપણે જોઇશું.

## સ્વાર્થ ત્યાગ

તેમની આયુર્વેદની સેવાઓને ત્યાગ પણ ઓછો નથી. અમદાવાદના પ્રસિદ્ધ શેઠ—ખત્રી અંબાલાલ દલપતરામની ચિકિત્સા કરતા જેમને સારૂં થવાથી તેઓને ઇનામ માગવાનું સુચવતાં પોતાના સ્વાર્થને છોડી આયુર્વેદના ઉત્કર્ષના માટે અમદાવાદમાં એક આયુર્વેદીય પદ્ધતિથી ચાલતું દવાખાના માટે સારી રકમ મેળવીને દવાખાનું ખોલાવ્યું છે જેમાં આજે દરરોજ બસોથી ત્રણસો દરદીઓ લાભ લે છે. એટલું જ નહીં પણ તેમાં નિમાયેલ વૈદ્ય શંભુપ્રસાદ કેશવલાલ શાસ્ત્રી. એ દવાખાનાને લોકપ્રિય બનાવવામાં જે અથાગ શ્રમ લઇ રહ્યા છે, તે નિહાળી આપણને આનંદ થાય છે.

## આયુર્વેદીય ધર્માદા દવાખાનાઓની સ્થાપના

ડી. જીલ્લાલોકલબોર્ડ પાસે આયુર્વેદીય દવાખાનાં ખોલાવવા આપે પ્રયત્ન કર્યા હતા ને તેમાં ફત્તેહમંદ નિવડયા એટલું જ નહીં પણ લોકલબોર્ડ

તરફથી ચાલતાં ચૌદ દવાખાનાંઓની આયુર્વેદીય મેડીકલ કમિટીના તેઓ ચેરમેન હતા.

અમદાવાદ મ્યુનિસિપલે ખોલેલ આયુર્વેદીય ઔષધાલય આપના પ્રયત્નને જ મુખ્યત્વે આભારી છે આ દવાખાનામાં દરરોજ દોઢસોથી બસો જેટલા દરદીઓ લાભ લે છે. એ જનતાની આયુર્વેદપ્રત્યેની ને વૈદ્યરત્ન, વૈદ્ય વાચસ્પતિ, માધવપ્રસાદ ના. શાસ્ત્રીની ચિકિત્સા પ્રત્યેનો સંપૂર્ણ પ્રેમ બતાવી આપે છે.

## પરીક્ષક તરીકેની નિમણુંક

તેઓશ્રીની વિદ્વતાને લઇને—આયુર્વેદીય શિક્ષણ સંસ્થાઓ, જેવી કે નિખિલ ભા. આયુર્વેદ વિદ્યાપીઠ—પાટણ. ઊ. પી. આયુર્વેદમહાવિદ્યાલય વડોદરા રાજકીય શ્રાવણ માસ દક્ષિણા પરીક્ષા, પ્રભુરામ આયુર્વેદ કોલેજ મુંબઇ વીગેરે સ્થળે તેઓશ્રીની પરીક્ષક તરીકે નિમણું થઇ હતી.

## આયુર્વેદની અનેક વિધ સેવાઓ

આયુર્વેદ પ્રત્યેના અપાર પ્રેમને લઇ તથા આયુર્વેદના ઉત્કર્ષ અર્થે અમદાવાદના સઘળા વૈદ્ય ભાઇઓનો સહકાર સાધીને ગુજરાત કચ્છ કાઠિયા-વાડ પ્રાન્તિય સંમેલન સને ૧૯૨૫ માં ભર્યું હતું. તેમની આમ આયુર્વે-દની અનેક વિધ સેવાઓથી સને ૧૯૨૬ માં ગુજરાત કચ્છ કાઠિયાવાડના દ્વિતીય અધિવેશનના મુંબઇમાં પ્રમુખ નિમાયા હતા ને તે પદને સુંદર રીતે શોભાવ્યું હતું.

મદ્રાસ સરકારે આયુર્વેદ વૈજ્ઞાનિક છે કે કેમ? તે માટે તેનો તપાસ કર્યો હતો તેમાં તેઓશ્રીએ, મદ્રાસની એ નિરિક્ષક કમિટીને, આયુર્વેદની વૈજ્ઞાનિકતા સાબીત કરતો લેખ લખ્યો હતો તે દરેક વૈદ્યબંધુએ વાંચવા જેવો છે.

મેજર હુટને આયુર્વેદ અવૈજ્ઞાનિક છે એવા કરેલા આક્ષેપનો શાસ્ત્રસિદ્ધ પ્રત્યુત્તરવાળી, તથા અમદાવાદના આગેવાન શહેરીઓની સભા બોલાવી તે આક્ષેપ પ્રત્યે વિરોધ દર્શાવી જે કાર્ય કર્યું છે તે ખરેખર પ્રશંસનીય છે.

## નિખીલ ભારત વૈદ્ય મંડળમાં સ્થાન

તેઓશ્રીની આમ વધતી જતી આયુર્વેદની અનેક સેવાઓથી આકર્ષાઇને કરાંચીમાં ભરાએલા નિખીલ ભારત, આયુર્વેદમહાસંમેલનમાં તેઓશ્રી સંભાષા પરિષદના પ્રમુખ ચુંટાયા હતા. તેમજ મહિસુરના સને ૧૯૩૧ના મહાસંમેલનમાં રસાયન તદ્વિદ્ય સંભાષાના પ્રમુખ નિમાયા હતા આ બંન્ને

જગતનાં તેઓનાં સાગર ગર્ભિતને ઓજસ્વી વિશદાર્થ બાપણો વૈદ્ય સંમેલન પત્રિકામાં છપાયાં છે.

## પદવીઓ

આમ તેઓશ્રીની વિદ્વતાની ને ચિકિત્સાની ફરકી રહેલી યશપતાકાને લઇને પ્રભુરામ આયુર્વેદીય કોલેજને ડૉ. પોપટ યુનિવરસિટી તરફથી **પ્રાણાચાર્યની માનવંત પદવી** એનાયત કરવામાં આવી હતી.

શ્રીમદ્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય અખંડ ભૂમંડલાચાર્ય ૧૦૦૮ શ્રી જગદ્ગુરૂશ્રી ભગવાન શંકરાચાર્ય તરફથી તેમની વિદ્વતાની કદર કરી **આયુર્વેદ મહામહોપાધ્યાયની માનવંત** પદવી આપવામાં આવેલી હતી. આ સિવાય અનેક સંસ્થાઓ, જેવી કે—**ભાવનગર** જલગાંવના પ્રદર્શનોમાંથી **ચાંદ** મળ્યા હતા. **વડોદરા** ને **પુનાના** એકઝીબીશનો તરફથી સુવર્ણ પદકો સને ૧૯૨૩–૨૪ અને લંકા ( સીલોનમાંથી ) થી દોષભેદના નિબંધ માટે એક ફર્સ્ટકલાસ પ્રમાણપત્ર તેમજ જૈનસંઘ તરફથી **આયુર્વેદાચાર્યની** પદવીને સુવર્ણપદક મળેલાં છે.

તેઓની નિદાન કરવાની અદ્‌ભુત શક્તિને લઇને શહેરના સારા સારા ડૉકટરોને શ્રીમંત વર્ગમાં તેમની સલાહનો લાભ લેવાતો. તદુપરાંત તેઓશ્રી એક સિદ્ધહસ્તને પિયુષપાણી ચિકિત્સક હોઇને અહીંનો શ્રીમંત વર્ગને તદુપરાંત દુરદુરના પ્રદેશોમાં અને રાજસ્થાનોના રાજાઓ. જેવા કે, **કુશળગઢ, કટોસણ, દધાલીઆ. મુળી, માણસા,** ઇત્યાદિ ઇત્યાદિ સ્થળો પણ વારંવાર જવું થતું તેમજ દેશનેતા મહાત્મા ગાંધીજી જેવાને પણ આપની ચિકિત્સા પ્રત્યે સન્માન હતું.

આપની ચિકિત્સા આમ ખ્યિકતી હોવા છતાં કદી જાહેરખબરનો ઉપયોગ કર્યો નહતો. ઊલટા જાહેરખબર કરવાથી આપ વિરૂદ્ધ હતા. છતાં ભારતના ચિકિત્સકોમાં આપનું સ્થાન અગ્રગણ્ય હતું. આમ આપની યશપતાકાનું મુખ્ય કારણ મારી માનિનતા મુજબ. તેઓશ્રીની નિરાડમ્બરતા, નિસ્વાર્થ, સ્વધર્મ પરાયણતાને આયુર્વેદની સેવાઓનું ફલ હતું.

હિંદના દુર દુર સ્થળોથી લોકો આપની પાસે દવા કરાવવા આવતા ને યથાચિત્ લાભ મેળવીને જતા એટલું જ નહીં પણ આયુર્વેદની ગુણ ગરિમાથી પ્રભાવંત થઈ ને પ્રાચીન શાસ્ત્રના ભક્ત બની જતા ને વિશુદ્ધ આયુર્વેદીય ચિકિત્સાના ચમત્કારો દેખીને કોઇ કોઇ વાર વિદેશી ચિકિત્સાના મર્મજ્ઞ વિદ્વાનો ( ડૉકટરો ) પણ આપની પ્રશંસા કરતા એ પ્રમાણે ચિકિત્સાશાસ્ત્રની નિપુણતાને લઈ ને રાજા–મહારાજાઓ–શેઠશાહુકાર, દેશનેતાઓ શિક્ષિત વર્ગમાં સારી ખ્યાતિને માન મેળવ્યાં હતાં એક આયુર્વેદીય વૈદ્ય તરીકે આપની ચિકિત્સા ગૌરવરૂપ હતી. પાશ્ચાત્ય વૈદ્યકશાસ્ત્ર પ્રત્યે આપને સંપૂર્ણ માન હતું

છતાં તેના પ્રયોગો આપ વ્યવહારમાં યોજતા ન હતા. એ આપની ચિકિત્સા-શાસ્ત્રની વિશિષ્ઠતા હતી. એથી તેઓશ્રીને આયુર્વેદ ચિકિત્સકશાસ્ત્રના આ યુગના યુગપ્રવર્તક કહીએ તો મને અસ્થાને લાગતું નથી.

તેઓશ્રી પોતે ગુરૂભક્ત હતા ગુરૂ પ્રત્યે સારો આદર હતો. પોતે સનાતની હતા સાચું સનાતન જીવન જીવ્યા હતા. મિથ્યા ભોગવિલાસથી મુક્ત હતા. આયુર્વેદને આર્ષશાસ્ત્રોમાં તેમનો સંપૂર્ણ વિશ્વાસ હતો તેમના ચહેરાપર એક જાતનું ચીરસ્થાયી પ્રકાશ હતો. શાસ્ત્રીય સંસ્કૃત ભાષા તેમનું જ્ઞાન સ્મરણશક્તિ અતુટ ચેષ્ટા તથા સર્વથી અધિક પૂર્વજોના શાસ્ત્રોમાં સંપૂર્ણ વિશ્વાસ આદિ ગુણોથી પોતાના જીવનક્ષેત્રમાં અદ્વિતીય પ્રતિભા પ્રાપ્ત કરી હતી. તેઓશ્રીની સ્મરણશક્તિ એટલી બધી શ્રેષ્ઠ હતી. કે આયુર્વેદના પ્રસિદ્ધ પુસ્તકો કંઠસ્થ હતાં. વળી ચરક સુશ્રુત વાગ્ભટ્ટ આદિ ગ્રંથોનું જ્યારે અમદાવાદ વૈદ્યસભામાં દર રવિવારે પારાયણ કરી દરેક વૈદ્યોને સમજાવતા ત્યારે એ કઠિન ગ્રંથોને પણ આપે કેવા સુક્ષ્મ ને સુંદર પચાવ્યા હતા તેનો ખ્યાલ તે વખતે તે સાંભળનાર દરેક વૈદ્યને આવ્યો હતો . આ કારણથી પણ આપશ્રી આપના સમયના અન્ય વિદ્વાન વૈદ્યોની અપેક્ષામાં અધિક યોગ્ય હતા. કારણ અન્ય મારા જેવા કેટલાએ વૈદ્યો ઊચીત સમય પર પાશ્ચાત્ય ડૉકટરોની માફક પુસ્તક જોયા વિના આવશ્યક આયુર્વેદ શ્લોકોને પણ કંઠસ્થ કરી શકતા નથી.

## જનતાની સેવાઓ

ઈન્ફલ્યુએન્ઝાને આક્ષેપક જ્વર ( મેનીનજાઈટીસ ) માં આપે અને તે વખતના વૈદ્યસભાના મંત્રીઓ વૈદ્ય નટવરપ્રસાદ ના. શાસ્ત્રી તથા વૈદ્ય પુરૂષોત્તમપ્રસાદ અમૃતલાલ શાસ્ત્રીએ જનતાની સુંદર સેવા બજાવી હતી. અને અપૂર્વ યશના ભાગી બન્યા હતા. અને આયુર્વેદ ઈતર ચિકિત્સા પદ્ધતિઓમાં એક શ્રેષ્ઠ ચિકિત્સાશાસ્ત્ર છે, એમ સાબીત કરી બતાવ્યું હતું. એ તેઓશ્રીની પ્રખર બુદ્ધિને અપાર સેવાઓનું ફળ હતું.

## પુસ્તકલેખન

પ્લેગસુદર્શનચક્ર, જ્વરચિકિત્સા ક્ષયચિકિત્સાપદ્ધતિ, અનુભૂત ચિકિત્સા, આક્ષેપક જ્વર ચિકિત્સા ઇત્યાદિ પુસ્તકોને પાશ્ચાત્યને પૌર્વાત્ય દૃષ્ટિથી ગુર્જર ભાષામાં લખીને જે આયુર્વેદ સાહિત્ય સેવા કરી છે તે સ્તુત્ય છે,

તેઓશ્રીના પાસે અભ્યાસ કરેલો શિષ્યવર્ગ પણ મોટા પ્રમાણમાં છે તે દરેકનાં નામોલ્લેખ કરવો ને પૃથક્ પૃથક્ વર્ણન કરવું અનાવશ્યક છે. એટલે ટુંકમાં તે શિષ્ય વર્ગની ગુરૂકૃપાએ આજે ઊજ્જવળ કીર્તિપતાકા દૃષ્ટિગોચર થઇ રહી છે.

## સન્તતિ

**સન્તતિ**માં તેઓશ્રીને ચાર સુપુત્રો છે. તેમાં સૌથી મોટા પુત્ર વૈદ્ય માધવપ્રસાદભાઇને વડોદરા રાજ્યની **વૈદ્યરત્નની** પદવી મળેલી છે કાશી પંડિતસભા તરફથી **વૈદ્યવાચસ્પતિ**ની પદવી મળેલી છે. તેઓશ્રી આયુર્વેદના સાચા **મર્મજ્ઞ** વૈદ્ય છે. સિવાય નિખીલ ભારતવિદ્યાપીઠના સ્નાતક છે. તે હાલ દસ વરસ થયાં અમદાવાદ મ્યુનિસિપાલીટી તરફથી ખોલાએલ આયુર્વેદ ધર્માદા દવાખાનાના પ્રધાન ચિકિત્સક છે. ને ભારતના અગ્રગણ્ય વૈદ્ય સમાજમાં તેઓશ્રી સુપરિચિત છે. તેમજ નિ. ભા. વિદ્યાપીઠ તેમજ પાટણ આયુર્વેદિક કોલેજના પરીક્ષક તથા સારા લેખક છે.

દ્વિતીય પુત્ર વૈદ્ય નટવરપ્રસાદભાઇ નિ. ભા. આ. વિદ્યાપીઠના સ્નાતક છે વડોદરા રાજ્યની શ્રાવણ માસ દક્ષિણા પરિક્ષા પસાર કરી છે તદુપરાંત તેઓ **અન્ડરગ્રેજ્યુએટ** છે આ સર્વ વિદ્વતાની કદર કરી તેમને મથુરા વ્રજમંડળ યુનિવરર્સિટી તરફથી **ભિષકશિરોમણી** ને કાશીપંડિત સભા તરફથી **વૈદ્યભૂષણ**ની માનવંત પદવીઓ મળી છે. અમદાવાદ વૈદ્યસભાના મંત્રી તરીકે હતા ત્યારે મેનીનજાઇટીસનો ઉપદ્રવ ચાલતો હતો તે વખતે જનતાની સારી સેવા બજાવી હતી. તદુપરાંત સને ૧૯૨૫–૨૭–૩૦–૩૨ ની સાલમાં પ્રાન્તિય સંમેલનોમાં નિબંધો લખી મોકલવાથી અમદાવાદ, વડોદરા, વસાઇ, કરાંચી વિગેરે સ્થળોથી પ્રથમશ્રેણીના પ્રમાણપત્રો તથા પદકો પ્રાન્તિક તથા ઓલ ઇન્ડીયા સંમેલનો તરફથી મળ્યાં છે. વસાઇ મુકામે ભરાયેલ પ્રાન્તિય સંમેલનમાંથી સંગ્રહણીના પ્રથમ નંબરના નિબંધ માટે તે સંમેલનના પ્રમુખશ્રી એસ. એમ. શર્માના તરફથી સૌવર્ણિક ચંદ્રક આપવામાં આવેલો છે. આમ તેઓશ્રી પણ એક વિદ્વાન વૈદ્ય છે. વધુમાં તેમના પિતાશ્રી પાસે રહી લગભગ ચૌદ વર્ષ સાથે પ્રેકટીસ કરી છે એટલે તેમના પિતાશ્રીનો લાંબો ને કિંમતી વૈદકીય અનુભવ પણ મેળવેલો છે ને પૂજ્ય સદ્‌ગત નારાયણશંકરજીના સ્વર્ગવાસ પછી આજે તેમનું દવાખાનું સુંદર રીતે ચલાવે છે ને સદ્‌ગતની માફક જ દરરોજ વીસથી પચ્ચીસ જેટલા ગરીબોને વિનાચાર્જે દવા આપે છે તેઓશ્રી સ્વભાવે મળતાવડા હોઇ જન-સમાજમાં ને વૈદ્યસમાજમાં તેમજ અમલદારો તથા ગૃહસ્થોમાં પ્રિય થઇ પડેલા છે તેઓશ્રીમાં તેમના પિતાશ્રી માફક ખાસ અનુકરણ કરવા જેવો એક ગુણ છે કે આરંભેલું કાર્ય કદી ન પડતું મુકવું.

ત્રીજા સુપુત્ર ભાઈ **જયંતીલાલભાઇ** ઇન્કમટેક્ષ ડીપાર્ટમેન્ટમાં સરવીસ કરે છે ને સૌથી નાના ભાઇ **ઇન્દ્રવદન** હાલ મેટ્રીકમાં અભ્યાસ કરે છે.

## આયુર્વેદીય સાર્વજનિક કાર્યો.

એક અમદાવાદમાં ખત્રી અંબાલાલ પાસે ને બીજું વિરમગામમાં શેઠ કરસનદાસ જેસીંગભાઇ પાસે એમ બે સાર્વજનિક દવાખાનાં ખોલાવ્યાં છે.

## સ્વભાવ

વૈદ્યરાજજીએ પ્રાચીન પ્રણાલી અનુસાર શિક્ષણ મેળવ્યું હતું જેથી પ્રાચીન પ્રણાલી સંરક્ષણ તેમની ચિકિત્સામાં વ્યવહારમાં, ભાષામાં ને સ્વભાવમાં હતું તેઓશ્રી સાચા આસ્તિક સનાતની ધાર્મિક ને દયાળુ સ્વભાવના હતા હું પ્રથમ લખી ચુકયો છું તેમ વિજ્ઞાપન શુન્ય આડંબરશુન્ય ચિકિત્સાપદ્ધતિથી જે સારી સંપત્તિ તેઓએ પ્રાપ્ત કરી હતી તે નિઃસંદેહ તેમના આદર્શનું સફળતાનું ફળ છે તેમના સ્વભાવમાં લોભશુન્યતાના અનેક દાખલા છે, વૈદ્યરાજના રીતરિવાજ પરથી મિતવ્યયિતાનો ખ્યાલ આવતો પરંતુ આવસ્યક કાર્યોમાં પૈસાનો ત્યાગ કરવાની શક્તિ પણ જેવી તેવી નહતી નિખિલ ભારતીય પચ્ચીસમું વૈદ્યસંમેલન ને રૌપ્ય મહોત્સવ કે અત્યાર સુધી ભરાયેલાં સંમેલનોમાં અદ્વિતીય હતું એ તેઓશ્રીની ત્યાગવૃત્તિના પ્રતાપે હતું એમ કહેવામાં કંઈ ખોટું નથી. વળી નિખીલ ભારતીય છવ્વીસમા સંમેલનના પ્રમુખ તરીકે કાશીમાં જઈ ત્યાંના વિદ્વાનોનું જે યથાર્થ રીતે પુજન ને સન્માન કર્યું હતું ને વિવિધ સંસ્થાઓને પણ યોગપ્રદાન કર્યું હતું—ટુંકમાં તેઓ આધ્યાત્મિક બળવાળા દૃઢ મનોબળવાળા રોગીઓ પ્રતિ દયાળુ સ્વભાવવાળા ને આયુર્વેદની સેવામાં સતત્ જાગૃત સ્વભાવના હતા. આજના પશ્ચિમના સંસ્કારોમાં સુશીક્ષિત વર્ગમાં એવી માનિનતા હતી કે વૈદ્યો મોટા ભાગે કેવળ ભણ્યા વિનાના હોય છે. આયુર્વેદશાસ્ત્રમાં ખાસ કંઇ નથી એવા આયુર્વેદના એક જાતના પતનકાળના વખતમાં એ માનિનતાને આપે સમૂલોચ્છેદ કરી છે જેથી એક આદર્શ વૈદ્ય હતા એમ કહેવામાં કંઈ ખોટું નથી. તેઓશ્રીના જીવનમાંથી એક બોધપાઠ સુંદર મળે છે કે, વૈદ્યની જ્ઞાનગરિમા જેટલી પ્રબલ હશે તેટલી જ તેની ચિકિત્સા સફળ નિવડે છે. એનું તેઓશ્રી જ્વલંત ઉદાહરણ છે.

તેઓશ્રીના શુદ્ધ આશયો અને અનેકવિધ સેવાઓથી આકર્ષાઈને નિખિલ ભારતવર્ષના છવ્વીસમા બનારસના અધિવેશનના આપ સર્વાનુમતે સભાપતિ ચુંટાયા હતા ને ભારતવર્ષની એ અજેય વિદ્યાનગરીમાં પ્રમુખપદને યથાર્થ રીતે દીપાવી ગુજરાતને ખાસ કરી અમદાવાદના વૈદ્યવર્ગ અને બ્રાહ્મણ જ્ઞાતિને દેદીપ્યમાન બનાવેલ છે.

અમદાવાદના આંગણે ભરાયેલ પચ્ચીસમા વૈદ્યસંમેલન વખતે તેઓશ્રીનું સ્વાસ્થ્ય સારૂ નહતું છતાં સંમેલનને સફળ બનાવવા શરીરની પરવાહ કર્યા વિના સતત્ પરિશ્રમથી તબીયત બગડી આવી જે અનેક પ્રયત્ને ઠીક ઠીક થતી આવી પરંતુ હંમેશના રિવાજ મુજબ આયુર્વેદની અનેક સેવાઓ આવું જીર્ણ શરીર હોવા છતાં ચાલુ હતી આથી શરીર દીન પ્રતિદીન ઘસાવા માંડયું હતું ને અનેક ઉપચારો કરવા છતાં એ સંવત ૧૯૯૩ના શ્રાવણ સુદી ૧૫ના રોજ ચાર પુત્રોને સંસ્કારિક કુટુંબ બહોળો મિત્રવર્ગને છોડી સ્વર્ગવાસ પામ્યા તેની ખોટ તેમના કુટુંબીજનો ને મિત્ર વર્ગને અનેઆતુરજનોને જણાય તે કરતાં આયુર્વેદ સંસારને ભારે ખોટ પડી છે કે જે હાલ તુરત માટે કોઇથી

પુરાય તેમ નથી. કારણ તેઓશ્રીએ આયુર્વેદ પ્રચારના માટે તન, મન, ધન કર્મ, વચનથી જે સેવા સારી જીંદગી કરી છે તે અપૂર્વ છે. જેથી તેઓશ્રીનું નામ આયુર્વેદ સંસારમાં અજરઅમર છે.

ગુજરાતના પાટનગર અમદાવાદના આંગણે એક **આયુર્વેદ મહાવિદ્યાલય** ની ખાસ જરૂર છે ને તે માટે અમદાવાદના વૈદ્યો તરફથી એક આયુર્વેદ એજ્યુકેશન સોસાયટી પંદર મહીનાઓથી સ્થાપિત થઈ ચુકેલી છે. પરંતુ તેના કાર્યમાં જોઈતી સફળતા હજુ જણાતી નથી. આવા વખતે જો તેઓશ્રીની જીવની થોડાક વધુ વર્ષો સુધી પ્રભુએ લંબાવી હોત તો અમદાવાદમાં જરૂર આયુર્વેદ મહાવિદ્યાલય સ્થપાત અને અમદાવાદમાં મહાવિદ્યાલય સ્થપાય તો પોતાથી બનતો શક્ય સર્વ રીતે તન, મન, અને ધનનો ભોગ આપવા તૈયાર હતા. તેઓશ્રી પારો આયુર્વેદ કોલેજમાં આપવાનું કંડ પણ છે. ને તેમની ઈચ્છા મુજબ તેમના સુપુત્રોએ કોલેજમાં આપવા માટેની સારી રકમ પણ કાઢેલી છે તો એ સદ્‌ગતની એ અપૂર્ણ રહેલી ઈચ્છાઓ તેમના સુપુત્રો જલદી વ્યવહારૂ સ્વરૂપમાં મુકી પિતૃઋણને કંઈક અંશે અદા કરવાનું મને જણાયું છે. તો તે સત્વરે અમલમાં યોજી ગુજરાતની એ ઊણપ પુરી કરે એમ જરૂર ઈચ્છું છું.

આ ભદ્ર પુરૂષનું જીવનચરિત્ર પુરૂ કરતાં પહેલાં અમદાવાદના એક વિદ્વાન ને વયોવૃદ્ધ જ્ઞાનવૃદ્ધ વૈદ્યના શબ્દો યાદ આવે છે જે લખવાના મારા લોભને હું કોઈ રીતે અટકાવી શકતો નથી—નામદાર—કોંગ્રેસ સરકારે આસવારિષ્ટ પર જે પ્રતિબંધ મુક્યો છે. ને તે માટે આપણને હાલ જે મુશ્કેલીઓ પડે છે પરંતુ મુરબ્બી નારાયણશંકરભાઈ જો જીવતા હોત તો આ આસવારિષ્ટ ને દારૂબંધીમાં મુક્ત કરાવવા તેઓશ્રી એકલા પુરતા હતા ખરેખર આયુર્વેદ પર હાલ વિપદ સંજોગો છે તેવા પ્રસંગે તેમની ખોટ અનિવાર્ય છે. ને હાલ તે ખોટ કોઈથી પુરી શકાય તેમ નથી.

સદ્‌ગતના ગુણોનું વર્ણન કરવું એ નિતાન્ત દુર્લભ છે. તેમના ઉચ્ચ વિચારો ઉદારભાવ અપરિમિત ગુણ વિસ્મરણ થઈ શકે તેમ નથી જેથી આચાર્ય વાગ્ભટના નીચેના શબ્દો લખી વિરમું છું.

**भिषजां साधु वृत्तानां भद्रमागमशालिनाम् ।**
**अभ्यस्त कर्मणां भद्रं भद्रं भद्राभिलाषिणाम् ॥**

**ભિષગાચાર્ય વાસુદેવ શામળદાસ વૈદ્ય વાચસ્પતિ**
**વડાગામવાળા**
હાલ—**અમદાવાદ**, હનુમાનવાળી પોળ નજીક ખોડીઆમલી,
**જડીબુટ્ટી—ઔષધાશ્રમ.**

# વૈદ્યશાસ્ત્રી લક્ષ્મીશંકર રામકૃષ્ણ આયુર્વેદ ઉપાધ્યાય આયુર્વેદરત્નનું જીવનચરિત્ર.

[ ઉપપ્રમુખ સને ૧૯૨૫–૨૬ ]

શ્રી શાસ્ત્રીજી લક્ષ્મીશંકરભાઈનો જન્મ કાઠીઆવાડમાં દામનગર પાસે આવેલા પાડરસીંગા ગામમાં ગુજરાતના સુપ્રસિદ્ધ શાસ્ત્રી રામકૃષ્ણ હર્ષજી મહામહોપાધ્યાય ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણ જ્ઞાતિને ત્યાં થયો છે. બાલ્યકાળમાં ગુજરાતી અને અંગ્રેજી અભ્યાસ સાથે તેમના પૂજ્ય પિતાશ્રી જેઓ સંસ્કૃતના અપૂર્વ વિદ્વાન હતા તેમજ કર્મકાંડ ન્યાય વેદાન્તના પ્રખર જ્ઞાતા હતા તેમની પાસે સંસ્કૃતનો અભ્યાસ કરી જયપુરમાં રહી જયપુર રાજકીય આયુર્વેદ પાઠશાળામાં સુપ્રસિદ્ધ વિદ્વાન વૈદ્યરાજ સ્વામી લક્ષ્મીરામજીની પાસે વૈદ્યકનો અભ્યાસ કરી આયુર્વેદ ઉપાધ્યાયની પદવી મેળવી તથા વડોદરા રાજ્યની આયુર્વેદઉત્તમા પરીક્ષા આપી આયુર્વેદરત્નની પદવી સંપાદન કરી.

અમદાવાદમાં આવી પિતાશ્રીના હસ્તકે ચાલતી શ્રી રાજનગર સંસ્કૃત પાઠશાળામાં આયુર્વેદ વિભાગ ખોલી તેમાં અધ્યાપક તરીકે કાર્ય કરવા લાગ્યા અને અદ્યાપિ પર્યન્ત કરે છે. ૧૯૨૩ ની સાલમાં વૈદ્યસભાની પુનર્ રચના થઈ ત્યારથી વૈદ્ય સભામાં સભ્ય તરીકે જોડાયા.

પ્રથમ પ્રાન્તિય સંમેલન વખતે તેઓશ્રીએ સંમેલનમાં સક્રિય ભાગ લઈ આયુર્વેદની સેવા બજાવી છે. તેઓશ્રી ઘણાવર્ષોથી નિ. ભા. વ. આયુર્વેદ વિદ્યાપીઠના પરીક્ષક અને નિરીક્ષક છે.

પાટણની ઉ. પી. આયુર્વેદ વિદ્યાલયમાંથી શ્રીયુત્ અમૃતલાલ પ્રાણશંકર પટ્ટણી નિવૃત્ત થયા બાદ પ્રધાન અધ્યાપક તરીકે તેમની નિમણુંક થઈ હતી. એક વર્ષ સુધી તે જગ્યા તેઓએ સંભાળી હતી. પરંતુ તેમના પાટણ નિવાસ દરમીયાન તેમના પૂજ્ય પિતાશ્રીને લકવાની બિમારી થઇ જવાથી અવારનવાર અમદાવાદ આવવાની ફરજ પડતી હતી અને તેથી નોકરીમાં ખલલ પડતી હતી તેથી પિતાશ્રીના સાનિધ્યમાં રહી તેમની આખર સેવા બજાવવાના ઉદ્દેશથી પોતે તે નોકરીમાંથી નિવૃત્ત થયા.

તેઓ તે વિદ્યાલયના પરીક્ષક તરીકેનું કાર્ય હજુ પણ કરે છે. તેઓશ્રી અમદાવાદ વૈદ્યસભાના ૧૯૨૬ ની સાલમાં ઉપપ્રમુખ હતા. સનાતન ધર્મ મહામંડલમાં અને વિદ્વદ્ પરિષદોમાં તેઓશ્રી આગેવાની ભર્યો ભાગ લે છે. તેઓશ્રીએ પોતાના સદ્દગત પિતાની યાદગીરી જાળવવા માટે સારી જેવી રકમ પાટણ કોલેજને આપી શિષ્યવૃત્તિ સ્થાપી છે તેમજ જ્ઞાતિફંડમાં પણ અવારનવાર સહાયતા કર્યા કરે છે. તેમના હાથ નીચે તાલીમ લઇ અનેક વિદ્યાર્થીઓ નિ. ભા. વ. આ. વિદ્યાપીઠની પરીક્ષામાં ઉતીર્ણ થયા છે.

નિ. ભા. વ. આયુર્વેદ મહાસંમેલનના ૨૫ મા અધિવેશન વખતે પોતે હિન્દી તથા સંસ્કૃત ભાષાદ્વારા ઇતર પ્રાન્તીય વૈદ્યોને સારી દોરવણી આપી હતી.

તેઓ એક સારા વિદ્વાન અનુભવિ ચિકિત્સક છે તેમના પુત્ર બાબુભાઇને અંગ્રેજી સાથે સંસ્કૃતનું જ્ઞાન આપી એમ. એ.ની ડીગ્રી પ્રાપ્ત કરાવી છે.

લક્ષ્મીશંકરભાઈ જાતે વિદ્વાન, સરલ સ્વભાવના તેમજ ઉત્સાહી કાર્ય કરતા છે. વૈદ્યકીય શિક્ષણનો વિષય તેમને અતિ પ્રિય છે, ગુજરાતના અગ્રગણ્ય વિદ્વાનો માં પણ તેમનું સ્થાન છે. વૈદ્યક વિષયો ઉપરાંત તેઓ એક નિપુણ કર્મકાંડી પણ છે. પરમાત્મા આવા વિદ્વાન રત્નોને સેવા કરવા માટે દીર્ઘાયુષ્ય બક્ષે.

# સ્વર્ગસ્થ વૈદ્ય ઉમીયાશંકર બાપુભાઈ મહેતાનું જીવનચરિત્ર

મંત્રી. સને ૧૯૨૩—૧૯૨૪

( લખનાર વૈદ્યરાજ અંબાશંકર જી. ત્રિવેદી
ભિષક કેસરી પ્રમુખ વૈદ્યસભા.

ઉમીયાશંકરભાઈએ ગુજરાતી સીનીયર પાસ કરી ભાલમાં ખડા ગામે મહેતાજી તરીકે તથા દેવગઢ બારીઆમાં તલાટી તરીકે કામ કર્યું હતું. પોતે ગુજરાતી અભ્યાસ તથા નોકરી દરમ્યાન લઘુત્રયીનો અભ્યાસ જારી રાખ્યો હતો અને અવારનવાર અમદાવાદ આવી પોતાની શંકાઓ વિગેરેનુ સમાધાન સ્વ. જટાશંકર લીલાધર વૈદ્યરાજ પાસે કરી જતા અને વૈદ્યકલ્પતરૂ નાની ઉમરથી જ વાંચતા દેવગઢ બારીઆના જંગલમાં ફરી વનસ્પતિઓનો પ્રત્યક્ષ જ્ઞાન અને અનુભવ મેળવતા અને ગરીબ લોકોને પોતાના વૈદ્યક જ્ઞાનથી સારો લાભ આપતા હતા. સને ૧૯૧૩ ની સાલમાં નિ. ભા. વ. આયુર્વેદ વિદ્યાપીઠની ભિષક પરીક્ષા મુંબાઈ મુકામે સર્વાંગ રીતે આપી હતી અને પોતે પ્રથમ શ્રેણીમાં ઉત્તીર્ણ થયા. પાસ થયા પછી નોકરી છોડી પોતે સ્વતંત્ર વૈદ્યકનો ધંધો શરૂ કર્યો. વીરમગામમાં તેમજ અમદાવાદમાં બન્ને ઠેકાણે દવાખાના શરૂ કર્યાં, અને બન્ને ઠેકાણે તેમણે ઘણી સારી પ્રતિષ્ઠા મેળવી હતી તેઓ નિર્લોભી સત્યપ્રિય, નિખાલસ હૃદયવાળા તેમજ આયુર્વેદની ઉન્નતિ અને વૈદ્યોની ચડતી જોવાને બહુ ઉત્સુક હતા. વૈદ્ય સમાજનાં તેમજ દેશી વૈદ્યક સંબંધિનાં સારાં કામો કરવામાં પોતે સદૈવ સેવાભાવથી યથાશક્ય તન મન અને ધનથી કટિબદ્ધ થઈ જતા. ૧૯૨૩ ની સાલમાં અમદાવાદ વૈદ્ય સભાની પુનર્ઘટના થઈ ત્યારે મંત્રીની એક જગ્યા ટુંક મુદ્દતમાં ખાલી થતા વૈદ્ય સમાજે તેમને સર્વાનુમતે પસંદ કરી સભાનું સુકાન સોંપ્યું. સામાજીક કાર્યમાં નિપુણ, કાર્ય દક્ષ અને વ્યવહાર કુશળ હોવાથી તેમણે સભાની તે વર્ષ દરમ્યાન સારી સેવા ઉઠાવી હતી અને તેથી સને ૧૯૨૪ માં પણ તેમને મંત્રી ફરી ચુંટી કાઢયા,

## અમદાવાદ વૈદ્ય સભાનો

હરદ્વાર મુકામે ૧૫ મા નિ. ભા. વ. આ. મ. સંમેલનમાં સભાના પ્રતિનિધિ તરીકે ગયા. ગુજરાત પ્રાંતિક વૈદ્ય સંમેલન અમદાવાદ ભરાયું તે વખતે સખત મહેનત કરી તેમજ પોતાનું દવાખાનું ચાર માસ માટે ઓફીસ માટે આપી દીધું હતું અને પોતે કાર્યકર્તાઓ પૈકી ખાસ અંગભૂત હતા તેમજ ચાર માસ દરમીયાન ઓફીસે કાર્યકર્તાઓની સેવા અને અને સુશ્રુષા એક ગૃહસ્થને છાજે તેવી રીતે કરતા. તેમની સેવા અને કાર્યોથી પ્રસન્ન થઇ ગુ. કા. વૈ. સં. ના સ્વાગત મંડળે તેમને એક સુવર્ણપદક અર્પણ કર્યો હતો. ગુ. કા. વૈ. સ. દ્વિતીય અધિવેશન મુંબઇ વખતે પોતાની નાદુરસ્ત તબીયત અને મિત્રોની ના છતાં પરાણે આવ્યા અને વૈદ્યમંડળના પુનિત દર્શન કરી કૃતાર્થ થવાની અંતિમ પ્રબળ ઇચ્છાને ન રોકી શકયા અને ફક્ત એક દિવસ પરાણે રહી પાછા ફર્યા અને તબીયત ગંભીર થઇ અને શ્રી રામજયંતિના પુનિત દિવસે ક્ષણભંગુર દેહનો ત્યાગ કરી પરમકૃપાળું પ્રભુના ધામમાં સીધાવ્યા. તેવો યાવત જીવન બ્રહ્મચારી હતા તેમજ નજીકના કોઇ સગા સંબંધી ન હતા.



**વૈદ્યરાજ જેઠાલાલ દેવશંકર દવે પ્રાણાચાર્ય**

પ્રમુખ, માનદપ્રમુખ ને પેટ્રન અમદાવાદ વૈદ્ય સભા.

ગુ. ક. કાઠિયાવાડ સ્થાયી સમિતિના ઉપપ્રમુખ

# ઘરાજ જેઠાલાલ દેવશંકર દવે પ્રાણાચા-
# ર્યનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર

## મદાવાદ વૈદ્ય સભાના પ્રમુખ સને ૧૯૨૬ માનદ પ્રમુખ
## અને પેટ્રન સને ૧૯૩૭-૩૮-૩૯

( રજુ કરનાર : વૈદ્ય અનીરુદ્ધપ્રસાદ માણેકલાલ મહેતા )

આપ ભાગ્યોદય અને હુન્નરવિજ્ઞાન માસિકના સંપાદક છો, દવે આયુર્વેદિક
સી ગાંધીરોડ અમદાવાદ તથા કાલબાદેવીરોડ મુંબઈની શાખાના માલીક
વૈદ્યરાજ જેઠાલાલભાઈનો જન્મ સંવત ૧૯૪૦ ના માગશીર્ષ માસની વદી
। રોજ ખેડા જીલ્લાના નાપાડ ગામમાં થયો હતો, આપના પિતાશ્રી દેવશંકર
ામ વૈદકનો ધંધો કરી પોતાનો નિર્વાહ કરતા હતા. શ્રી જેઠાલાલભાઈનું
ગુજરાતી સંસ્કૃત, ઈંગ્લીશ ઘણું છે મેટ્રીક સુધી આપે અભ્યાસ કરી
ુ ખાતામાં આપે ૧૯૦૧ માં નોકરી સ્વીકારી. અને ૧૯૦૪ માં ન્યાય-
ની પરીક્ષામાં આપ માન સહીત પાસ થયા. આ દરજ્જો વધવાથી આપે
ુ વિભાગનો ન્યાયખાતાની પરીક્ષાનો ગ્રંથ લખી પ્રસિદ્ધ કર્યો, " કાયદાનો
ક " નામનો ફોજદારી દિવાની ગ્રંથ ૧૯૦૪માં આપે લખી પ્રસિદ્ધ કર્યો
હાલ તેની ચોથી આવૃત્તિ ખલાસ થઈ કીંમત રૂ. ૧૫) હોવા છતાં પણ
લોકપ્રિયતા સારી મેળવી.

સંવત ૧૯૬૬ માં આપના પિતાશ્રી સ્વર્ગવાસ થયા તે બાદ સર્વ કારભાર
ના હસ્તમાં આવી પડયો નોકરી સાથે સાથે પુર્વ પરંપરા વૈદક પદ્ધતિથી
 નો નિર્વાહ કરતા હતા.

૧૯૧૩ માં આપ નોકરી છોડી અમદાવાદ આવ્યા અને વૈદ્યકવૃત્તિથી
 નો ધંધો શરૂ કર્યો. એ વર્ષમાંજ આપે ભાગ્યોદય નામનું માસિક શરૂ
કે જેમાં આધ્યાત્મિક, તત્વજ્ઞાન વૈદ્યકીય વિષયો આવતા હતા. દસ વર્ષ

પહેલાં આપે હુન્નરવિજ્ઞાન નામનું માસિક શરૂ કર્યું આઠ વર્ષ ચલાવ્યા બાદ એ માસિક ભાગ્યોદય સાથે જોડી દીધું જે હાલ જનસમાજમાં બહોળા પ્રમાણમાં વેચાય છે.

આપે શ્રી દવે આયુર્વેદિક ફાર્મસીનું કામ ૧૯૧૦ થી શરૂ કર્યું અને તે ફાર્મસીએ સ્ત્રીઓના રોગ માટે સુંદરીસાથી નામની એક પેટંટ દવા કાઢી જે અત્યારે આખા હિન્દુસ્તાનના પ્રત્યેક ગામ અને શહેરમાં તેની લોકપ્રીયતા ઘણી છે. તેમજ ફાર્મસીની દવાઓ માસિક અને પુસ્તકો વૈદ્યસમાજ તેમજ જનસમાજમાં સારો સત્કાર મેળવી શક્યાં છે. આપને આપનાં પુસ્તકો માસિકો અને જાહેરખબરો છાપવા માટે શ્રી ભાગ્યોદય ઇલેક્ટ્રીક પ્રીન્ટીંગ પ્રેસ પણ છે જેમાં કાર્યાલયનું દરેક જાતનું છાપકામ ત્યાંજ થાય છે.

આપે ચરકસંહિતાનો ગુજરાતી અનુવાદ કરી પ્રથમ ભાગ ૧૯૧૬ માં પ્રસિદ્ધ કર્યો. અને તેનો બીજો ભાગ સને ૧૯૩૧માં પ્રગટ કર્યો આ ઉપરાંત ભૈષજ્ય રત્નાવલી ચક્રદત્ત, વૈદ્યવિનોદ, વૈદ્યરત્ન, વૈદ્યામૃત. યોગરત્નાકર, બાળબોધોદય વિગેરે આદિ ગ્રંથોનું ભાષાન્તર અને દેશીવિદુ વૈદ્યોના અનુભૂત પ્રયોગો, વૈદ્ય યાને વૈદ્યક ભા. ૧-૨ આદી ગ્રંથ ગુજરાતીમાં લખી પ્રગટ કર્યા વૈદ્યક સિવાય આપે બીજા પણ અનેક ગ્રંથો પ્રગટ કર્યા છે. આપનું જ્યોતિષનું જ્ઞાન પણ ઘણું છે. અને ભવિષ્યવેત્તા નામનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે. અને તેની કીં. રૂા. ૫) છે. આપે લગભગ પચ્ચાસ ઉપરાંત પુસ્તકો લખી પ્રસિદ્ધ કર્યા છે જેમાંની ઘણાંખરાંની ચાર ચાર આવૃત્તિઓ થઇ છે એજ તેની લોકપ્રિયતાની સાબીતી છે.

અમદાવાદ વૈદ્યસભા જ્યારથી સ્થપાઇ ત્યારથી આપ તેના સહાયક છો અને વ્યવસ્થાપક મંડળમાં આપ સભ્ય હતા. ૧૯૨૬ માં આપ વૈદ્ય સભાના પ્રમુખ હતા. હાલ માનદ્ પ્રમુખ છો તેમજ આપ એકલા જ પેટ્રન છો સને ૧૯૨૬-૨૭ માં ગુજરાત પ્રાન્તિય વૈદ્યસંમેલનમાં પ્રધાન મંત્રી ચુંટાયા હતા. ૧૯૩૫ માં નિ. ભા. વૈદ્ય સંમેલન અમદાવાદ ભરાયું ત્યારે આપ સન્માન સમિતીના અધ્યક્ષ હતા. ૧૯૩૬માં આપ ગુજરાત પ્રાંતિય વૈદ્યમંડળ અને સ્થાયી સમીતીના ઉપપ્રમુખ અને ત્યારબાદ આપ પ્રમુખ તરીકે કાર્ય કરતા.

આપની વિદ્વતા અને દક્ષતા તેમજ આયુર્વેદશાસ્ત્રનું સારૂં જ્ઞાન વિગેરેને લીધે વડીધારાસભાના ડેપ્યુટી સ્પીકર શ્રી. પકવાસાના પ્રમુખપણા નીચે આપને "**પ્રાણાચાર્ય**" ની પદવી પ્રભુરામ આયુર્વેદીક કોલેજ તરફથી મળી છે.

ઓલ ઇન્ડીયા આયુર્વેદીક કોન્ફરન્સ ૨૮ મું અધિવેશન તથા ગુજરાત–કચ્છ–કાઠીઆવડનું ૭ મું અધિવેશન મુંબઈ ભરાયું તેમાં પણ સક્રીય ભાગ લીધો હતો. અને તેની સત્કાર સમિતીના આપ પ્રમુખ હતા. અને ગુજરાત કાઠીઆવાડ વૈદ્ય સંમેલન ૭ મા અધિવેશનના આપ ઉપસ્વાગતાધ્યક્ષ નિમાયા હતા. તેઓ પ્રભુરામ આયુર્વેદિક કોલેજ તથા નિ. ભા. આયુર્વેદીય વિદ્યાપીઠના પણ પરીક્ષક હતા. તેમજ ૧૯૨૬ માં ઓલ ઇન્ડીયા આયુર્વેદ સંમેલન તરફથી ગુજરાત પ્રાંતના પ્રધાનમંત્રી હતા. આપની દવાઓ માટે વૈદ્ય સંમેલન તેમજ પ્રદર્શનોમાંથી સોના રૂપાના ચંદ્રકો તેમજ અનેક સરટીફીકેટો આપને મલ્યાં છે.

પ્રભુ આપને દીર્ઘાયુષ્ય આપે અને આપ આયુર્વેદની સારામાં સારી તન મન અને ધનથી સેવા બજાવો એવી પ્રભુ શક્તિ અર્પો. આપ ગુજરાત કચ્છ કાઠીઆવાડના વૈદ્યસંમેલન અને વૈદ્યમંડળના પ્રધાનમંત્રી હતા ત્યારે આપે તેમાં પેટ્રનો સહાયક સભ્યો, વિગેરે સભ્યો બનાવીને મોટી રકમ ઉઘરાવી મોટું ફંડ કર્યું હતું આપ ગુજરાત કચ્છ કાઠીઆવાડના વૈદ્યમંડળના પેટ્રન છો.

# સ્વર્ગીય વૈદ્યરત્ન શ્રીયુત્ રણછોડલાલ મોતીલાલ વૈદ્યનું જીવન વૃત્તાંત.

## પ્રમુખઃ—૩૧-૧૨-૨૬ થી ૩૧-૧૨-૨૭

( લખનાર : **વૈદ્ય નટવરપ્રસાદ નારાયણશંકર શાસ્ત્રી**

વૈદ્યરત્ન પંડીત રણછોડલાલનો જન્મ સંવત્ ૧૯૨૬ ની જેઠ સુદ પાંચમને દિવસે અમદાવાદના સાત સાત પેઢીઓથી રાજવૈદ્ય તરીકે પ્રખ્યાત થયેલા કુટુંબમાં થયો હતો. વંશપરંપરાગત ચાલ્યું આવતું સંસ્કારથી વૈદ્યકીય જ્ઞાન તો તેમનામાં હતું જ પણ તે ઉપરાંત તેમના અભ્યાસી સ્વભાવથી તે જ્ઞાનમાં ઉચ્ચ દરજ્જો મેળવી, તેઓએ એક ઉત્તમ વૈદ્ય તરીકે મુંબઇ તથા અમદાવાદની પ્રજાની સેવા બજાવી જીવન સફળ બનાવ્યું.

પંડીત રણછોડલાલે પોતાના પિતાશ્રી જ્યારે અમદાવાદમાં રાજવૈદ્યની ગાદી ઉપર બીરાજતા હતા ત્યારે ૧૯ વર્ષની ઉમ્મરે મુંબઇમાં ઔષધાલય સ્થાપ્યું અને બાર વર્ષ સુધી એવી કુશળતાથી કામ કર્યું કે ત્યારપછી તેઓના જીવનપર્યંત મુંબઇવાસીઓ વૈદ્યકીય સલાહ માટે અને ચિકીત્સા માટે કાયમ તેમની પાસે આવતા, અને અચૂક લાભ ઉઠાવતા. તેઓ મુંબઇ છોડી અમદાવાદ આવ્યા તેના મુખ્ય બે કારણો હતા. એક એ હતું કે મુંબઇમાં પ્લેગ ફાટી નીકળ્યો અને વધારે અગત્યનું બીજું કારણ એ હતું કે તેમના પિતાશ્રી શ્રીયુત મોતીલાલ બીમાર થયા, અને એકાએક તેઓ સ્વર્ગવાસી થયા. વંશ-પરંપરાથી ચાલી આવતી રાજવૈદ્યની ગાદી ખાલી ન રખાય માટે પોતાનું મુંબઇમાં ચાલતું પ્રતીમય ઔષધાલય ઉપાડી અમદાવાદમાં સ્થાયી કર્યું. અમદાવાદમાં તેઓની સાથે સાથી તરીકે તેમના લઘુબંધુ શ્રીયુત્ ચીમનલાલ મોતીલાલ વૈદ્ય હતા. તેઓનું વૈદ્યકીય જ્ઞાન ગહન હતું સંસ્કૃત અને માગધી ભાષા ઉપરનો તેમનો કાબુ પ્રશંસનીય હતો. તેઓ ટપાલ પણ સંસ્કૃત ભાષામાં જ લખતા. સાથે રહી બંન્ને ભાઇઓએ આખા અમદાવાદમાં નામના મેળવી. આગળ ઉપર બંન્ને ભાઇઓએ સ્વતંત્ર ઔષધાલયો કરી અંગત નીકાસ સાધ્યો.

વૈદ્યરાજ તરીકે તેમની ધંધામાં તલ્લીનતા અને કોઇપણ જાતની સામાજીક કે રાજકીય, લલચાવનારી, ને સેવાના કામમાં અવરોધ કરનારી પ્રવૃત્તીઓથી અવલીપ્ત રહેણી ખાસ ધ્યાન ખેંચે એવી હતી. બાહોશ વૈદ્ય તરીકે પ્રતીભા પાડે તેવું નીરોગી અને સુદ્દઢ એમનું વ્યક્તીત્વ હતું. આ વ્યક્તીત્વના પ્રભાવ, અને સુક્ષ્મ ચીકિત્સક બુદ્ધી તેમનાં આકર્ષણનાં મૂખ્ય અંગો હતાં. અમદાવાદનાં અને બીજા દૂરના શહેરોનાં શ્રીમંત વર્ગના તેઓ ખાસ માનીતા વૈદ્યરાજ હતા, અને સારી સંપત્તી પામ્યા હતા. સાથે સાથે ગરીબ દરદીઓની તેઓ મફત દવા કરતા. ઉપરાંત બીજી આર્થિક મદદ પણ કરતા. આ રીતે એક હાથે લઈ બીજા હાથે પાછું આપી જગતમાં માનવંતુ અનુકરણીય જીવન પસાર કરતા હતા.

કેટલાય એવા પ્રસંગો તેમના જીવનમાંથી મળી આવે છે કે જેમાં જરા પણ આશા રહીત, હતાશ થયેલા રોગીઓને રોગમુક્ત કરી જીવન બક્ષ્યું હોય. કેટલાય પોતાના મીત્રવૈદ્યોને ગંભીર પ્રસંગોમાં ઔષધ આપી સાજા કર્યા હોય, અને આજે પણ તેઓ પ્રશંસાથી વૈદ્યરાજ રણછોડભાઈનું સ્મરણ કરે છે. આવી આવી જીવનની સાચી અને સંગીન કમાણી મૂકી તેઓએ અમદાવાદના રાજવૈદ્યનો વંશ ઉજ્વળ કર્યો છે.

પોતાના કામમાં એવા તો એકરસ હતા કે સામાજીક જીવનમાં ભળી તેઓ અતીશય જાહેર થવાનું પસંદ કરતા નહિ. તેઓને માન ચાંદ કે ખી-તાબનો જરાપણ મોહ ન હતો. છતાં પણ વૈદ્ય સભાના સભાસદોના આગ્રહને વશ થઇ તેના પ્રમુખ થવાનું કામ તેમણે માથે લીધું હતું અને તે રીતે પોતાના ધંધાના બીજા ભાઇઓની સેવા બજાવી હતી.

વૈદ્યરાજ રણછોડભાઈ પાસે મોટી સંખ્યામાં હસ્તલીખીત અપ્રકટ વૈદ્યકીય ગ્રંથો હતા. એમને સ્થાને કોઇ બીજો માનભૂખ્યો માનવી હોત તો પોતાના નામે તે ગ્રંથો પ્રસીદ્ધ કરી જાહેર થયા હોત પરંતુ રણછોડભાઈએ તો ઉદારતાથી આ પુસ્તકો પોતાના મીત્રોને છૂટથી આપ્યા અને પ્રકાશનનો લ્હાવો લેવા દીધો. આ રીતે જ્ઞાનની લ્હાણી કરી તેઓએ એક જ્ઞાની તરીકે સાચો સંતોષ અનુભવ્યો .

સામાન્ય રીતે પોતાના કામમાં મચ્યા રહેનારાઓના હ્રદય કૌટુંબીક સંબંધમાં કઠણ હોય છે પરંતુ રણછોડલાલભાઈ કર્મપરાયણ હોવા ઉપરાંત મુલાયમ હ્રદયના હતા. આ બાબત તેમના જીવનના અંત ભાગને તપાસતાં સ્પષ્ટ જણાય છે.

તેમના ન્હાનાભાઈ શ્રીયુત ચીમનલાલભાઇ ૫૮ વર્ષે બીમાર થયા અને સ્વર્ગવાસી થયા. ચીમનલાલભાઇના અવસાનનો આઘાત મોટાભાઇ માટે અસહ્ય હતો. જેઓ જીંદગીમાં કદી જરાપણ બીમાર નહીં થયેલા તે ન્હાનાભાઈના અવસાનના બનાવથી બીમાર પડયા. પોતાના જીવનમાં અનેક માણસોને મરણ પથારીએથી ટટાર કરનાર લાગણીવશ હોવાથી એવા બીમાર પડયા કે જ્યાં ઔષધો અસર ન કરી શકયાં આ રીતે પોતાના ભાઈના વીરહ દુઃખે થોડા વખત પછી તેમણે પણ આ નાશવંત દેહ છોડયો. અને પોતાની પાછળ બહોળા કુટુંબનો બોજો પોતાના જ્યેષ્ટ પુત્ર જેઓ નંદલાલ તે વખતે માત્ર અઢાર વર્ષના હતા તેમના ઉપર મુકી ચાલ્યા ગયા. અત્યારે વૈદ્યરાજ નંદલાલભાઈ અને વૈદ્યરાજ ધીરજલાલભાઇ બંને ભાઈનું દવાખાનું સારી રીતે ચલાવે છે પ્રભો ! આવું સરસ અને સફળ જીવન જીવનાર શ્રીયુત રણછોડલાલભાઇને શાશ્વત્ શાન્તિ આપો.



વૈદ્યરાજ મણિશંકર મૂળશંકર આયુર્વેદ કલાકોવિદ

માનદમંત્રી : અમદાવાદ વૈદ્ય સભા

ગુ. કચ્છ કાઠિઆવાડના સ્થાયીમંડળના મંત્રી

# વૈદ્યરાજ મણિશંકર મૂળશંકર ત્રિવેદી આયુર્વેદ ભિષક્, આયુર્વેદ કલાકોવિદ્‌નું જીવનચરિત્ર.

## મંત્રી વૈદ્યસભા સને ૧૯૨૭

વૈદ્યરાજ મણિશંકરભાઇનો જન્મ તા. ૨૭–૧૧–૯૪ ને રોજ કાઠીઆવાડમાં આવેલ સુપ્રસિદ્ધ શહેર જામનગરમાં થયો હતો. તેઓ જ્ઞાતે શ્રીમાળી બ્રાહ્મણ છે. તેઓના પિતાશ્રી મૂળશંકર ગંગાજી હિન્દુસ્તાનમાં અતિ મશહુર થએલ ધન્વન્તરી શ્રી સ્વ. ઝંડુભટ્ટજીને ત્યાં ૪૫ વર્ષ સુધી એકધારી સેવા કરેલ અને તેઓશ્રી સ્વયં મહાત્મા ઝંડુભટ્ટજીના સંપર્કમાં ઘણો વખત રહેલ હોવાથી વૈદ્યક વિદ્યાના તેમનામાં ઘણા ઉચ્ચ સંસ્કાર હતા. તેમના સ્વ. પિતાશ્રી મીલનસાર અને નામાંકિત હોવાથી દરદીગણમાં ઘણા પ્રખ્યાત હતા.

પિતાનો વારસો પુત્રમાં ઉતરે એ ન્યાયે શ્રીયુત્ મણિશંકરભાઇને ગર્ભ-કાળથીજ વૈદ્યકના સંસ્કાર સાંપડયા. સને ૧૯૧૦–૧૧ અને ૧૨ની સાલમાં અનુક્રમે તેઓએ થર્ડ, સેકન્ડ અને ફર્સ્ટ ગ્રેડની ડ્રોઇંગની પરીક્ષા પસાર કરી ૧૯૧૩ની સાલમાં ઓઇલ પેન્ટીંગમાં તાલીમ લીધી. સને ૧૯૧૩ ની સાલમાં થીઓસોફીકલ સોસાયટી તરફથી લેવામાં આવતી હિન્દુ ધર્મની પરીક્ષામાં ફર્સ્ટ નંબરે પાસ થયા. સને ૧૯૧૪ની સાલમાં મેટ્રીકની પરીક્ષામાં પાસ થયા.

આ તમામ અભ્યાસક્રમ દરમીઆન તેઓ ભણવામાં પ્રથમ વર્ગના હોવાથી ઘણી શિષ્યવૃત્તિઓ પણ મેળવેલ સાથે સાથે તેઓને વૈદ્યક તરફ ઘણોજ અનુરાગ હોવાથી રાજવૈદ્ય મણિશંકર ગોવિંદજી તરફથી પ્રગટ થએલ આર્યાનાર્ય ઔષધ તેમજ જામનગરના પ્રસિદ્ધ ડો. વીરજી ઝીણા તરફથી બહાર પડેલ આર્યઔષધિનું વાંચન કરી સારૂં જ્ઞાન મેળવ્યું.

૧૯૧૪ની સાલમાં તેઓ જામનગર તાબાના ખીલોસ ગામના ગુજરાતી હેડમાસ્તર તરીકે રૂા. ૨૫ના માસીક વેતનથી જોડાયા. અંગ્રેજી તાલીમ લીધેલ હોવાથી ગામડાના હેડમાસ્તર તરીકેનું વ્યવસ્થા વગરનું જીવન તેઓને પસંદ નહિ પડવાથી સને ૧૯૧૫ની સાલમાં જામનગરમાં આવેલ ધી ન્યુ ઇંગ્લીશ સ્કુલમાં એસીસ્ટંટ માસ્તર અને ડ્રોઇંગ માસ્તર તરીકે રૂા. ૧૭ થી જોડાયા. ઇંગ્રેજી સ્કૂલમાં માયાળુ અને મીલનસાર સ્વભાવ તેમજ વિદ્યાર્થીઓને ભણાવવામાં ખંત અને ઉત્સાહને લીધે શિક્ષક વર્ગમાં તેમજ વિદ્યાર્થીવર્ગમાં તેણે ઘણી નામના મેળવી.

૧૯૧૬ ની સાલમાં તેઓએ વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવિંદજીના મુખ્ય મેનેજર વૈદ્યશાસ્ત્રી ગોકળદાસભાઇ પાસે સારંગધર સંહિતા ભણવાનો આરંભ કર્યો. સ્કુલની નોકરી ઉપરાંત ઘરની સ્થિતિ સામાન્ય હોવાથી તેઓ પરચુરણ ટ્યુશનો પણ આપતા હતા. તેમજ ફુરસદને વખતે પેઇન્ટીંગ તેમજ સાઇન બોર્ડો પણ લખતા હતા તેથી આયુર્વેદનો તેમનો અભ્યાસ ધીમો હતો. સને ૧૯૧૯માં તેઓએ વૈદ્યકલ્પતરૂ માસીકમાં "કાઢીઆવડ અને કોલેરા" એ નામનો પ્રથમ લેખ લખ્યો. ત્યારબાદ તેઓએ બીજા પણ થોડા લેખો વૈદ્યકલ્પતરૂમાં લખ્યા હતા

વૈદ્યકલ્પતરૂના આદ્ય તંત્રી શ્રીયુત સ્વ. વૈદ્યરાજ જટાશંકર લીલાધરજીએ તેમનામાં લેખકશક્તિ જોઇ અને તેઓ તેમના નજીકના પિત્રાઇ કાકા થતા હોવાથી તેમજ તેમની સ્વ. માતુશ્રી માણેકબાઇના પૂજ્ય ફુઆ થતા હોવાથી તેઓશ્રીને એમ લાગ્યું કે આ યુવાન છોકરાને જો ગુજરાત આ. ફાર્મસીમાં જોડવામાં આવે તો તેથી તેનું ભવિષ્ય ખુલે. તેથી તેઓશ્રીએ તેમના પિતાશ્રી પાસે તેમની માગણી કરી. તેમના પિતાશ્રીએ આ માગણીનો સ્વિકાર કર્યો અને તેથી સને ૧૯૨૧ની સાલની શરૂઆતથી તેઓ ગુજરાત ફાર્મસીમાં જોડાવા અમદાવાદ આવ્યા.

વૈદ્યરાજ રવિશંકર જટાશંકર ત્રિવેદી તેમના મામા થતા હતા અને તેમનો અત્યંત પ્રેમ અને લાગણીને વશ થઇ ગુજરાત ફાર્મસીના વહીવટમાં અને કારખાનામાં દવાઓ કેવી રીતે બને છે તેનું નિરીક્ષણ ફુરસદે કરતા હતા.

૧૯૨૧ની સાલથી સ્વ. વૈદ્યરાજ જટાશંકરભાઇ બીમાર રહેતા હતા તેથી તેમની માવજતમાં વોલંટીઅરલી રહેવાનું માન વૈદ્ય મણીશંકરને મળ્યું તેમના રાતદિવસના સહવાસમાં આવવાથી તેમજ વૈદ્યકના જન્મના સંસ્કાર હોવાથી વૈદ્યવિદ્યાનું અહિં ઘણું વિશાળ જ્ઞાન મળ્યું.

વૈદ્ય કલ્પતરૂ માસિકની ૧૯૨૧ની સાલની ભેટનું પુસ્તક "ખાનપાન" વૈદ્યરાજે જાહેર કરેલું હતું પરંતુ તેઓશ્રીની માંદગીને લીધે તેઓ તે પુસ્તક લખી શકયા નહિ. તેમની નજર વૈદ્ય મણિશંકર ઉપર પડી લખવાના કેટલાક નિયમો સૂચવ્યા અને તે પુસ્તક લખવાને તેમને ઉત્સાહી બનાવ્યા.

આ પુસ્તક લખવાનું વૈદ્ય મણિશંકરે માથે લીધું આને લીધે વૈદ્યકલ્પતરૂની વિશાળ લાયબ્રેરી અને માસીકની ફાઇલોના વાંચનનું જ્ઞાન અનાયાસે જ વૈદ્ય મણિશંકરને મળ્યું. તેમણે ખાનપાન ભાગ ૧ લો લખવો શરૂ કર્યો અને સફળ રીતે તે પરિપુર્ણ પણ થયો.

ત્યારબાદ સને ૧૯૨૨ની સાલનું ભેટનું પુસ્તક પણ તેમણે લખ્યું અને આ રીતે ખાનપાન ભાગ ૧ લો તથા બીજો તેમણે પુરો કર્યો.

ત્યારબાદ સને ૧૯૨૩ ની સાલની ભેટની બુક "દિનચર્યા" લખવી એવું રા. રા. વૈદ્યરાજ રવિશંકરભાઈએ નક્કી કર્યું, તે પુસ્તક લખવાનું પણ તેમનાજ ભાગ્યમાં આવ્યું.

ઉપરના ત્રણે પુસ્તકો સમાજમાં ઘણુંજ આદરને પામ્યાં.

આ સિવાય તેઓ વૈદ્યકલ્પતરૂ માસિકમાં અવારનવાર જનસમાજના હિતોના તથા ઋતુ સંબંધીના વૈદ્યકીય લેખો લખતા તેમજ ગ્રંથોની સમાલોચના પણ કરતા.

સને ૧૯૨૪ ની સાલમાં તેઓશ્રીએ અમદાવાદના સુપ્રસિદ્ધ ધન્વતરી તુલ્ય વૈદ્યરાજ નારાયણશંકર દેવશંકર કે જેમના નામથી ભાગ્યે જ કોઇ અજાણ્યું હશે તેમને મુખ્ય ગુરૂ તરીકે સ્થાપ્યા. અને તેમની પાસે માધવનિદાનનો અભ્યાસ શરૂ કર્યો. સને ૧૯૨૫ની સાલમાં તેમના તથા અત્યારના પાટણ આ. કોલેજના પ્રધાન અધ્યાપક વૈદ્યશાસ્ત્રી નાગરદાસ મોહનલાલના પ્રયત્નોથી અને વૈદ્યરાજ રવિશંકરભાઇની સહાયતાથી અમદાવાદમાં નિ. ભા. વ. આ વિદ્યાપીઠની પરીક્ષા લેવાનું કેન્દ્ર સ્થપાયું તેમાં તેઓ ભિષકની પરીક્ષામાં બેઠા અને પ્રથમ વર્ષમાં જ દ્વિતીય શ્રેણીમાં પ્રથમ નંબરે પાસ થયા.

ત્યારબાદ સને ૧૯૨૫ની સાલમાં તેઓશ્રીએ રા. રા. વૈદ્યરાજ રવિશંકર જટાશંકર ત્રિવેદીની સહાનુભૂતિ મેળવી તેઓશ્રીના શુભ હસ્તે જ "શ્રી દત્તાત્રેય આયુર્વેદિક ઔષધાલયની સ્થાપના કરી અને સ્વતંત્રપણે ઉદરનિર્વાહ ચલાવવાની વ્યવસ્થા કરી.

અમદાવાદમાં સને ૧૯૨૫ની સાલમાં પ્રથમ શ્રી ગુજરાત, કચ્છ, કાઠીઆવાડનું પ્રથમ પ્રાન્તિક અધિવેશન ભરાયું. આ અધિવેશનમાં તેઓએ સ્વયંસેવકના નાયક તરીકે ફતેહમંદીથી કાર્ય કર્યું. આ સંમેલનમાં જુદા જુદા આઠ વિષયો પરત્વે નિબંધ માગવામાં આવ્યા હતા. તેઓએ બે નિબંધો લખ્યા.

૧. સ્વસ્થવૃત્ત.

૨. પૌર્વાત્ય અને પાશ્ચિમાત્ય વૈદ્યકનો સમન્વય.

આ બંને નિબંધોમાં તેઓના નિબંધો પ્રથમ નંબરે પાસ થયા અને તેઓશ્રીને અમદાવાદના અગ્રગણ્ય શેઠશ્રી બાલાભાઇ દામોદરદાસ તરફનો સુવર્ણચંદ્રક એનાયત કરવામાં આવ્યો. ત્યારબાદ તેઓએ પોતાનું સમગ્ર ધ્યાન ઔષધાલયની ઉન્નતિ કરવામાં લગાવ્યું.

સને ૧૯૨૬માં તેઓ શ્રી અમદાવાદ વૈદ્યસભાના ઓનરરી મંત્રી ચુંટાયા જેમાં તેઓએ વૈદ્યસભામાં થએલ આંતરીક કલેશ મટાડી ઘણી જ કાર્યદક્ષતાથી કામ કર્યું.

ત્યારબાદ તેઓએ વડોદરા, સુરત, મુંબાઇ વગેરે પ્રાન્તિક સંમેલનમાં પ્રતિનિધિ તરીકે ભાગ લીધો. સને ૧૯૩૫ની સાલમાં અમદાવાદને આંગણે નિ. ભા. વ. આયુર્વેદ વૈદ્યસંમેલનના ૨૬ મા વર્ષની અને ગુ. ક. કા. વૈદ્ય-

સંમેલનના ૬ઠ્ઠા અધિવેશનની બેઠક મળવાનું નક્કી થયું. તેમાં તેઓ પ્રદર્શન વિભાગના મંત્રી તરીકે ચુંટાયા. ત્યાં તેઓએ રાત્રિદિવસ કામ કરીને પ્રદર્શનને દિપાવવા યથાશકય પ્રયત્નો કર્યા.

સને ૧૯૩૬ની સાલમાં ગુજરાત કચ્છ કાઠીઆવાડ પ્રાન્તિક વૈદ્યમંડળની ચુંટણી થઇ તેમાં તેઓ પ્રાન્તના મંત્રી તરીકે સર્વાનુમતે ચુંટાયા. ૧૯૩૬–૩૭ તથા ૩૯ સુધી ત્રણ સાલ સુધી તેઓએ પ્રાન્તના મંત્રી તરીકે સુંદર રીતે કાર્ય કર્યું. પ્રાન્તના ભિન્નભિન્ન જીલ્લાઓમાં તથા જુદા જુદા શહેરોમાં વૈદ્યસભાઓની સ્થાપના કરવા તેઓએ શકય એટલા પ્રયત્નો કર્યા.

તેઓના કામથી સંતુષ્ટ થઇને શ્રી ગુ. કા. વૈદ્યમંડળના પ્રમુખ શ્રીયુત વૈદ્યરાજ બાલકૃષ્ણ રત્નેશ્વર તરફથી સુવર્ણપદક મળ્યો.

અત્યારે પણ તેઓ અમદાવાદ આયુર્વેદિક એજ્યુકેશન સોસાયટીના મંત્રી તરીકે કામ કરે છે અને તે સોસાયટીને સફળ બનાવવા પ્રયત્ન કરી રહેલ છે ઇશ્વર તેમને તેમના કાર્યમાં સફળતા આપે.

ટુંકમાં અમદાવાદ વૈદ્યસભા તરફથી કે બીજી કોઇ અન્ય રીતે ચાલતી આયુર્વેદિક પ્રવૃત્તિમાં તેઓ અતિ રસપૂર્વક ભાગ લે છે અને પોતાથી બનતી સેવા આપે છે. આવા ઉત્સાહી કાર્યકર્તાને ઇશ્વર દીર્ઘાયુષી બનાવે.

# સ્વ. વૈદ્યરાજ ગણુપતિશંકર છોટાલાલ ભિષક્નું જીવનચરિત્ર

[ મંત્રી ૩૧–૧૨–૨૬ થી ૩૧–૧૨–૨૭ ]

વૈદ્યરાજ ગણુપતિશંકર છોટાલાલનો જન્મ સને ૧૮૯૦માં અમદાવાદ મુકામે રા. રા. શ્રીયુત્ છોટાલાલભાઇ વિસનગરા નાગર જ્ઞાતિને ત્યાં થયો હતો. બાલ્યકાળમાં તેમના પિતાશ્રી સરકારી તથા ઇડર સ્ટેટની મહાલકારી તરીકેની માનવંતી નોકરીમાં જોડાવાથી તેમની પાસે રહી ગુજરાતી અને અંગ્રેજી મેટ્રીક ભાષા સુધીનું સંસ્કૃત સાથે જ્ઞાન મેળવ્યું. ત્યારબાદ સાદરા રાજકુમાર કોલેજમાં હેડકલાર્ક તરીકે ઓફીસમાં કામ કરતા હતા. તેમના પિતાશ્રીને આયુર્વેદનો અપૂર્વ શોખ હતો. તેઓ વનસ્પતિશાસ્ત્રના વિશેષજ્ઞ હતા. પોતાની મહાલકારી તરીકેની નોકરીમાં તેમને વારંવાર નાના ગામડામાં અને જંગલમાં જવું પડતું હતું. ગણુપતિશંકરભાઈ પણ કેટલીક વખત તેમની સાથે જંગલમાં જતા હતા અને તેમને એ રીતે વનસ્પત્તિનું જ્ઞાન મળતું હતું. તેમના પિતાશ્રી મહાલકારી હોવા છતાં પોતે જે આયુર્વેદનું જ્ઞાન ધરાવતા હતા તેને અંગે ગામડાના લોકોને દવા, વગેરે આપવા તથા સુશ્રુસા કરવા ચૂકતા નહિ. ખાસ ખૂબી તો એ હતી કે તેઓ ઔષધો તૈયાર કરી રાખતા અને આપતા, પરંતુ તેના બદલામાં તેઓ એક પાઇ પણ લેતા નહિ. એજ સંસ્કારો તેમના સુપુત્ર સ્વ. ભાઇ ગણુપતિશંકરમાં ઉતર્યા હતા. તેમના પિતાશ્રી વૃદ્ધાવસ્થામાં આવ્યાથી તેઓ પેન્સન લઈ નિવૃત્ત થયા ત્યારે સ્વ. ગણુપતિશંકરભાઇ અમદાવાદમાં પોતાના મકાનમાં સ્થિર થઈ આયુર્વેદિક ઔષધાલય ખોલ્યું.

તેઓએ શાસ્ત્રીય રીતે અભ્યાસ કરી નિ. ભા. વ. આ. વિદ્યાપીઠની ભિષક્ પરીક્ષા પહેલેજ વરસે પ્રથમ શ્રેણિમાં પસાર કરી. ૧૯૨૪ની સાલથી તેઓ અમદાવાદ વૈદ્યસભાના તેઓ સભ્ય થયા.

૧૯૨૫ના ડીસેંબરમાં જ્યારે પ્રથમ પ્રાંતિય વૈદ્યસંમેલન ભરાયું ત્યારે તેઓ ઉપમંત્રી થયા, અને ભોજન પ્રબંધ સમિતિના અધ્યક્ષ થયા.

આ સંમેલન વખતે ભોજનનો પ્રબંધ તેમણે એટલી બધી કુનેહ ભરેલી રીતે અને કરકસર ભરેલી પરંતુ અતિ ઉદાર દીસતી રીતે કર્યો કે આગંતુકો ભોજન પ્રબંધ સંબંધમાં સહસ્ત્રવિધ પ્રસંશાના ઉદ્ગારો કાઢતા હતા.

અમદાવાદ વૈદ્યસભાના સંમાનિત વૈદ્યોને પ્રમાણપત્ર દેવાનો ખરડો અમલમાં આવ્યો ત્યારે તેઓ રજીસ્ટ્રાર તરીકે સુંદર કાર્ય કરતા હતા. પછીથી તેઓ અમદાવાદ વૈદ્ય સભાના મંત્રી તરીકે ચુંટાયા હતા.

મેજર ફુટને આયુર્વેદ ઉપર કરેલા આક્ષેપોનો વિરોધ કરવા અમદાવાદના વૈદ્યો અને જનતાની એક સભા પ્રેમાભાઈ હોલમાં શ્રીયુત્ મગનલાલ ચતુરભાઇ બાર એટલોના પ્રમુખ પદે મેળવવાને તેમણે તનતોડ પ્રયત્ન કર્યો હતો અને તેમાં ખુબ સફળતા મેળવી હતી.

દરેક પ્રાન્તીય સંમેલનમાં તેઓ હાજર રહેતા હતા, નિબંધો મોકલતા હતા; પ્રથમ પ્રાન્તીય સંમેલન વખતે તેમને નાડી વિજ્ઞાન સંબંધી નિબંધ માટે સુવર્ણ પદક મળ્યો હતો. પોતે સારા લેખક હતા, ઉત્સાહી હતા; ખંતીલા અને મીલનસાર હતા. માયાળુ સ્વભાવ હોવાને લીધે તેઓ સમાજમાં પ્રીતિ-પાત્ર નિવડ્યા હતા. તેઓ ૪૨ વર્ષની યુવાન અવસ્થાએ અવસાન પામ્યાથી આપણી સભાએ એક બાહોશ કાર્યકરતાને ગુમાવ્યો છે. પરમાત્મા તેમના આત્માને શાન્તિ આપે. તેઓ એક યુવાન વિધવા સ્ત્રી અને એક પુત્રી પોતાની પાછળ મુકી ગયા છે.



**રાજવૈદ્ય એસ. એમ શર્મા - ભિષક્કેસરી**
પ્રમુખ ને માનદપ્રમુખ : અમદાવાદ વૈદ્ય સભા
ગુ. ક. કાઠિઆવાડ પ્રાન્તિય સંમેલનના પ્રમુખ
અમદાવાદ વૈદ્યસભાની રજતજયંતિના પ્રમુખ

# શ્રીયુત્ રાજયવૈદ્ય એસ. એમ. શર્માનું જીવનચરિત્ર

[ પ્રમુખઃ—સને ૧૯૨૮, ૨૯, ૩૦, ૩૧ ]

લખનારઃ **અનિરૂદ્ધપ્રસાદ એમ. ભિષક્શિરોમણી.**

રાજવૈદ્ય પંડીત સૂર્યમલજી શર્માજીનું સંક્ષિપ્ત જીવનચરિત્ર—શ્રીયુત શર્માજીનો જન્મ જાગીરદાર પંડીત ગીરધરલાલજીના કુલીન ઘરમાં ઉદેપુર રાજના તાબાના ચૌખડી ગામમાં સંવત ૧૯૫૩ માં ચૈત્ર માસમાં વદ ૧૩ ના રોજ થયો હતો. નવ માસની ઉમ્મરમાં મોસાળમાં કોઇ સંતાન નહી હોવાથી મામાના ખોળે પંડીત દેવકૃષ્ણ કે જે પ્રતિષ્ઠિત અને ખાનદાન કુટુંબના નબીરા હતા તેમને ત્યાં ગયા હતા, પરંતુ બાર વર્ષની ઉંમરે તેમના મામાને ત્યાં પુત્ર પ્રાપ્ત થવાથી આનંદભેર પાછા ફર્યા. શરૂઆતમાં ઉદેપુર મહારાણા હાઇસ્કુલમાં મેટ્રીક સુધી અભ્યાસ કર્યા બાદ મેવાડવાસી રાજવૈદ્ય મગનલાલ લક્ષ્મીરામની પાસે આયુર્વેદનો અભ્યાસ કર્યો. પોતે સંસ્કૃત, અંગ્રેજી, તેમજ ગુજરાતી, અને મરાઠી ભાષા સારી રીતે જાણે છે. આપે વિદ્વતા, કાર્યદક્ષતા, ઉત્સાહ, પરમાર્થ-ભાવનાને લીધે શરૂઆતથી સન્માન અને કીર્તિ મેળવી છે. આપે પંદર વર્ષ અમદાવાદમાં ચિકિત્સા વ્યવસાય કરી, હાલમાં મુંબાપુરીમાં ચિકિત્સાલય ખોલ્યું છે. આપ અમદાવાદ વૈદ્યસભાના ચાર સાલ સુધી સભાપતિ હતા તેમજ શ્રી. ગુ. ક. કા. વૈદ્ય સંમ્મેલન પંચમ—અધિવેશન વસાઇ મુકામે આપ સભાપતિ હતા તેમજ ગુજરાત ક. કાઠીયાવાડ સપ્તમ અધિવેશન આપની સહાયતાથી મુંબઇ ભરાયું તેના આપ સ્વાગતાધ્યક્ષ હતા અને તે વખતનું સ્વાગતાધ્યક્ષ તરીકેનું આપનું ભાષણ ઘણું જ સુંદર અને સુચન રૂપે હતું. આપના તરફ, મુંબાઇ વૈદ્યસમાજ, પણ સંપૂર્ણ લાગણી પૂર્વક જુએ છે. અને મુંબાઇમાં પણ આ. પ્ર. મંડળના આપ પ્રમુખ છો. કુષ્ઠ—કેન્સર—એપેન્ડીસાઇટીસ, આદિ રોગોના સારા ચિકિત્સક છો.

આપે ગુજરાત ક. કા. વૈદ્યમંડળના પ્રમુખ તરીકે પણ સુંદર કાર્ય કર્યું છે. તથા આપે વસાઇ સંમ્મેલનમાં પોતાના તરફથી નિબંધોમાં પ્રથમ આવનાર વ્યક્તિઓને સુવર્ણ પદકો આપેલ છે. આપની કાર્યદક્ષતા તેમજ અમદાવાદ વૈદ્ય સભાની અથાગ સેવાથી તેમજ વસાઇ સંમ્મેલનમાં પ્રમુખ થવાથી વૈદ્ય સભાએ તથા વૈદ્ય મંડળે આપને ચાંદીના કાસ્કેટમાં માનપત્ર અર્પણ કર્યું હતું.

આપ ઓ. ઇન્ડીયા ૨૫ માં વૈદ્ય સંમ્મેલનમાં સ્વાગત ઉપાધ્યક્ષ હતા. અને તે વખતે આપે તન, મન અને પુર્ણ ધનના સહકારથી મદદ કરી સંમ્મેલન સમયે સારા સારા પ્રતિષ્ઠિત અને વિદ્વાન વૈદ્યરાજોને પોતાના મકાનમાં જમવા તથા રહેવાનું તેમજ મોટર વિગેરેની સુવ્યવસ્થા કરી હતી, સભાપતિ વિગેરે પણ આપના મકાનમાં ઉતર્યા હતા અને આપના સહકારથી સંમ્મેલન સારી રીતે પરિપૂર્ણ થયું હતું. આપ સ્વભાવે, સરલ, તેમજ સર્વ સાધારણ માણસને પ્રેમભાવથી જુઓ છો, આપ સર્વ વૈદ્યોને સ્નેહથી ચાહો છો ! અને સર્વ વૈદ્યો પણ તેવાજ સ્નેહથી આપને ચાહે છે. અતિથી સત્કારને માટે આપનાં હૃદયમાં પુર્ણ સ્થાન છે.

અમદાવાદ વૈદ્ય સભાના આયુર્વેદ વાંચનાલય વિગેરેની સેવા આપે તન, મન, ધનથી કરી હતી, તેમજ અમદાવાદ વૈદ્યસભા સ્થાપિત આયુર્વેદ પાઠ-શાળાને બાર માસ માટે રૂા. ૩૦૦ દર માસે ૨૫ લેખે તેમજ વૈદ્ય સભાએ ઉપાડેલી આસવઅરિષ્ટ લડતમાં વૈદ્ય સભામાં મંજુર કરેલી રકમ ખર્ચાઇ ગયા પછી જરૂર પડે તો રૂા. ૫૦૦) સુધીની રકમ આપવાનું વચન આપી લડતને પ્રોત્સાહન આપ્યું છે.

અમદાવાદમાં આપ શર્માજીના નામથી પ્રસિદ્ધ છો. આપ પ્રેમાળ, નિરાભિમાની, નિઃસ્વાર્થી તેમજ આયુર્વેદના અનન્ય ભક્ત છો અમદાવાદના ધનવાન શાહુકાર આપની ચિકિત્સાનો પુર્ણ લાભ ઉઠાવે છે. અને આપ ગરીબો પ્રત્યે તેટલોજ ભાવ રાખો છો, એટલે આપને ગરીબ તેમજ અમીર પ્રત્યે સરખો જ ભાવ છે. આપે અનેક વખત ધનના ભોગે પણ સમાજના સારા સારા કર્યો કરી સમાજને વારંવાર ઉત્સાહી કર્યો છે, પરમાત્મા ધન્વન્તરી આપને સંપત્તિ યશ, તેમજ સુખાકારી અર્પો અને આવી જ સેવાઓ વારંવાર આયુર્વેદની કરતા રહો એજ અમારી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના છે. અસ્તુ.



વૈદ્યશાસ્ત્રી નાગરદાસ મોહનલાલ આયુર્વેદાચાર્ય

ઉપપ્રમુખ : અમદાવાદ વૈદ્ય સભા

પ્રિન્સીપાલ : પી. પી. આયુર્વેદ મહાવિદ્યાલય પાટણ

# વૈદ્યશાસ્ત્રી નાગરલાલ મોહનલાલ પાઠક આયુર્વેદાચાર્યનું જીવનચરિત્ર

## ઉપપ્રમુખ—૧૯૩૧.

જન્મ સંવત ૧૯૪૫ના પોષ શુદ ૧૫

અભ્યાસ—પ્રથમ પોતાના વતન ભોળાદ ગામમાં ગુજરાતી સાત ચોપડીનો અભ્યાસ કર્યો. પછી પિતાશ્રી મોહનલાલ પાસે ૧૯૫૮ના ફાગણ સુદ ૧૦ ગુરૂવારે સંસ્કૃત અભ્યાસ શરૂ કર્યો પિતા પાસે સારસ્વત વ્યાકરણ સંપૂર્ણ, રઘુકુમાર, કિરાત અને માઘ એ ચાર કાવ્યો, કુવલયાનંદ, કાવ્યપ્રકાશ, નાયકનાયિકાભેદ, છંદઃશાસ્ત્ર અને તર્કસંગ્રહ એટલો અભ્યાસ કરી ૧૯૬૨ની સાલમાં અમદાવાદ સ્વામિનારાયણ સંસ્કૃત પાઠશાળામાં દાખલ થયા. ત્યાં સિદ્ધાંતકૌમુદી સમાસાન્ત કરી એટલામાં પિતાનું મૃત્યુ થયું. વધારે અભ્યાસ કરવા માટે કાશી જવાના વિચારો પડતા મૂકવા પડયા. અને એક વર્ષ અભ્યાસ બંધ રાખ્યા પછી ભાવનગર વૈદ્યશાસ્ત્રી લક્ષ્મીશંકર નરોત્તમ પાસે વૈદકનો અભ્યાસ શરૂ કર્યો સાથે સાથે ભાવનગર જુવાનસિંહજી સંસ્કૃત પાઠશાળામાં પાંચમા અને છઠ્ઠા વર્ષનો સંસ્કૃત કોર્સ પૂરો કર્યો. ગુરૂ પાસે વૈદકશાસ્ત્રના મૌલિક ગ્રંથોનો વિધિસર અભ્યાસ કર્યો. અને ગુરૂજીના દવાખાનામાં કર્મઅભ્યાસ પણ સાવધાનીથી કર્યો. કેટલાક કોલેજોમાં ભણતા વિદ્યાર્થિઓને સંસ્કૃત ભણાવી તેમની પાસેથી અંગ્રેજીનું જ્ઞાન લેતા. એ રીતે અંગ્રેજી પાંચ ધોરણ સુધીનો અભ્યાસ કર્યો છે.

કુલાચાર—નાગરલાલભાઇના પિતા મોહનલાલભાઈ તથા પિતામહ કલ્યાણજીભાઈ તથા માતામહ નથુરામભટ એ બધા સંસ્કૃતભાષાના સમર્થ વિદ્વાનો અને વૈદ્યરાજો હતા. વૈદ્યકીય ધંધો એ બધાના કુળમાં વંશપરંપરાથી ચાલે છે.

પ્રવૃત્તિ—અભ્યાસ પૂરો કર્યા પછી પોતાના પિતા જે ગામમાં વૈદક અને પુરાણનો ધંધો કરતા હતા તે ધોલેરા બંદરમાં પ્રવૃત્તિ શરૂ કરી. પિતાનો જ ધંધો હાથમાં લીધો ધોલેરાબંદરની સ્થિતિ—ત્યાંના લોકોની સ્થિતિ—કાલવશાત્ ઉત્તરોત્તર નબળી પડતી ચાલી. પોતાના ભત્રીજાને ગુજરાત કોલેજમાં પ્રીવીયસમાં દાખલ કરાવવા અમદાવાદ આવ્યા. ત્યાં તેમને રા. દુર્ગાશંકર રાવળનો સમાગમ થયો. રા. દુર્ગાશંકરે કાઢેલી અખિલ ભારતીય આયુર્વેદ મહાવિદ્યાલયમાં

વાઇસ પ્રીન્સીપાલ તરીકે તેમની નીમણુંક થઇ. દૈવયોગે રા. દુર્ગાશંકરભાઇનો સ્વર્ગવાસ થતાં દોઢ વર્ષે તે સંસ્થા બંધ થઇ. અને નાગરદાસભાઇએ સ્વતંત્ર દવાખાનું કર્યું. લગભગ દસવર્ષ અમદાવાદમાં ગાળ્યાં છેવટના ત્રણેક વર્ષોથી ધંધામાં સારી પ્રતિષ્ઠા જામી. ત્યાં તેમનાં પત્ની અ. સૌ. ગંભીરાદેવીનું મૃત્યુ થયું. એક પાંચ વર્ષનો પુત્ર મુકી સ્વધર્મપરાયણ સાધ્વી ગંભીરાદેવી સ્વર્ગે સીધાવી. એ વખતમાં જ પાટણ આયુર્વેદિક કોલેજના મુખ્ય અધ્યાપકની જગ્યાએ આવવા તેમને પૂછાવવામાં આવ્યું. અને પરિસ્થિતિનો વિચાર કરી સ્વતંત્રધંધો બંધ કરીને તેઓ પાટણ આયુર્વેદ મહાવિદ્યાલયના મુખ્ય અધ્યાપકની જગ્યાએ ગયા. ત્યાં છેલ્લા નવ વર્ષથી કામ કરે છે. અને ઘણી સારી પ્રતિષ્ઠા મેળવી શક્યા છે.

ભૈષજ્ય રત્નાવલીનું ભાષાંતર કરીને ગુજરાતી પ્રેસ મુંબઇને સોંપ્યું છે જે હજી છપાયું નથી.

આયુર્વેદવિશારદમાં ઓલઇન્ડીયામાં ફસ્ટક્લાસ ફસ્ટ પાસ.

આયુર્વેદાચાર્યમાં. સેકન્ડક્લાસ પાસ ઘણા શિષ્યોને વિદ્યાભ્યાસ કરાવ્યો છે સંસ્કૃત સાહિત્ય, પુરાણ ધર્મશાસ્ત્ર વિગેરેનો અભ્યાસ કરાવ્યો છે તેમના ઘણા શિષ્યોએ ભિષક અને આચાર્યની પરીક્ષાઓ આપી છે અને ઉત્તીર્ણ થયા છે. ચિકિત્સાકૌશલ્ય માટે સુવર્ણચંદ્રક, અને સારા સર્ટિફિકેટો મળેલાં છે. શરૂઆતમાં વૈદ્યસભાના મંત્રી. સને ૧૯૩૦ માં હતા. અમદાવાદ વૈદ્યસભાએ પાઠશાળા ચલાવી તેમાં પોતે અધ્યાપક હતા અને છોકરાઓની સારી પ્રીતિ મેળવી હતી અમદાવાદ વૈદ્યસભાના ઉપપ્રમુખ હતા.

સ્વભાવ—શાંત, મળતાવડો, વિવેકી, અને પોતે ઘણાજ વ્યવહારકુશળ છે. પાટણ આયુર્વેદિક મહાવિદ્યાલયના પ્રધાન અધ્યાપક છે તેમની પ્રતિષ્ઠા વિદ્યાર્થીવર્ગમાં સારી છે તથા કર્માચાર્યોને તેમના કાર્યથી સંતોષ મળે છે તેમજ વિદ્યાર્થીઓ તેમના તરફ મમતા ધરાવે છે. શિક્ષક તરીકેની તેમની પદ્ધતિ ઘણી પ્રશંસનીય નીવડી છે.



વૈદ્યરાજ જગજીવન લક્ષ્મીશંકર જોશી વૈદ્યવિદ્યાવારિધિ
માનદ્મંત્રી : અમદાવાદ વૈદ્ય સભા.
સહમંત્રી : ગુ. કા. કાઠિયાવાડ આયુર્વેદ મંડળ

# વૈદ્યરાજ જગજીવન લક્ષ્મીશંકર જોષી વૈદ્ય વિદ્યાવારિધિનું જીવનચરિત્ર

[ મંત્રીઃ ૧૯૨૮ ૨૯–૩૦–૩૧ સને ૧૯૩૯ ]

વૈદ્યરાજ જગજીવન લક્ષ્મીશંકર જોશીનો જન્મ સંવત્ ૧૯૪૧ ના ચૈત્ર સુદ ૧૧ ને ગુરૂવારના રોજ રોજકા મુકામે રા. રા. જોશી લક્ષ્મીશંકર ગોવિંદજીને ઘેર થયો હતો. તેઓ જ્ઞાતે પ્રશ્નોરા નાગર છે. તેમના પિતાશ્રીને ચાર છોકરાઓમાં તેઓ બીજે નંબરે છે. નાનપણમાં ગુજરાતી સાત ધોરણનો અભ્યાસ પોતાના પિતાશ્રીની છાયા તળે કર્યો.

પ્રશ્નોરા જ્ઞાતિ વિદ્યાવિલાસી અને આયુર્વેદ પ્રેમી છે. વૈદ્યરાજને નાનપણથી જ આયુર્વેદ તરફ અનુરાગ હતો. આયુર્વેદનાં પુસ્તકો હાથ લાગે તો તેઓ તે નવલકથાના જેટલા જ ઉત્સાહથી વાંચી પુરાં કર્યા સિવાય રહે નહિ.

રોજકામાં તેઓશ્રીએ સંસ્કૃતનો અભ્યાસ શાસ્ત્રી મોહનરામ શિવશંકર પુરાણીની પાસે કર્યો તે વખતે ડો. પોપટ પ્રભુરામની કોલેજમાં પાસ થઇને આવેલા વૈદ્યરાજ રામભટ્ટ પિતાંબરનો નિવાસ રોજકામાં હતો. વૈદ્યરાજને આયુર્વેદ ઉપર અત્યંત પ્રીતિ હોવાથી વૈદ્યરાજ રામભટ્ટજી પાસે તેમણે આયુર્વેદ શીખવાનો યત્ન આદર્યો. સાથે સાથે દવા બનાવવાનું કાર્ય પણ હાથમાં લઇ રામભટ્ટ વૈદ્યરાજને મદદ કરતા હતા. આ પ્રમાણે આશરે ૧૭–૧૮ વર્ષની ઉમરથી જ તેઓ આયુર્વેદના ભક્ત બન્યા.

તેમના પિતાશ્રીના આદેશથી આજીવિકાના સાધન તરીકે તેઓએ રાણેશ્વર (ધોળકા તાબે)માં એક ખાનગી સ્કૂલ અને એક ખાનગી દવાખાનું કાઢયું. રાણેશ્વરમાં તેમણે આ મિશ્ર પ્રવૃત્તિ બે વર્ષ ચલાવી. તેમાં તેમણે ધન અને યશને પ્રાપ્ત કર્યાં.

પોતાનું કુટુંબ બહોળું હોવાથી અને વધારે કમાવાની ઇચ્છા હોવાથી ૧૯૬૦ ની સાલમાં અમદાવાદ આવ્યા. અમદાવાદમાં તરત જ સફળતા ન મળે માટે તેમણે એક દેશી પેઢીમાં નામું લખનાર તરીકે કામ કર્યું. આમાં તેમને બહુ ફાવ્યું નહિ એટલે ખાવળામાં ગોળનો વેપાર કરનાર એક બીજી પેઢીમાં હેડકલાર્ક તરીકે જોડાયા. અહીં પણ તેઓને એમ લાગ્યું કે " મારા આયુર્વેદના સંસ્કારને અહિં ઉત્તેજન મળતું નથી " તેણે તે નોકરી ફગાવી દીધી અને

બાવળામાં પોતાના મોટાભાઈ વૈદ્યરાજ નાગરદાસ લક્ષ્મીશંકર ભાઈના દવાખાના-માં સહવૈદ્ય તરીકે જોડાયા.

બાળવા જેવા નાના ગામમાં એકજ દવાખાનામાં બે વૈદ્યોનું પુરતું ભરણ-પોષણ ન થાય એ વાત તેમના લક્ષ્માં તરત જ આવી ગઈ, અને તેથી આશરે છએક માસમાં પાછા અમદાવાદ આવ્યા. અમદાવામાં આવ્યા બાદ તરતજ તેમને એક મીલમાં ઓફીસ કલાર્કની નોકરી મળી ગઈ. એકાદ વર્ષ નોકરી કર્યા બાદ અમદાવામાં એએક નામાંકિત સરાફી પેઢીમાં જોડાયા. અહિં તેમને નામાનો વિશાળ અનુભવ મળ્યો. વરસે આસરે એક ૧૦૦૦) સુધીનો પગાર તેઓ આ પેઢીમાંથી મેળવવા ભાગ્યશાળી થયા હતા. પરંતુ આટલો સારો પગાર મળવા છતાં પણ તેમનું દીલ આયુર્વેદ પ્રતિ પોતાના તરફથી રખાતી બેદરકારીથી ડંખતું હતું, અને ઘણા ઘણા વિચારને અંતે તે નોકરીનું રાજીનામું આપી તેઓશ્રીએ દરિયાપુરમાં સ્વતંત્ર દવાખાનું ચાલુ કર્યું. ત્યાં તેઓશ્રીએ દરદીઓની સારી પ્રિતિ સંપાદન કરો પરંતુ દરિયાપુરમાં વિદ્યા વિલાસી અને આયુર્વેદ પ્રેમી વૈદ્યનો તેમને ટોટો જણાયો; તેથી સને ૧૯૧૫ ની સાલમાં રાયપુર શામળાની પોળ પાસે તેમણે દવાખાનું ચાલુ કર્યું ને શ્રી ધન્વંતરીની કૃપાથી અત્યારે પણ સારા પ્રમાણમાં ચાલે છે.

રાયપુરમાં દવાખાનું ખોલ્યા બાદ પોતે આયુર્વેદનો પદ્ધતિસર-અભ્યાસ કર્યો. તે વખતે અમદાવામાં ભિષક્ પરિક્ષા લેવાનું કેન્દ્ર નિ. ભા. વ. આ વિદ્યા વિદ્યાપીઠ તરફથી ખોલવામાં આવ્યું. બીજેજ વરસે તેમણે અભ્યાસ કરી ભિષક્ પરીક્ષા દ્વિતીય શ્રેણીમાં પ્રથમ નંબરે પાસ કરી.

સને ૧૯૨૬ ની સાલમાં ભરાએલ ગુ. ક. કાઠીઆવાડ પ્રાન્તિક સંમેલનમાં તેઓએ ઉત્સાહપૂર્ણ રીતે ભાગ લઈ સરભરા કમીટીના કાર્યને દિપાવ્યું. તેઓ અમદાવાદમાં વૈદ્યસભાની પ્રથમ સ્થાપના થઈ તે વખતના તેમના સભ્ય બનેલા છે. તેઓએ ત્રણ નિ. ભા. વ. આયુર્વેદ મહાસંમેલનનોમાં પણ હાજરી આપી છે. અને દરેકે દરેક પ્રાન્તિક સંમેલનમાં આગેવાનીભર્યો ભાગ લીધો છે.

તેઓએ અમદાવાદ વૈદ્યસભાની પણ મંત્રી તરીકે ૫, વર્ષ સુધી સેવા બજાવી વૈદ્યોની પ્રિતી સંપાદન કરી છે, આજે પણ તેઓ અમદાવાદ વૈદ્ય-સભાની મંત્રી તરીકે સેવા બજાવી રહ્યા છે.

તેઓ ઘણા મળતાવડા સ્વભાવના, રમુજી અને જ્ઞાન સાથે ગમત આપે તેવા છે. તેઓએ શ્રી ગુજરાત, કચ્છ, કાઠીઆવાડ વૈદ્યમંડળની પણ વૈદ્યરાજ મણિશંકરભાઈ સાથે સહમંત્રી તરીકે કામ કરી સમાજની સેવા બજાવી છે. જ્યારે ૧૯૩૬ના સાલમાં અમદાવાવાદમાં નિ. ભા. વ. મહાસંમેલનની ૨૫ મા વર્ષની બેઠક મળી તે વખતે તેઓશ્રી સ્વાગતના સહમંત્રી હતા. અહિં પણ તેઓએ રાતદિવસ ઉજાગરા કરી મહામંત્રી વૈદ્યરાજ અંબાશંકરભાઈને ઘણી મદદ કરી હતી.

ઈશ્વર આવા ઉત્સાહી, કાર્યદક્ષ અને સેવાભાવી તથા દરેકની સાથે સહકાર સેવનાર વૈદ્યને દિર્ઘાયુ બનાવે એજ ઈશ્વર પ્રાર્થના.



સ્વ. વૈદ્યરાજ કેશવલાલ શીવશંકર
માનદ્‌મંત્રી : અમદાવાદ વૈદ્ય સભા

# વૈદ્યરાજ કેશવલાલ શીવશંકર જાનીનું જીવનવૃતાંત.

[ મંત્રી સને ૧૯૩૧ ]

એમનો જન્મ કાઠિયાવાડના મુખ્ય શહેર રાજકોટમાં સંવત ૧૯૪૯ ના વૈશાખ સુદી ત્રીજ (અક્ષયતૃતિયા—અખાત્રીજ)ને રોજ થયો હતો. તેઓ ઔદિચ્ય સહસ્ત્ર બ્રાહ્મણ છે ને ઝાલાવાડી સમવાયના છે. તેઓનું મુખ્ય વતન હળવદ (ધાંગધ્રા તાબે) છે. તેઓના પિતાશ્રી. રાજકોટમાં રહેતા હોઈ તેઓનું જન્મસ્થાન રાજકોટ છે. તેઓ નાનપણથી જ સુખી ગૃહજીવનમાં ઉછર્યા હતા. તેઓ પાંચ વર્ષના થયા ત્યારે નિશાળે અભ્યાસ કરવા તેમને મોકલવામાં આવ્યા હતા. નાનપણથી જ તેઓ વિદ્યા સંપાદન કરવામાં ઘણા કુશળ હતા. ગુજરાતી સાત ચોપડીનો અભ્યાસ કર્યા પછી તેમને અંગ્રેજી અભ્યાસ કરવાને રાજકોટની કર્ણસિંહજી નીડલસ્કુલમાં મોકલવામાં આવ્યા હતા ત્યાં અંગ્રેજી ત્રણ ધોરણનો અભ્યાસ કરી. રાજકોટની આલ્ફ્રેડ હાઈસ્કુલમાં અંગ્રેજી ચોથા ધોરણમાં દાખલ થયા હતા. ત્યાં એક જ હાઇસ્કુલમાં મેટ્રીક સુધી અભ્યાસ કર્યો હતો તેમના વિદ્યાર્થી જીવનમાં પણ તેઓ એટલા બધા ખંતીલા તથા હુંશિયાર હતા કે ઠેઠ મેટ્રીક સુધી મોનીટર તરીકે તેમને નીમવામાં આવતા હતા. ને માસ્તરની ગેરહાજરીમાં શિક્ષકનું પણ કેટલુંક કાર્ય ઉકેલી લેતા તેથી તેમના હેડમાસ્તર સાહેબની તેમના ઉપર ઘણી પ્રીતિ હતી. ને તેથી તેમને હેડ પ્રીફેક્ટ તરીકે નીમવામાં આવ્યા હતા. તેઓની બીજી ભાષા તરીકે સંસ્કૃત હતા ને તેઓ મેટ્રીક પણ સંસ્કૃતનો બીજી ભાષા તરીકે અભ્યાસ કરીને ૧૯૧૨ ની સાલમાં મેટ્રીકમાં પાસ થયા હતા. મેટ્રીક પાસ થઈને તેઓ જુનાગઢ બહાઉદીન કોલેજમાં પ્રિવીયસમાં દાખલ થયા હતા પણ યુનીવર્સીટીની પ્રિવીયસની પરીક્ષામાં ગણિતના વિષયમાં નપાસ થવાથી તથા નાદુરસ્ત તબીયતને લીધે પરીક્ષા વખતે માંદા થઇ ગયેલા હોવાથી તથા તેમના કાકા રાજકોટ વાળા રાજ્યવૈદ્ય ત્રંબકલાલ ત્રીભોવનભાઇની એવી સલાહ મળી કે વધારે અભ્યાસ કરશો તો ક્ષય થશે. તેથી નિરૂપાયે અભ્યાસ છોડવો પડ્યો. તે નાનપણથી પરણેલા હોવાથી પોતાનો ગૃહસંસાર ચલાવવાને સને ૧૯૧૩ ની સાલમાં શિક્ષક તરીકેનું જીવન શરૂ કર્યું. તેમને સરકારી નોકરીનો ચાન્સ હતો પણ સરકારી નોકરી નહિ કરવાનો સંકલ્પ હોવાથી સરકારી નોકરી નહિ કરતાં સુરત જીલ્લાના પુણીતગામે એન્ગ્લો વર્નાક્યુલર સ્કુલમાં હેડમાસ્તર તરીકે માસીક ત્રીસ રૂપીયાના પગારથી દાખલ થયા પણ ગ્રામ્ય જીવનથી કંટાળી ત્યાં નોકરીનું રાજીનામું આપી સુરતમાં શિક્ષક તરીકે નોકરી લીધી. શિક્ષક તરીકે વિદ્યાર્થી વર્ગમાં એટલા બધા પ્રિય હતા તથા તેમની શિક્ષણ પદ્ધતિ

એટલી બધી સચોટ હતી કે વિદ્યાર્થીઓ હેડમાસ્તર પાસે તેમના અવરની માગણી કરતા. તે જ્યારે તેમનો અવર આવે ત્યારે ખુશખુશ થતા. તેઓને શિસ્ત પાલનને માટે બહુજ કાળજી હતી. તેઓ નોકરીમાં પણ નિયમીત હતા ને શરીર ઘણું તંદુરસ્ત હોવાથી તેમના વડા શિક્ષકનો પણ તેમના ઉપર બહુજ પ્રેમ હતો. પણ નાનપણથી જ તેમને વ્યાપારનો ઘણો શોખ હોવાથી ૧૯૧૫ની સાલમાં સુરતની શિક્ષક તરીકેની નોકરી છોડી બુસાવળ જઇ ત્યાં ઇંગ્લીશ પ્રોવીઝનની દુકાન નાંખી વેપાર શરૂ કર્યો. પણ ભાગીદાર અનુકુળ નહિ હોવાથી વેપારમાં ફાવ્યા નહિ તેથી નડીયાદ જઇ શિક્ષક તરીકેનો ધંધો શરૂ કર્યો ત્યાં બે ત્રણ વર્ષ નોકરી કરી સને ૧૯૧૬ ની સાલમાં એસ.ટી.સી. ની પરીક્ષા પહેલે વર્ષે પાસ કરી, નિશાળના ગૌરવમાં વધારો કર્યો. પણ નાનપણથી જ સ્વતંત્રતાપ્રિય સ્વભાવ હોઇ નિશાળના મેનેજર સાથે પગાર વધારવા સંબંધી વાંધો પડવાથી રાજીનામું આપી ત્યાંથી સારસા (આણંદ તાલુકામાં) ત્યાંની એન્ગ્લો વર્નાક્યુલર સ્કુલમાં હેડમાસ્તર તરીકે નીમવાથી ત્યાં ગયા. નડીયાદથી જતી વખતે છોકરાઓ તેમની પ્રીતિને માટે અશ્રુપાત કરતા સ્ટેશને આવ્યા હતા.

તેમનો વૈદ્યનો ધંધો વંશપરંપરાનો છે પણ તેમને નાનપણથી જ એવી ભાવના હતી કે વૈદ્ય તરીકે ધંધો કરવો તો ફક્ત લોકોપકારને માટે જ કરવો પણ લોકો પાસેથી પૈસા લેવા નહિ આવી ઉદાર ભાવના હોવા છતાં એવા ગર્ભશ્રીમંત નહોતા કે વગર પૈસે ઘરના પૈસા વાપરીને લોકોપકાર કરી શકે. પણ પ્રભુની ગતિ ન્યારી છે તે પ્રમાણે 'યાદૃશી ભાવના તાદૃશી સિદ્ધિઃ' એ ન્યાયે દૈવ યોગે અનુકુળ સંજોગો આવ્યા. ને સારસામાં હતા ત્યાં ઇન્ફલુએન્ઝા નામનો કાળજ્વર સર્વત્ર વ્યાપી રહ્યો. ને તે ઇન્ફલુએન્ઝાના દમનમાં તેઓ પણ તે દરદથી સપડાયા પણ દૈવયોગે સાજા થયા ને તરત જ તેમને ખબર મળી કે ગામમાં ઘેર ઘેર લોકો આ દરદથી પીડાય છે ને તેમની સારવાર કરનાર કે પાણી પાનાર કોઇ નથી. આ ખબર મળતાં તેમની સેવાવૃત્તિ જાગૃત થઇ ને ઘેર તેમની એક નાની દીકરી ઇન્ફલુએન્ઝામાં પટકાયેલી હોવા છતાં તેની સારવારની દરકાર નહિ કરતાં ગામમાં જાતે જઇ ઘેર ઘેર દરદીના ખાટલે બેસી વગર પૈસે તેઓને દવા વગેરે આપતા હતા.

ન્યાતજાતનો વિચાર કર્યા સિવાય લગભગ ૫૦૦ થી હજાર દરદીની કાંઇ પણ સ્વાર્થ વિના ચિકિત્સા કરી તેટલા દરદીઓને બચાવ્યા ને ગામમાં પણ લોકોને તેમને માટે ઘણો પ્રેમ ઉત્પન્ન થયો આ વખતથી જ તેમની વૈદ્ય તરીકેની કારકીર્દી શરૂ થઇ આ રોગચાળો નાબુદ થયા પછી તેની અસરથી ઘણાં લોકો કફ વગેરેથી પીડાતા હતા. તથા ગામના બીજા દરદીઓ પણ ઘેર આવી દવાઓની માગણી કરવા લાગ્યા. તેથી ફરજીયાત વૈદ્ય તરીકેનો જાહેર ધંધો કરવાની ફરજ પડી. ને દવાઓ બનાવવી શરૂ કરીને જેમ જેમ લોકોને જાણ થતી ગઇ તેમ તેમ ગામમાં બીજા વૈદ્ય ડોકટરો હોવા છતાં પણ પૈસા આપીને પણ તેમની પાસેથી દવા લેવાનો લોકોનો આગ્રહ વધ્યો ગયો કારણ કે ગામમાં લોકોની માન્યતા એવી હતી કે માસ્તર સાહેબની

દવાથી ગમે તેવો રોગ હશે તો પણ મટી જશે કારણ કે તેમનું નિદાન ઘણુ જ સારૂં છે આવી લોકોની ભાવના થવાથી સેવા મફત કરેલી તેનું ફળ પ્રભુએ તેમને સારી રીતે આપવા માંડયું ને ગામ લોકોનો ભાવ પણ દિવસે દિવસે વધવા લાગ્યો. ને પગાર પણ માસિક ૮૦) રૂપીઆ કરી આપ્યો ને વૈદકમાંથી પણ મહિનાના ૩૦-૪૦ મળવા લાગ્યા. પણ તેઓના દીકરા-દીકરીના અભ્યાસને માટે તેમને શહેરમાં આવવાની જરૂર પડી જેથી નિશાળમાં રાજીનામું આપી અમદાવાદની સીટી હાઇસ્કુલમાં રૂા. ૬૦ ના પગારથી શિક્ષક તરીકે નોકરી શરૂ કરી ને સાથે સાથે દવાખાનું પણ ચલાવવા લાગ્યા. પહેલું દવાખાનું માસીક ૩૫) રૂપીયાના ભાડાથી આસ્ટોડીયા રોડ ઉપર મકાન રાખી વૈદ્યરાજ રણછોડલાલ બાપાલાલના મકાન સામે નાખ્યું ત્યાં એક વર્ષ દવાખાનું ચલાવ્યું પણ મકાન સગવડતાવાળુ નહિ હોવાથી ત્યાંથી બદલી શામળાની પોળમાં મકાન રાખી ઘેર દવાખાનું રાખ્યું અમદાવાદમાં આવ્યા પછી વૈદ્ય તરીકેની જાહેર જીવનની શરૂઆત થઈ.

વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકર તથા વૈદ્યરાજ રવીશંકર જટાશંકરની સંયુક્ત સહીથી વૈદ્યોની જાહેર સભા ગુજરાત આયુર્વેદીક ફાર્મસીના મકાનના મેડા ઉપર ગુજરાત પ્રાંતીય વૈદ્ય સંમેલન અમદાવાદમાં બોલાવાને માટે વિચાર કરવા ભેગી થઇ કારણ કે સ્વર્ગસ્થ વૈદ્યરાજ જટાશંકર લીલાધરભાઈની ઘણાં વર્ષો થયાં એવી ઇચ્છા હતી કે અમદાવાદમાં ગુજરાત પ્રાંતીય વૈદ્ય સંમેલન બોલાવવું પણ તે તેમની હયાતીમાં બની શકયું નહોતું તેથી વૈદ્યરાજ નારાયણશંકરભાઇએ સ્વર્ગસ્થ વૈદ્યરાજના મિત્ર તરીકેની ફરજ અદા કરવા આ વિચાર વૈદ્યો પાસે મુકયો હતો ને તેજ દિવસે ત્યાં અમદાવાદ વૈદ્ય સભાની પુનઃ સ્થાપના થઇ તે વખતે તેઓએ વૈદ્ય સંમેલન બોલાવવાના સંબંધમાં વિદ્વતાભર્યું ભાષણ કર્યું હતું ત્યારથી વૈદ્ય સભાના દરેક કાર્યમાં તેઓ ઉત્સાહથી ભાગ લેતા આવ્યા છે ને ત્યારથી વૈદ્યસભાની વ્યવસ્થાપક કમીટીમાં પણ સભ્ય તરીકે ઠેઠ સુધી કાયમ રહ્યા છે. ને યથાશક્તિ વૈદ્યસભાની સેવા બજાવી છે.

તેમના પરમ મિત્ર રા. રા. સ્વર્ગસ્થ વૈદ્યરાજ ગણપતીશંકર છોટાલાલ મહેતાની ઇચ્છાથી તેઓએ તેમની સાથે આયુર્વેદ ભિષક્‌ની પરીક્ષામાં બેસી ફર્સ્ટ કલાસ ફર્સ્ટ આયુર્વેદ ભિષક થયા છે તેમજ વૈદ્યસભાની મેનેજીંગ કમીટીના ઠરાવને માન આપીને વૈદ્યસભાનું સંમાનિત વૈદ્ય તરીકેનું સર્ટીફીકેટ પણ લીધું છે ને તેઓએ હોમીઓપથીનો અભ્યાસ કરી કલકત્તાની બોઝ કોલેજનું એચ. એમ. બી. નું પણ સર્ટીફીકેટ મેળવ્યું છે તેઓની શ્રી સ્વામીનારાયણ આયુર્વેદીક સાર્વજનીક દવાખાનામાં વૈદ્ય તરીકેની જાહેર સેવા કરવા નીમણુંક થઇ હતી. પણ હરસની બીમારીને લઈ ને નાદુરસ્ત તબીયતને કારણે ત્યાંથી છુટા થયા છે. ને ત્યારબાદ ખરાબ તબીયતને લીધે વૈદ્ય સભાના કાર્યમાં ભાગ નહિં લઇ શકતા હોવાથી રાજકોટ પોતાને વતન રહેતા હોવાથી શ્રી અમદાવાદ વૈદ્ય સભાને પણ તેમની સેવાનો કાંઇ લાભ આપી શકયા નથી.

# શ્રી વૈદ્યરાજ ગોવિન્દજી ઈશ્વરભાઈ દવે

# આયુર્વેદ રત્નાકર ને ચિકિત્સક ચુડામણી-
# નો જીવન વૃતાંત

મંત્રી. સને ૧૯૨૦,૨૮,૨૯

તેઓશ્રી, જ્ઞાતે ચાતુર્વેદ મોઢ બ્રાહ્મણ છે તેઓ જસદણના વતની : હાલ અમદાવાદમાં છે. એમનો જન્મ તેમના મોસાળમાં આકરૂ નામે એક નાનકડા ગામમાં સં. ૧૯૫૧ના મહા સુદ ૮ ના સુવર્ણ દિને થયો. તેમના જન્મ સમયે તેમના કુટુંબની આર્થીક સ્થીતી મધ્યમ હતી, કુટુંબમાં તેમના દાદા શ્રી. શ્યામજી દાદા હયાત હતા શ્યામજી દાદાની ધર્મ પ્રત્યે લાગણી અને કોમળ હૃદય ખરેખર માન ઉપજાવે તેવા હતા અત્યારે ગોવિંદજીભાઈના બાળપણની નિર્દોષ વાતો સાંભળતાં પણ આપણને માન ઉપજે છે.

જ્યેષ્ટ ગોવિંદજીભાઈ બાળ વયમાંથી સંસ્કારી તથા નમ્રતા ધર્મ પ્રત્યે ધગશ વિગેરેથી ઓતપ્રોત હતા.

તેમને વિદ્યા અભ્યાસની શરૂઆત તગડીની એક ધુડી નિશાળથી કરી. પાંચેક ચોપડીનું જ્ઞાન મેળવ્યું. તે સમયે કેળવણી અર્વાચીન સમય જેટલી પ્રચલીતને બજારૂ ન હતી તેમનું પાંચ ચોપડીનું જ્ઞાન છતાં સંસ્કૃત શોખ ઘણો હતો આ સમય દરમ્યાન તેમના પુજ્ય માતુશ્રીનો સ્વર્ગવાસ થયો.

તેમના પીતાશ્રી તગડીમાં શ્રી મહાપ્રભુજીના મંદીરમાં રહી સેવાપુજા વિગેરે કરી મરજાદ ધર્મ પ્રત્યે મરી પીટતા **स्वधर्मेनिधनं श्रेयः** એ ન્યાય ખરેખર આચરણમાં ઉતારતાને યથાવિધ કુટુંબનું પાલન કરતા ગોવિંદજી ભાઈએ સંસ્કૃતના અભ્યાસની શરૂઆત લીંબડીમાં કરી અને તે અરસામાં શ્રી જસવંતસીંહજી પાઠશાળામાં વિદ્વાન શાસ્ત્રી. શ્રી મહાશંકર ભટ્ટજી જેવા ગુરૂ પાસે રહી જ્ઞાન મેળવ્યું.

આવું નિરાધાર પરાશ્રિત જીવન ત્રણ વર્ષ ગાળ્યું અને સંધ્યા, રૂદ્રિ, તથા અન્ય સંસ્કૃત ગ્રંથોનો અભ્યાસ કર્યો.



વૈદ્યરાજ ગોવિંદજી ઈશ્વરભાઈ દવે
માનદમંત્રી ને કોષાધ્યક્ષ : અમદાવાદ વૈદ્ય સભા

આજે પણ ગોવિંદજીભાઈ ત્રિકાળ, સંધ્યા, હવન વિગેરે નિયમીત કરે છે તે સિવાય તેઓ ભોજન પણ લેતા નથી આ તેમના નિયમીત અને પવિત્ર જીવનનો સાચો પુરાવો છે.

ત્યારબાદ તેઓશ્રી ગુજરાતની રાજધાની અમદાવાદના તીર્થધામ શ્રી સ્વામીનારાયણ મંદીર અંગેની પાઠશાળામાં દાખલ થયા અને વિદ્વાન શાસ્ત્રી શ્રી. ગીરજાશંકરભાઇ પાસે અભ્યાસ સતત ચાલુ રાખ્યો અને અલ્પ સમયમાંજ સિદ્ધાંત કૌમુદી, મેઘદુત, કાવ્ય શ્રૃંગાર, વિગેરેનું જ્ઞાન મેળવ્યું તેમના સંસ્કૃતના અનહદ પ્રેમે તેમને આયુર્વેદ પ્રત્યે પ્રેર્યા.

આયુર્વેદ અને સંસ્કૃતનો સંબંધ સગાભાઈ જેવો છે " ગુરૂ વિના જ્ઞાન નથી " તે નિયમ અનુસાર તેમણે તે વખતના વિદ્વાન વૈદ્યરાજ શ્રી જટાશંકર નાગજી પાસે આયુર્વેદ વિદ્યાનો પ્રારંભ કર્યો, અને પ્રાચીન સમયના શિષ્યોની પ્રણાલીકા મુજબ તેમણે પણ ગુરૂની સુશ્રુષા કરી જ્ઞાન મેળવ્યું.

પાંચેક વર્ષમાં આયુર્વેદનું જ્ઞાન મેળવ્યું અને ખરા રત્નના ઝવેરી મોઢે માગ્યા પૈસા આપે છે તેમ ગોવિંદજીભાઈની ગાંફ સ્ટેટમાં માગણી થઇ મર્હુમ ઠાકોર સાહેબ અમરસિંહજી તથા દિવાન સાહેબનો આગ્રહ છતાં પરાશ્રિત જીવન નકામું છે તેમ જાણી પોતે સ્વતંત્ર દવાખાનું ખોલવાનો વિચાર કર્યો.

અને સં. ૧૯૭૨ માં અમદાવાદ જેવી રાજનગરીમાં એક નાના પાયા ઉપર દવાખાનું ખોલ્યું તે સમયે તેમનામાં સમાજસેવા આયુર્વેદ પ્રત્યેનો પ્રેમ અને પરમાર્થ ઘણાંજ વિકશિત હતાં આ સેવામાં તેમને શ્રીયુત વૈદ્યરાજ અમૃતલાલ ત્રી. શાસ્ત્રી તથા સ્વ૦ ગુરૂજી જટાશંકર નાગજીભાઈનો સંપુર્ણ સાથ હતો.

જેમ આરંભે દુઃખ હોય તેમ ગોવિંદજીભાઇએ શરૂઆતનો સમય ઘણોજ કટોકટીમાં વિતાવ્યો અને શ્રદ્ધા પૂર્ણ ઔષધાલય જારી રાખ્યું.

ચાર વર્ષના ટુકા સમયમાં દવાખાનાને વ્યવસ્થિત કર્યું અને દિનપ્રતિદિન સમાજમાં ખ્યાતી મેળવી તેમના મળતા ધનમાંથી તેમના લઘુબંધુઓને વિદ્યાભ્યાસ કરાવ્યો તે અરસામાં તેમણે શ્રેય સાધક અધીકારી વર્ગના સદગુરૂ શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીનો સત્સંગ થયો.

ત્યારબાદ અમદાવાદમાં વૈદ્યસભા સ્થપાઇ અને તેમને વ્યવસ્થાપક મંડળમાં તેમનું નામ નોંધાવ્યું તેમાં રહી તેમણે વૈદ્ય ભાઇઓનો સહકાર સાધ્યો અને સર્વ કાર્ય સુલભ રીતે પાર ઉતાર્યા અને સર્વનો પ્રેમ મેળવ્યો.

તેમના યોગ્ય કામની યોગ્ય કદર થઈ અને મંત્રીપદની મોંઘી જવાબદારી આવી પડી મંત્રીપદે રહી પાંચ વર્ષ લાગલાગટ પોતાનું જીવન વૈદ્યસેવા અર્થે અનેક નાના વિધ કાર્યોમાં વિતાવ્યું તે વખતે વૈદ્ય નિરિક્ષક કમીટીના સભ્ય થયા તથા કોષાધ્યક્ષ વિગેરેની માનવંતી જવાબદારી પામી પદવી ઉપર રહી

વૈદ્યસભાની સેવા શરૂ રાખી અને અમદાવાદમાં ભરાયેલ ગુજરાત કચ્છ, કાઠીઆવાડ વૈદ્ય સંમેલનના પ્રમુખ સુબાહના ડૉ. શ્રી. પોપટલાલ પ્રભુરામ તરફથી રસશાસ્ત્રના સિદ્ધાંતના સચોટ પુરાવા સાથે રજુ થવા બદલ એક ચંદ્રક તથા પ્રમાણપત્ર મેળવ્યું અને તેમની યોગ્ય કદર થતી ગઈ હું મોટો થઉં અને માન મેળવું તેવા વિચારો તેઓશ્રીને ઉદ્‌ભવતા નથી અને બીજાને માન આપવા પ્રેરાય છે. જેમ રત્નોને સરાણે ચઢાવવાથી પ્રકાશીત બને છે તેમ તેઓની પણ કદર થતી ગઇ અ. ભા. શલ્ય શાલાકય મંડળ તથા સુશ્રુત ભુવન તરફથી તેમને આયુર્વેદ રત્નાકરને ચિકીત્સક ચુડામણીની પદવી પ્રાપ્ત થઈ.

જેમ જેમ સેવા વિશાળ થતી ગઇ તેમ તેમ તેઓ આગળ વધતા ગયા ને અ. ભા. આયુર્વેદ વિદ્યાપીઠની લેવાતી પરિક્ષામાં તેઓ નિરિક્ષક તરીકે દાખલ થયા તે કેન્દ્રમાં ખંતથી ને નિયમથી કામ કર્યે જાય છે તેમજ આયુ-ર્વેદ ભાસ્કર શ્રીમાન અમૃતલાલ ત્રી. શાસ્ત્રીજીની સ્થાપીત ભારદ્વાજ આયુર્વેદ વિદ્યાલયના નિયામક તથા પોષક છે.

તેમણે જ્ઞાનના પ્રચારાર્થે અનેક શિષ્યો તૈયાર કરવા માંડયા જેમાંના આજ કેટલાએક તેમની છત્રછાયા નીચે રહી. વૈદ્ય તરીકેનું જીવન ભોગવી આશીર્વાદ આપે છે.

આજે ગોવિંદજી ભાઈની સૌથી વધારે સેવા કે જે મોઢ સમાજ માટે ચારરથાઈ છે. તે કદી ભુલાય તેમ નથી આજે રાજકોટમાં શોભતી બોર્ડીંગ સ્થાપવાનો હિસ્સો ગોવિંદજીભાઇને જાય છે.

તેમના લગ્ન શ્રી. શાન્તા બેન સાથે સંવત ૧૯૭૭ માં સુરનિવાસ થયાં દશ વર્ષમાં તે સ્વર્ગવાસી થયાં અને તે ઘણાંજ માયાળું, પરોપકારી, તથા ભોળા દિલના હતા તેથી તેમને એક પુત્ર છે ત્યારબાદ બીજા લગ્ન બડીયાદ છગનલાલ ત્રીવેદીને ત્યાં થયો તેમને બે પુત્રો હયાત છે.

અત્યારે ગોવિંદજીભાઈનું કુટુંબ બહોળું છે સર્વ બંધુઓ સાથે સલાહ સંપથી વર્તી પોતે જમીન, જાગીર અને મકાનના માલીક બન્યા છે.

તેમનો દાખલો ઉદાહરણ રૂપ છે. દરેક બંધુએ જીવનમાં ઉતારવા રૂપ છે. પ્રભુ તેમને દિર્ઘાયુષ બક્ષો.

પરિચય કરાવનાર
**છબીલ કુમાર—એમ દવે.**
સુ. પી. કોલેજ. પાટણ.

# સ્વ૦ રાજયવૈદ્ય ભવાનીશંકર રૂગનાથજીનું જીવન ચરિત્ર

પ્રમુખ ૧૯૩૨—૩૩.

( લખનાર : **નટવરપ્રસાદ એન. વૈદ્ય.** )

આપશ્રીના નિવાસ સ્થાન લખતરમાં આપનો જન્મ થયો હતો. આપે સંસ્કૃત તથા ગુજરાતીનું સારૂં જ્ઞાન સંપાદન કરી આપે આયુર્વેદનો અભ્યાસ ગઢડાના સુપ્રસિદ્ધ વૈદ્ય નાનાભટ્ટ પાસે કર્યો હતો. અમદાવાદમાં ૧૯૧૧ ની સાલથી વૈદ્યસભામાં સભ્ય તરીકે ચાલુ થયા હતા. અને અમદાવાદમાં આવી વૈદ્ય તરીકેની આપે પ્રેકટીસ શરૂ કરી હતી.અમદાવાદની અંદર આપની ગણના એક સારા વિદ્વાન અને અનુભવી ચિકીત્સકોમાં થતી હતી. આપનામાં ઉદાર, નીખાલસતા, અને નમ્રતા આદિ અનેક સદ્‌ગુણો હતા જેથી આપને અમદાવાદની વૈદ્યસભાએ, ઉપપ્રમુખ તેમજ પ્રમુખ તરીકે સંવત ૧૯૩૨-૩૩ માં ચુંટી કાઢી પોતાને કૃતકૃત્ય માન્યા હતા, આપે વૈદ્યસભાના પ્રમુખપદે વિરાજી આયુર્વેદ પાઠશાળામાં આર્થિક સારી જેવી મદદ કરી હતી તે ઉપર અનેક વીધ તન, મન, ધનથી વારંવાર વૈદ્ય સભાની સેવા કરી. વૈદ્યસભાની કીર્તિ કલશને ઉજ્વળ બનાવવા આપે અખંડ મહેનત કરી છે. આપે દીન અને અનાથ મનુષ્યો પ્રત્યે ઉદાર ભાવના રાખી અને તેઓની સેવા કરી છે. જે આપની સેવા પરાયણુતાનો તાદશ નમુનો છે. વળી જ્યારે અમદાવાદ શહેરમાં સેરીબ્રો સ્પાઇનલ-મેનીન્જાઈટીસ ( આક્ષેપક જ્વર ) આવ્યો ત્યારે આપની અનુમતિથી તે રોગને દુર કરવા માટે અને તે ન થાય જે માટે આયુર્વેદીક ઉપચારોથી યુકત એવી પત્રીકાઓ છપાવી આપે અને આપના મંત્રીઓએ જાહેર સમાજની અપૂર્વ સેવા બજાવી છે. જે એક ચિરઃસ્મરણીય કાર્ય આપે કર્યું છે. અને જ્યારે જ્યારે આ રોગ માટે આયુર્વેદમાં કાંઈ નથી. એવા વિટંડાવાદ કરનાર પુરૂષોને આપે જડબાતોડ જવાબવાળી બોલતાં બંધ કરી આયુર્વેદની ઉત્તમતા અને પુરાતનતાને સિદ્ધ કરી બતાવી છે. જેથી આજે પણ આપ જેવા વિદ્વાનોથી વૈદ્ય સમાજ ગૌરવાન્વિત બનેલો છે. આવા એક સુયોગ્ય, વિદ્વાન, ધીર, નમ્ર, સેવાભાવી, સ્વાર્થ ત્યાગી ઉદારચારિત્ર અને, સાધુતા પરાયણ, એવા વૈદ્યરાજે આનશ્વર દેહનો ત્યાગ કરી. ને દેવલોક પામ્યા છે. જેથી આજે વૈદ્ય સમાજને એક મહાન વ્યકતીની ખોટ સદંતર સાલે છે. આપે આપની પાછળ બહોળુ કુટુંબ મુકી ગયા છે. જેઓને ભગવાન ધન્વન્તરી આપનાં પગલે ચલાવે અને વૈદ્ય સમાજને સહાય રૂપ થાય એજ આશા સહ વીરમું છું.

# રસાયનાચાર્ય, રસતત્વ કલાનિધિ, રસવૈદ્ય

# નરસીંહલાલ સાંકળચંદનું જીવન ચરિત્ર

## ઉપપ્રમુખ ૧૯૩૨-૩૩

રા. રા. નરસીંહલાલભાઇનો જન્મ પાટડી મુકામે સંવત ૧૯૨૬ ના ભાદરવા વદ ૬ ના રોજ થયો હતો. તેમના પિતાશ્રી તે વખતે પાટડીમાં એક સુપ્રસિદ્ધ વૈદ્ય તરીકે વૈદકનો વ્યવસાય કરતા હતા. બાલ્યકાળમાં વૈદરાજ નરસીભાઇએ ગામઠી નિશાળમાં ગુજરાતી અભ્યાસ કર્યો. અભ્યાસ કરતાં કરતાં પણ પિતાશ્રીના હાથ નીચે વૈદક વિષયોની તાલીમ લેતા હતા. સોળ વર્ષની ઉમરે લખવા વાંચવા પુરતું ગુજરાતી જ્ઞાન મેળવીને તેમના પિતાશ્રીના હાથ નીચે વૈદકનો ધંધો પદ્ધતિસર શીખવા માંડયો. અઢાર વર્ષની ઉમરે એમના પિતાશ્રી બજાણાના નવાબ સાહેબ નસીબખાન સાહેબની દવા કરવા ગયા ત્યાં તેમના પિતાશ્રીએ સ્વતંત્ર દવાખાનું કરી આપ્યું અને દસ વર્ષ સુધી સ્વતંત્ર દવાખાનું કર્યું. બજાણાના હવા પાણી અનુકુળ ન પડવાથી અને વીરમગામના લોકોની સાથે બહુ સહેવાસમાં આવવાથી લોકોના આગ્રહથી વીરમગામ દવાખાનુ શરૂ કર્યું. તેમના પિતાશ્રી આ વખતે વિસનગર પ્રેકટીસ કરતા હતા તેથી અવરનવર વિસનગર તેમને પણ જવા આવવાનું થતું અને તેમના પિતાશ્રી જ્યારે વીરમગામ આવતા ત્યારે તેઓ વિસનગરમાં રહેતા. તેમની ચિકિત્સાથી વિસનગરમાં લોકોને તેમના ઉપર પૂર્ણ શ્રદ્ધા ચોંટી હતી. મુંબાઇના કેટલાક સદગૃહસ્થોના ખાસ આગ્રહથી તેમના પિતાશ્રી મુંબાઈ ગયા અને ત્યાં દવાખાનું ખોલ્યું અને તેમની સાથે નાનાભાઇ તુલસીદાસ ગયા, આ વખતે વિસનગર અને વીરમગામ બન્ને દવાખાના સંભાળતા હતા. મુંબા-ઇમાં કામકાજ બહુ સારૂ ચાલતું હોવાથી અને નાનાભાઇની તબીયત બગડ-વાથી રા. નરસીંહભાઇને મુંબાઈ બોલાવી લીધા. તેમના પિતાશ્રીનું દવાખાનું બારભાઈ મહોલ્લામાં હતું ત્યાં થોડો વખત કામ કરી પોતાનું સ્વતંત્ર દવાખાનું કોટમાં સંવત ૧૯૫૭ ની સાલમાં હોળી ચકલામાં ખોલ્યું. ત્યાં તેઓએ બહુ સારી ખ્યાતિ મેળવી આ અરસામાં તેમના પિતાશ્રીની તબીયત નાદુરસ્ત રહેવાથી તુલશીભાઇને દવાખાનું સોંપી અમદાવાદમાં આવ્યા, તુલસી-ભાઈની તબીયત બગડવાથી તેઓ પણ અમદાવાદ આવ્યા એટલે નરસીંહભાઇ બધા દવાખાના એક કરી મુંબાઇમાં પોતે ચલાવતા સંવત ૧૯૫૧ માં



રસવૈદ્ય નરસીદાસ સાંકળચંદ રસાયનાચાર્ય રસતન્ત્રકલાનિધિ

ચિત્રપ્રાપ્તિ : અમદાવાદ વૈદ્ય સભા

તેમના પિતાશ્રી તથા નાના ભાઇ બન્નેનું આઠ દિવસના અંતરે અવસાન થયું એટલે મુંબાઈનું દવાખાનું બંધ કરી અમદાવાદ નરસીંહભાઈ આવ્યા.

અમદાવાદમાં તેમના પિતાશ્રીના દવાખાનામાં પોતે સંવત ૧૯૬૧ ની સાલમાં શરૂ કર્યું અને અદ્યાપિ પર્યંત એક સુપ્રસિદ્ધ વૈદ્યરાજ તરીકે કાર્ય કરી રહ્યા છે. સને ૧૯૧૨ ની સાલમાં અમદાવાદ વૈદ્યસભાની સ્થાપના વખતે તેઓ કાર્યકારિણી સમતિના સભ્ય હતા. વનસ્પતિ વિષેના અને પારદ વિષયના ગ્રંથોનો તેમને અવલોકન કરવા માંડયું હતું. ઔષધ પ્રક્રીયા જ્ઞાનમાં તેઓ કુશળ છે.

કાશીના સુપ્રસિદ્ધ રસવૈદ્ય પંડિત શ્યામસુંદરાચાર્ય પારદ પ્રકરણ વિષે ગુજરાતી વૈદ્યો સાથે ચર્ચા ચલાવતા તે વખતે તેઓ ખુબ રસ લેતા હતા. રસૌષધિઓનો વિષય તેમણે પસંદ કરી તેમાં ખૂબ પ્રગતિ મેળવી છે.

સને ૧૯૨૩ની સાલમાં વૈદ્યસભાની પુનરચના થઇ ત્યારથી આજસુધી વૈદ્યસભાના સભ્ય છે વૈદ્યસભાનું સંમાનિત વૈદ્યનું પ્રમાણુપત્ર મેળવ્યું છે. ૧૯૨૫ની સાલમાં પ્રથમ પ્રાંતિક સંમેલન વખતે તેમણે પારદનો નિબંધ લખી રૌપ્યચંદ્રક મેળવ્યો છે. અમદાવાદ વૈદ્યસભા સમક્ષ ધાતુઓમાંથી સત્વ પાતન-ક્રિયા આખા વૈદ્યસમાજ સમક્ષ કરી બતાવી હતી અને વૈદ્યસભાના તે વખતના પ્રમુખ શ્રીમાન રાજ્યવૈદ્ય એસ. એમ. શર્માજીએ સુવર્ણપદક અર્પ્યો હતો.

વડોદરાના પ્રાંતિક સંમેલન વખતે સિદ્ધરસૌષધિઓ પ્રદર્શનમાં મુકી હતી તેની ઉત્તમતા માટે પ્રદર્શન સમિતિએ સુવર્ણચંદ્રક આપ્યો છે. અમદાવાદ વૈદ્યસભાના તેઓશ્રી ઉપપ્રમુખ હતા અને દર રવિવારે ભરાતી સામાન્ય સભામાં હાજરી આપતા અને હાજર રહેલા સભ્યો અનુભવી ઉપાયોની આપલે કરતા અને રસમય ચર્ચાઓ કરતા તેમનું રસ સંબંધીનું જ્ઞાન વિશાળ છે. નિખિલ-ભારત વર્ષીય વૈદ્ય સંમેલન ૨૫ માં અધિવેશન અમદાવાદ પ્રદર્શન વિભાગમાં સ્વાગત સમિતિએ રસશાળા ઉભી કરાવી તેમાં કુપિસ્થ રસાયનો તથા ધાતુમાંથી સત્વોનું પાતન કરવાની ક્રિયાઓ વૈદ્યસમાજમાં બતાવાને માટે ખાસ અધ્યક્ષપદે મુકવામાં આવ્યા હતા અને તેમાં તેઓએ ક્રિયાકુશળ તરીકેની નામના મેળવી. અમદાવાદના આયુર્વેદ હિતવર્ધક મંડળના અધ્યક્ષ વૈદ્યરાજ દામોદરસ્વામિ તેમની હસ્તક્રિયા કુશળતાથી પ્રસન્ન થઇ જાહેર મેળાવડા સમક્ષ રસ.યનાચાર્યની પદવી આપી છે. આ જીંદગીનો પોતાને ભરોસો નહિ હોવાથી પોતાના ઇષ્ટ મિત્રો અને વૈદ્યબંધુઓને પોતાને ત્યાં નિમંત્રણ કરી એક આનંદ ભોજનનો સમારંભ ખુબ ઠાઠમાઠથી કર્યો હતો. છેવટે નિખિલ ભારતવર્ષીય શલ્ય શાલાક્ય મંડળ તરફથી તેમને રસ તત્વ કલાનિધિની પદવી અર્પણ કરવામાં આવી છે. રા. નરસીંહભાઇ સ્વભાવે સરલ, માયાળુ શાંત અને વિવેકી છે. સામાજીક કાર્યમાં આગળ પડતો ભાગલે છે અને વૈદ્યસભાના કાર્યોમાં અવારનવાર સહાય કરે છે પરમાત્મા આ વૃદ્ધ વૈદ્યની જીંદગી વૈદ્યસભાની સેવા કરવા વધુ બક્ષે તેમના બે ચીરંજીવી વૈદક ધંધામાં છે મોટા ૪૫ વર્ષની ઉમરના રા. વલ્લભભાઇ નરસીભાઇ તથા હરિલાલ નરસીંહભાઈ રસવૈદ્ય ભૂષણુ કે જેઓ તેમના પિતાશ્રી સાથે રહી ભઠ્ઠી વિગેરેનું સારૂ કામ કરી બધી દવાઓ, રસો વિગેરે બનાવે છે અને ભિષકની પરીક્ષામાં પણુ બેઠા છે.

# વૈદ્યશાસ્ત્રી પુરૂષોત્તમપ્રસાદ અમૃતલાલ જાની ભિષગાચાર્યના જીવનની રૂપરેખા.

[ મંત્રી સને ૧૯૩૨–૩૩–૩૪ ]

લેખક : પરશુરામ અંબાલાલ રાવળ " વૈદ્યરત્ન ".

સંચાલક : સ્વ. ગુરુજી વૈદ્યરાજ શાંભવમુની ઔષધાલય હુલવદ.

હાલ–અમદાવાદ.

**गुणिनि गुणज्ञो रमते नागुणशीलस्य परितोषः ।**
**अलिरेती वनात्कमलं न दर्दुरस्त्वेक वासोऽपि ॥**

શ્રીયુત વૈદ્યરાજ અમતલાલ ત્રિભુવન શાસ્ત્રીના સુપુત્ર સદ્વૈદ્યરત્ન શ્રીમાન્ પુરૂષોત્તમપ્રસાદ વૈદ્યશાસ્ત્રીનો જન્મ વિ. સં. ૧૯૬૬ ના અશ્વિન પ્રતિપત્તિ મંગળવાર ઈ. સ. ૧૯૧૦ ના અકટોબરની ૧૦ તારીખે થયો હતો આ તરુણ વૈદ્યને ગર્ભમાંજ વૈદ્યના સંસ્કાર મળ્યા છે. ને આયુર્વેદના ઉંડા અધ્યનથી આજ દિવસ સુધીમાં પરિપુષ્ટ થયા છે ને થતાં જાય છે.

તેમનો બાલ્યકાળ અમદાવાદમાં વિત્યો. આયુર્વેદના સંસ્કારો અને ઉચ્ચ ગૃહસ્થ જીવનના સાંસ્કારિક વાતાવરણની ગોદમાં તેમણે ગુજરાતીનો અભ્યાસ કર્યો. બાલ્યાવસ્થામાંજ વૈદ્યશાસ્ત્રીની વકતૃત્વ શક્તિ સારી હતી. તેમણે અંગ્રેજીનો અભ્યાસ મેટ્રીક સુધીનો કર્યો છે. ગીર્વાણ ભાષા પ્રત્યેનો તેમનો અનુરાગ તથા દૃઢ સંસ્કારો તેમના પિતામહ ત્રિભુવનશાસ્ત્રીના બીજારોપણનું જ શુભ પરિણામ હતું. ગુજરાતીનો અભ્યાસ પૂર્ણ કર્યા પહેલાંજ અને અંગ્રેજી અભ્યાસની શરૂઆતમાંજ તેમને સરસ્વતીના આજીવન ઉપાસકો–વેદ શાસ્ત્રસંપન્ન શાસ્ત્રીજી લલ્લુભાઇ લક્ષ્મીશંકરભાઇ સંસ્કૃતધુરીણ તથા સ્વામીનારાયણ પાઠશાળાના મૂખ્ય અધ્યાપક શાસ્ત્રીજી ગીરિજાશંકર લક્ષ્મીશંકર વિદ્યાવાચસ્પતિના ગાઢ સંપર્કમાં રહેવાનો સુયોગ પ્રાપ્ત થયો અને તેથી સંસ્કૃત સાહિત્ય પ્રતિ તેમને એવો અનુરાગ બંધાયો કે આજે તેઓ આયુર્વેદ શાસ્ત્રના મુખ્ય સર્વ આકરા ગ્રંથો વાંચી વિચારી પોતાના મૌલિક ચિન્તનથી સમૃદ્ધ કરી રહ્યા છે. એટલુંજ નહિ પરંતુ પોતાનો સંસ્કૃત સાહિત્યનો ઉંડો અભ્યાસ દિનપ્રતિદિન વધારવાનો અવસર કદી ચૂકતા નથી.

સજ્જનતા, ધૈર્ય, મનુષ્ય માત્ર પ્રત્યે સહાનુભૂતિ અને નિરાભીમાન વિગેરે ઉચ્ચ ગુણો તેમનામાં સુદૃઢ થયા છે.



વૈદ્યશાસ્ત્રી પુરૂષોત્તમપ્રસાદ અમૃતલાલ જાની
વૈદ્યરત્ન ભિષગાચાર્ય
માનદમંત્રી : અમદાવાદ વૈદ્ય સભા
ગુ. કે. કાઠિઆવાડ સ્થાયીફંડના મંત્રી

શ્રીયુત્ વૈદ્યશાસ્ત્રી પુરૂષોત્તમપ્રસાદે ગુજરાતી સાહિત્યપ્રતિ પ્રેમ પણ કેળવ્યો છે અને વળી આપણી માતૃભાષા ગુજરાતીમાં જ લેખો વિગેરે લખી બેસી નથી રહ્યા, પરંતુ હિંદીમાં પણ તેઓએ લખ્યું છે અને હિંદી ઉપર તેમનો સારો કાબુ છે. ગુજરાતી ભાષામાં કાવ્યો, લેખો સારી રીતે લખવા બદલ તેમને પારિતોષકો પણ મળ્યા છે.

" **पुत्रादिच्छेत्पराभवम्** " એ સુક્તિને શ્રીયુત્ પુરુષોત્તમપ્રસાદ વૈદ્યશાસ્ત્રીએ જાણે અર્થવતી કરી છે. તેમને પેઢીઉતાર આયુર્વેદના સંસ્કાર તેમના પિતાશ્રી શ્રીમાન અમૃતલાલભાઈ ત્રિભુવન શાસ્ત્રી તરફથી ગર્ભ સંસ્કાર રૂપે પરિણમતા મૂળથી જ પરિપુષ્ટ ને દૃઢ થએલ છે. તેમના સંસ્કૃત અધ્યાપક શાસ્ત્રીજી લલ્લુભાઇ સંસ્કૃત ધુરીણ આયુર્વેદના સારા વિદ્વાન છે. તેમની પાસે, ત્યાર પછી પાટણ આયુર્વેદિક કોલેજના હાલના પ્રિન્સીપાલ નાગરલાલ મોહનલાલ પાઠક આયુર્વેદાચાર્યની પાસે, આયુર્વેદના મુખ્ય ગ્રંથોનું અધ્યયન કરવાનું સદ્ભાગ્ય તેમને પ્રાપ્ત થયું. વળી તેમણે થોડો સમય વૈદ્યરત્ન લક્ષ્મીશંકર રામકૃષ્ણ શાસ્ત્રી પાસે પણ આયુર્વેદના કેટલાક ગ્રંથોનું વાંચન કર્યું છે. આ પ્રમાણે આયુર્વેદની સશાસ્ત્રીય ઉપાસના અને તેમના પૂજ્ય પિતાશ્રીના ઔષધાલયમાં દૃષ્ટ કર્મવ્યતાને લઈ તેઓ નાની વયમાં જ એટલે ઈ. સ. ૧૯૩૧ માં નિ. ભા. આયુર્વેદ વિદ્યાપીઠની ભિષક્ પરિક્ષામાં પ્રથમ શ્રેણીમાં અને ઈ. સ. ૧૯૩૨ માં વડોદરા રાજ્યની આયુર્વેદ મધ્યમા દ્વિતીય શ્રેણીમાં ઉત્તીર્ણ થયા છે. વળી નિ. ભા. આયુર્વેદ વિદ્યાપીઠની પરીક્ષામાં પરીક્ષક તથા નીરીક્ષક તરીકે તેમની નિયુક્તિ અવારનવાર કેટલાક વર્ષો થયાં થાય છે. તેમના પૂ. પિતાશ્રીએ સ્થાપેલ ભારદ્વાજ આયુર્વેદ વિદ્યાલયમાં અધ્યાપકનું કાર્ય પણ આ યુવાન વૈદ્યરાજ ઘણો વખત થયા સંભાળે છે. એ રીતે વૈદ્યસમાજ અને સામાન્ય જનતાની મહામુલી સેવા કરે છે.

પરંતુ તેમની સૌથી લાક્ષણિક સિદ્ધિ તો તેમણે કરેલાં પૂર્વ અને પાશ્ચાત્ય વૈદ્ય વિદ્યાના અન્વેષણ અને સમન્વયમાં છે, છેક ઇ. સ. ૧૯૨૬–૨૭ થી તેઓ આ બાબતમાં રસ લે છે. શેઠ મંગળદાસ ગીરધરદાસના પ્રજાહિતાર્થ દવાખાનાના અને પાર્વતી બાઈ પ્રસુતિ ગૃહના ડોકટર ચુનીલાલ જેકીસનદાસ, ડોકટર નરભેશંકર વિદ્યારામ દવે M. B. B. S. વિગેરે પાસે રહી તેઓએ પાશ્ચાત્ય વૈદ્યકના મુખ્ય અંગો પૈકી ચિકિત્સા, નિદાન, દ્રવ્યગુણ શૈલ્યશાલાક્ય વિગેરેનો પ્રત્યક્ષ અનુભવ મેળવ્યો છે. દાદા તરીકે મશહુર, બી. જે. મેડીકલ સ્કુલના મેટેરિયા મેડીકાના શીક્ષક ડોકટર પ્રભાશંકર રામચંદ્ર દ્વિવેદી તેમની પાસેથી પાશ્ચાત્ય વૈદકનું આવશ્યક જ્ઞાન સંપાદન કર્યું છે. શ્રીયુત પુરૂષોત્તમભાઈ તેમના મિત્ર અને વનસ્પતિ સંશોધક વૈદ્યરાજ શીવશંકર પ્રાણશંકર શુકલ સાથે સીવીલ હોસ્પીટાલમાં જતા અને શવચ્છેદનની ક્રિયામાં બહુ રસપૂર્વક અભ્યાસની દૃષ્ટિએ ભાગ લેતા. આ પ્રમાણે અભ્યાસનું પરિણામ આયુર્વેદના મર્મજ્ઞોને આનંદ પમાડે તેવું આવ્યું છે.

" મધુપ્રમેહ ". " હિસ્ટિરિયા ", ( હીન્દી ) " પ્રાચીન અને અર્વાચીન રસશાસ્ત્ર તુલનાત્મક દષ્ટિએ " " શલ્યશાસ્ત્ર ", ( હીન્દી ) ( સર્જરી ઇન આયુર્વેદ ) " આયુર્વેદકા હ્રાસ કિન્ કિન્ કારણોસે હુઆ " " આયુર્વેદ પ્રત્યે વૈદ્યો અને પ્રજાજનોનું કર્તવ્ય ", ઇત્યાદિ નીબંધો અને લેખો આ અભ્યાસના પરિણામરૂપે પરિણામ છે. અને તેની સારી કદર વૈદ્ય સમાજમાં, મહાસંમેલનોમાં અને પ્રાંતીય સંમેલનોમાં સુવર્ણ ચંદ્રકોથી, રૌપ્ય ચંદ્રકોથી, ઉચ્ચશ્રેણીના પ્રમાણપત્રોથી અને પ્રસંશાપત્રોથી થઇ છે. તેમને વૈદ્યકીય સંસ્થાઓ તરફથી " **वैद्यरत्न** અને **भिषगाचार्य** "ની માનદ્ પદવીઓથી અલંકૃત કરવામાં આવ્યા છે.

આ તરુણ વૈદ્યની બહુ વિધ સામાજીક પ્રવૃતિઓથી તેમની કારકીર્દિ દિનપ્રતિદિન ઉજ્જવળ બની છે. હાલની અમદાવાદ વૈદ્યસભાના પુર્નજીવન સમયની તેમની સેવાઓ ચીરંજીવ રહેશે. વળી વૈદ્ય સભાની પુસ્તકાલય કમીટિના મંત્રી તરિકે તેમની સેવાઓ કેટલાંક સમય સુધી ચાલુ હતી તે સુવિદીત છે. વૈદ્ય સભાની પાઠશાળાના અધ્યાપક શ્રીમાન્ વૈદ્યરાજ અંબાશંકર નાગજીભાઇ રજા ઉપર ગયા ત્યારે તેઓએ કોઇપણ પ્રકારના બદલા સિવાય મહિનાઓ પર્યંત સેવા આપી છે તે વૈદ્ય સમાજને જ્ઞાત છે, તદુપરાંત વૈદ્ય સભાના વ્યવસ્થાપક મંડળના સભ્ય તરિકે કેટલાય વર્ષોથી તેઓ શ્રી ચાલુ છે. અમદાવાદ વૈદ્યસભાના માનદ્ મંત્રી તરિકની તેમની ત્રણ વર્ષ સુધીની ઉજ્જવળ કારકીર્દિ ભરી સેવા કોઇથી અજાણી નથી.

અમદાવાદમાં ભરાએલ નિખિલ ભારત વર્ષીય આયુર્વેદ...મહા મંડલનું પચીસમું અધીવેશન અને ગુજરાત કચ્છ કાઠીયાવાડ પ્રાંતીય વૈદ્ય સંમેલનના છઠ્ઠા અધિવેશન વખતે મહા સંમેલનના સંયુકત મંત્રી તથા મંડળ વ્યવસ્થાપક સમીતિના પ્રધાન મંત્રી તરિકે તેમની સેવાઓ ઘણી છે, વૈદ્ય સભાના આનંદ ઉત્સવ તથા શ્રીયુત રાજવૈદ્ય એસ. એમ. શર્માજીના માનપત્ર વખતના સમારંભની યોજના તથા વ્યવસ્થા શ્રીમાન્ પુરૂષોત્તમપ્રસાદ વૈદ્યશાસ્ત્રીએ તેમના પરમમિત્ર શ્રીયુત નટવરપ્રસાદ નારાયણશંકરના સહયોગથી સુંદર રીતે કરી હતી. વૈદ્ય સભાના પ્રતિનીધી તરિકે તેમણે મહાસંમેલનો તથા પ્રાંતીય સંમેલનોના અધિવેશનો વખતે હાજરી આપી વૈદ્ય સભાના પ્રચાર માટે સંગીન કાર્ય કરી બતાવ્યું છે, રજીસ્ટ્રેશન એકટ અને આસવારિષ્ટ ઉપર સરકારના પ્રતિબંધનો પ્રતિકાર કરવા માટેના કાર્યમાં તેમણે પૂરતો સાથ આપ્યો છે. એટલુંજ નહિ પણ મુંબઇ ઇલાકાના જુદા જુદા શહેરો અને તેની વૈદ્ય સભાઓને અમદાવાદ વૈદ્ય સભાની સહયોગી બનાવી છે. ઉપરોકત કાર્ય માટે અમદાવાદ વૈદ્યસભાના પ્રતિનિધિ તરિકે તેમણે ગુજરાતનાં મુખ્ય શહેરોમાં જઇ અમદાવાદ વૈદ્યસભાની કાર્ય પદ્ધતિ અને ધ્યેય પ્રાપ્તિનો સંદેશ આપી ઘણોજ સરસ પ્રચાર કર્યો છે. અને સંગઠન સાધ્યું છે.

શ્રી ગુજરાત કચ્છ કાઠીયાવાડ વૈદ્ય મંડળ અને સ્થાયી સમીતિના પ્રતિનીધિ તરિકે મુંબઇ ઇલાકાના વૈદ્યોનું મંતવ્ય અને માગણીઓ રજુ કરવા

મુંબઇ ધારાસભાની રજીસ્ટ્રેશન સંબંધેની સીલેક્ટ કમીટી તથા પ્રધાન સમક્ષ જે ડેપ્યુશન ગયેલું જેમાં વૈદ્યશાસ્ત્રી પુરૂષોત્તમપ્રસાદ પણ સામેલ હતા

સંવત ૧૯૯૪ ના ધન્વન્તરી મહોત્સવ વખતે તેઓશ્રીએ "સ્ત્રીઓ અને બાળકોના સ્વાસ્થય" ઉપર જે વ્યાખ્યાન આપ્યું હતું તેની શ્રોતાઓએ તથા "વૈદ્યકલ્પતરૂ" માસીકે પણ મુકત કંઠે પ્રશંસા કરી હતી.

વૈદ્યશાસ્ત્રી પુરૂષોત્તમપ્રસાદે વૈદ્યસભા તરફથી આક્ષેપકજ્વર માટે આયુર્વેદ પદ્ધતિ પ્રમાણે આ રોગના નિદાન તથા ચિકિત્સાનો પ્રજામાં પત્રિકાઓ બહાર પાડી બહોળો પ્રચાર કર્યો.

મર્હુમ મુરબ્બીશ્રી નારાયણશંકરભાઇ પ્રાણાચાર્ય જેવા વિદ્વાન વૈદ્યરાજે તેજ અરસામાં તેજ રોગ સંબંધે સંપૂર્ણ વિગત પુરૂં પાડતું પુસ્તક બહાર પાડયું છે અને તેની પ્રસ્તાવનામાં આ તરૂણ વૈદ્યની સેવાનો અંગુલી નિર્દેશ પ્રશંસનીય કાર્યકર્તા તરીકે ઉદાર ભાવે નોંધ લઇ કર્યો છે. મુરબ્બી શ્રી નારાયણશંકર દેવશંકર પ્રાણાચાર્યનો તેમના ઉપર સ્નેહ અસીમ હતો. તેઓશ્રી હંમેશાં તેમને જ્યારે મળે ત્યારે કેમ શાસ્ત્રી એમ કહીને જ સંબોધતા.

વૈદ્યશાસ્ત્રી પુરૂષોત્તમપ્રસાદ અમૃતલાલ જાનીની ગુજરાત કચ્છ કાઠીયાવાડ વૈદ્ય મંડળ તથા સ્થાયી સમીતિના મંત્રી તરીકેની સતત્ ત્રણ વર્ષની સેવાઓ પ્રશંસનીય છે કે જે તાજેતરમાં મુંબઇ સંમેલન વખતે પ્રસિદ્ધ થયેલા રિપોર્ટની કાર્યનોંધ ઉપરથી માલુમ પડે છે.

અમદાવાદ વૈદ્યસભાની તેમની સેવાઓ વૈદ્યસમાજ તથા જનસમાજને જાણીતી છે.

ગુજરાત કચ્છ કાઠીયાવાડ વૈદ્યમંડળ અને સ્થાયી સમીતિના પ્રમુખ તથા અમદાવાદ વૈદ્યસભાના પ્રમુખશ્રીઓ તરફથી વૈદ્યરાજ પુરૂષોત્તમપ્રસાદની આયુર્વેદ ક્ષેત્રમાંની વિધવિધ સેવાઓના પ્રતિક તરીકે સુવર્ણચંદ્રકો એનાયત કરી જે કદર થઇ છે. તે ખરેખર યોગ્ય અને સમયસરની છે.

આજ છેલ્લા અગીયાર વર્ષથી તેઓ મુંબઇનીવાસી શેઠ પ્રેમચંદ મોતીચંદના માતુશ્રી શ્રીમતિ રૂપાબાઇ તથા તેમના વિધવા શ્રીમતિ ચંપાબાઇ સ્થાપિત ધર્માદા દવાખાનામાં વૈદ્ય તરીકે કામ કરે છે. વૈદ્યના આવશ્યક ગુણ—**गतस्पृहो धैर्यधीरो दयालुः**—એ બધાના કારણે દરદીઓના તે અતીવ પ્રેમપાત્ર બન્યા છે. સંગ્રહણી, ઉદરરોગ સ્ત્રીઓ અને બાળકોના ખાસ વ્યાધિ, મધુપ્રમેહ, સુતિકારોગ અને હીસ્ટીરીયા વિગેરેનો બહોળો અને પ્રત્યક્ષ અનુભવ તેમણે પોતાની કારકીર્દી દરમીયાન મેળવ્યો છે. તેઓ આયુર્વેદ શાસ્ત્રના ખાસ હિમાયતી છે. છતાં બીજા પાશ્ચિમાત્ય વૈદ્યકશાસ્ત્રોના સત્ય અને હિતકર સિદ્ધાંતોનું જીજ્ઞાસુવૃત્તિથી બારીક અવલોકન અને ગ્રહણ કરવાનું ચુકતા નથી.

પરમાત્મા આ તરૂણ વૈદ્યરત્નના જ્ઞાનવૃક્ષ અને સેવાવૃક્ષને ખૂબ વિકસાવે અને નવપલ્લવિત કરી તેના મીઠા ફળોનો આસ્વાદ જનસમાજ તથા વૈદ્યસમાજને ચખાડે. વિશ્વનીયંતા પરમકૃપાળુ પરમેશ્વર તેમને આરોગ્યમય દીર્ઘાયુ અર્પે **इतिशम्**

# વૈદ્યરાજ અમૃતલાલ ત્રિભુવન શાસ્ત્રી આયુર્વેદ ભાસ્કર, ભિષક શીરોમણીના જીવનની રૂપરેખા.

[ પ્રમુખ અને માનદ્ પ્રમુખ ૧૯૩૪—૩૫—૩૬ ]

લેખક : પરશુરામ અંબાલાલ રાવળ "વૈદ્યરત્ન"

સંચાલક : સ્વ. ગુરુજી વૈદ્યરાજ શાંભવમુની ઔષધાલય—હલવદ.

હાલ—અમદાવાદ.

**भिषजां साधु वृत्तानां, भद्रमागम शालिनाम् ।**
**अभ्यस्तकर्मणां भद्रं, भद्रं भद्राभिलाषिणाम् ॥**

હળવદ ઉદીચ્ય જ્ઞાતિના સર્વશ્રેષ્ઠ વિદ્વાન, સંસ્કૃત સાહિત્ય વ્યાકરણ અને મંત્રશાસ્ત્રના અનન્ય મર્મજ્ઞ, સ્વનામ ધન્ય સ્વર્ગસ્થ ત્રિભુવનને પ્રાણજીવન શાસ્ત્રીને ત્યાં શ્રીમાન્ વૈદ્યરાજ અમૃતલાલભાઇનો જન્મ વિ. સં. ૧૯૩૯ ના ફાલ્ગુન શુકલ તૃતીયાને દિવસે થયો હતો. બાલ્યકાળમાં પોતાના વતનમાં ગુજરાતીનો અભ્યાસ પૂર્ણ કર્યા પછી શ્રીયુત્ અમૃતલાલ શાસ્ત્રીએ પોતાના પૂ. પિતાશ્રી પાસે સંસ્કૃતનો સારો અભ્યાસ કર્યો એટલુંજ નહિ, પરંતુ વંશ-પરંપરા પ્રાપ્ત આયુર્વેદના સંસ્કારોનું બીજારોપણ કર્યું. વિશેષમાં આ સંસ્કારો કાઠિયાવાડના લબ્ધ-પ્રતિષ્ઠત યશસ્વી વૈદ્યરાજ ભાણજીભાઇ મુળજીભાઇના પાસે રાજકોટમાં આયુર્વેદ શાસ્ત્રનું અધ્યયન અને અનુભવથી રૂઢ થયાં પરિણામે આજથી ૩૧—૩૨ વર્ષ પૂર્વે અમદાવાદમાં તેઓશ્રીએ "અમૃત—ઔષધાલય" શરૂ કર્યું અને આજ દિવસ સુધી તેમની સેવા અમદાવાદની પ્રજા લઇ રહી છે.

આયુર્વેદ ક્ષેત્રમાં પ્રવેશ કરતાંજ તેમની સર્વ તો મુખ પ્રવૃતિ અને સેવાથી વૈદ્યસમાજ વાકેફ થયો છે. આજે તે પ્રવૃતિઓ અને સેવાઓ અનેક રૂપે પાંગરી છે, વિસ્તરી છે ને તેનું સાતત્ય અતુટ છે.



વૈદ્યરાજ અમૃતલાલ ત્રિભુવન શાસ્ત્રી આયુર્વેદભાસ્કર ભિષક્શિરોમણિ
પ્રમુખ, માનદપ્રમુખ : અમદાવાદ વૈદ્ય સભા
ડીસ્ટ્રીક્ટ લોકલબોર્ડ આયુર્વેદિક ડીસ્પેન્સરી કમિટીના સભ્ય

પ્રથમ તો આયુર્વેદશાસ્ત્ર તથા વૈદ્યસમાજની ઉન્નતિ પ્રચાર તથા ઐક્ય માટે કોઈ સંસ્થાની જરૂરીયાત હતી તે પ્રસંગે સ્વ. શ્રીયુત્ વૈદ્યરાજ બાપાલાલભાઈ, સ્વ. શ્રીયુત્ વૈદ્યરાજ હેમરાજભાઈ સ્વ. શ્રીયુત્ વૈદ્યરાજ નારાયણ. શંકર પ્રાણાચાર્ય વિગેરે મહારથીઓના સહકાર્ય કર્તા તરિકે અમદાવાદ વૈદ્ય સભાની આદ્ય સ્થાપનામાં મુખ્ય હિસ્સો આપ્યો. ત્યાર પછીના થોડા વર્ષો બાદ સભાના કાર્યમાં મંદ ઉત્સાહ થયો તે વખતે સભાના પુનરૂત્થાનમાં પણ તેઓશ્રીએ બીજા કાર્યકરોને પોતાથી શકય તેટલી સેવા આપી; તેના પરિણામે આજે આપણે વૈદ્યસભાની હાલની પરિસ્થિતિ જોવા ભાગ્યશાળી નિવડયા છીએ. તેઓશ્રીની કાર્ય સિદ્ધ કરવાની કુશળતા તથા એકનિષ્ઠ સેવાઓની ધગશને લઇ વૈદ્યસભા તથા સમાજને પોતાની સેવા વિધવિધ દરજ્જાઓથી આપી શકયા છે. વૈદ્યસભાના મંત્રીપદથી આરંભી ઉત્તરોત્તર કોષાધ્યક્ષ પાઠશાળા, કમિટિના ચેરમેન પ્રમુખશ્રી વિગેરે સ્થાનોએ પોતાની સેવા તેમણે સંસ્થાને અર્પણ કરી છે. હાલમાં પણ તેઓશ્રી વૈદ્યસભાના માનદ પ્રમુખશ્રી તરીકે સભાની અનેકવિધ પ્રવૃત્તિઓમાં પોતાનો સહયોગ આપી રહ્યા છે. વૈદ્યસમાજનું ભાગ્યે જ કોઈ એવું કાર્ય હશે કે તેમાં તેમનો અગ્રગણ્ય સહયોગ ન હોય.

તેઓશ્રીના પ્રમુખપદ દરમીયાન અમદાવાદ વૈદ્યસભાના બે ગૌરવાસ્પદ પ્રસંગો બન્યા તેનો ઉલ્લેખ કરવો જ જોઇએ પ્રથમ તો અમદાવાદના આંગણે વૈદ્યસભા આમંત્રિત શ્રી નિખીલ ભારત વર્ષીય આયુર્વેદ મહામંડળનું ભરાયેલું ૨૫ મું અધીવેશન અને તેનો ૨૦૮ત મહોત્સવ તથા શ્રી ગુજરાત કચ્છ કાઠીયાવાડ વૈદ્યસંમેલનનું ૬ઠું અધિવેશન કે જે વૈદ્યશાસ્ત્રી અમૃતલાલભાઈ તથા મર્હુમ મુરબ્બીશ્રી નારાયણશંકરભાઇની પ્રેરણા અને અનુરોધનું જ પરિણામ હતું. ઉપરોકત પ્રસંગનો યશ તે મહાનુભાવોને જ ઘટે છે.

મુરબ્બીશ્રી અમૃતલાલભાઈનું ગુજરાત, કચ્છ, કાઠીયાવાડ વૈદ્યસંમેલનના સ્વાગતાધ્યક્ષ તરીકેનું મનનીય ભાષણ સ્થાનીક અને બહારના વર્તમાનપત્રોમાં તથા વૈદ્યસમાજમાં તથા જનસમાજમાં સારી પ્રશંસાને પામ્યું છે.

નિખિલ ભા. વ. આ. મ. મંડલના બનારસ અધીવેશનના પ્રમુખશ્રી તરીકે શ્રીયુત્ નારાયણશંકરભાઈ પ્રાણાચાર્યની પ્રમુખ તરીકે વરણી થઇ ત્યારે આ જ્ઞાનવૃદ્ધ અને વયોવૃદ્ધ ભાઈ મહાનુભાવના મિત્ર અને ઉત્સાહી સ્નેહી તથા વૈદ્યસભાના પ્રમુખશ્રી તરીકે શ્રીમાન્ અમૃતલાલભાઈ શાસ્ત્રીનો તે કાર્ય પ્રસંગોમાં મોટો હિસ્સો હતો અમદાવાદ વૈદ્યસભા આવા પ્રસંગોને માટે ગૌરવ લઈ શકે છે.

આ ઉપરાંત શ્રી નિ. ભા. આ વિદ્યાપીઠની પરિક્ષાઓમાં પરિક્ષક તથા નિરીક્ષક તરીકે અને ગુજરાત કચ્છ કાઠીયાવાડ વૈદ્ય સંમેલનના પ્રથમ અધિવેશન વખતના ઉત્સાહી કાર્યકર્તા તરિકે તથા નાની મોટી અનેકવિધ વૈદ્ય સમાજની પ્રવૃતિના સાચા સહાયક અને શુદ્ધ આયુર્વેદ પ્રણાલીના નૈષ્ઠિક

આજીવન ઉપાસક તરીકે તેમની સેવાઓ વૈદ્યસમાજ અને જનસમાજ પ્રતિ અનેક છે. પોતાની અમૂલ્ય સેવા તેઓશ્રી "શ્રીમતિ રૂપાબાઈ અને ચંપાબાઇ" સ્થાપીત આયુર્વેદ ઔષધાલયમાં ઘણા વર્ષો સુધી આપી ચૂકયા છે. તેવી જ રીતે તેઓએ મજુરોના પ્રાણ સમાન શ્રીમતિ અનસુયા બ્હેન અને શ્રીયુત્ શંકરલાલ બેન્કર સાથે રહી સામાન્ય જનતાને આરોગ્ય પ્રાપ્તીનો મહામાર્ગ શુદ્ધ આયુર્વેદ પદ્ધતિએ બતાવ્યો છે. આ બહુવિધ કલ્યાણકારી પ્રવૃતિથી તેઓની વરણી અમદાવાદ જીલ્લા લોકલબોર્ડની જનરલ આયુર્વેદ કમિટિના સભ્ય તરીકે થઈ છે અને હાલ પણ તે સેવા તેઓ કરી રહ્યા છે. તેમના હાથ નીચે ચાલતાં ભારદ્વાજ આયુર્વેદ વિદ્યાલયમાં કેટલાય વૈદ્યો તૈયાર થઈ સુખે જીવનનીર્વાહ કરે છે ને આયુર્વેદનું અંતિમ ધ્યેય, સમાજ સેવા કરે છે.

તેમની પ્રકીર્ણ વૈદ્યસમાજની સેવાનો તો અંગુલીનિર્દેશ માત્ર કરી હું સંતોષ માનું છું તેઓ ગાંગેયા રાજ્યના પ્રથમ પંક્તિના સનંદી વૈદ્ય છે. "આયુર્વેદ ભાસ્કર" અને "ભિષક્ શિરોમણી"ની બહુમાન ઉપાધીઓથી વિભુષિત છે.

ઈત્યાદિ સ્વાયત્ત પુરુષાર્થ અને સદ્ગુણોના ફલરૂપ વિશિષ્ટ સ્થાન તેમનું વૈદ્ય સમાજમાં અને જનસમાજમાં કયારનુંયે નિયત થઈ ચુકયું છે. પરંતુ તેનો તો ગૌણ ઉલ્લેખ કરીએ છીએ. વિશેષ અગત્યની અને વૈદ્ય માત્રને દૃષ્ટાંત રૂપ કેળવેલી તેમની આંતર પ્રાંતિય પરિચિતતા છે તેમણે ચારે ધામની યાત્રા કરી હિંદના બધા પ્રાંતોમાં અગ્રગણ્ય વૈદ્યરાજોનો પરિચય તથા ગાઢ મૈત્રી સંપાદન કર્યા છે. અને અવિભક્તની ઉચ્ચ ભાવનાનું આવૃત્તિમાં આપણને દર્શન થાય છે. પ્રાંત પ્રાંતનું વૈશિષ્ટ્ય જાળવતાં છતાં તેના સ્થૂળ ભૌગોલિક ભેદો, પક્ષપાતો ભૂલીજવાનું ઔદાર્ય અને ભૈષજ્ય દૃષ્ટિએ અવલોકન કરવાની અગત્યનું શ્રીયુત્ અમૃતલાલભાઇ શાસ્ત્રીના જીવનમાં આપણને દર્શન થાય છે.

વૈદ્યકજ્ઞાન નીરીક્ષક સમિતિના સભ્ય તરીકે તેઓની સેવા બહુ વર્ષોથી જાણીતી છે. ભારદ્વાજ આયુર્વેદ વિદ્યાલયના સ્થાપક તરીકે, તેઓ જાણીતા છે; અને "અનુભવ સિદ્ધ ઔષધોપ્રચાર સંગ્રહ" નામના પુસ્તકના કર્તા તરીકે પોતાના બહોળા અનુભવ રૂપી ગુપ્તજ્ઞાન ભંડારનો લાભ વિશાળ માનવ સમુદાયને તથા વૈદ્ય સમાજને અર્પણ કરનાર ઉદાર મિત્ર તરીકે, મહાસંમેલન અને પ્રાંતીય સંમેલનના ઉત્સાહી કાર્ય તરીકે તેમની સેવાઓનો નિર્દેશ કરવો ઘટે છે. ગુજરાત કચ્છ કાઠીયાવાડ પ્રાંતીય વૈદ્ય સંમેલનની સ્થાયી સમિતિના મંત્રી તરીકે પણ સારી સેવા આપી છે. આયુર્વેદના પ્રખરવિદ્વાન, બહુશ્રુત, વૃદ્ધ ધન્વન્તરિસમા સુપ્રસિદ્ધ મર્હુમ વૈદ્યરાજ નાનભટ્ટ ગઢડાનિવાસીનો શ્રીમાન્ અમૃતલાલભાઈ શાસ્ત્રી ઉપર અનન્ય સ્નેહ હતો. આ સ્વર્ગસ્થની કીર્તિ આજે ગુજરાત અને સૌરાષ્ટ્રમાં દિગન્ત વ્યાપેલી છે. તેમની ચિકિત્સા પ્રસાદી મેળવવા શ્રી અમૃતલાલ શાસ્ત્રી ભાગ્યવાન નિવડયા હતા અને અત્યારે પણ મર્હુમના

સુપુત્ર પ્રભાશંકરભાઈ. શલ્ય–શાલાકયના સિદ્ધહસ્ત વૈદ્યરાજ–આપણા એક માત્ર અમરસુશ્રુત અમૃતલાલભાઈ શાસ્ત્રી સાથે ગાઢ સમ્બંધ રાખે છે અને આપણે ઇચ્છીએ કે આ મીઠો સંબંધ ચિરસ્થાયી ફળવાળી આયુર્વેદ પ્રવૃત્તિઓમાં પરિણમે અને આપણે તેના ફલભાગી બનીએ.

સમાજના સ્થૂળ શરિરને ચોકઠાંને ફોલી ખાનાર મર્મ વિધ્વંસી ( Parasitis ) ધંધાઓમાં ચિકિત્સા શાસ્ત્રીને ગણવાની ધૃષ્ટતા યુરોપના કેટલાંક અર્વાચીન ઉદ્દામ વિચારકોએ કરી છે આર્યાવર્તની વિચાર સરણી આ રસ્તે જતી નથી જશે કે નહિ અને કયારે જશે તે કહેવું મુશ્કેલ છે. કારણ આપણે માનવ સમાજની સમસ્ત પ્રવૃત્તિઓનું અંતિમ ધર્મમાં અંતરંગ કલ્પેલું છે. પુરૂષાર્થ ચતુષ્ટયની સતત્ દૃષ્ટિ વિનાની કોઈપણ પ્રવૃત્તિ આપણને ગ્રાહ્ય ન હોઈ શકે; અને આવી વૃત્તિ જીવનમાં સતત્ જાગૃત રાખવાનું એક માત્ર સાધન તે આધ્યાત્મિક જીવન અને તેના અનુભવો છે. શ્રીયુત્ અમૃતલાલ-ભાઇ શાસ્ત્રીને પૂર્વના ઉગ્ર સંચિતથી આ બાબતનો અમુલ્ય લાભ મળ્યો છે. એમ આપણે કહી શકીએ. પ્રાતઃસ્મરણીય સદ્દગુરૂ શ્રીમદ્ નૃસિંહાચાર્ય સ્થાપિત શ્રેયસાધક અધિકારી વર્ગના તે ઉચ્ચ કોટિના મુમુક્ષુ હોઇ શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્ય ભગવાનની પ્રેરણા અને સદ્બોધના રંગે રંગાઈ તેમણે આધ્યાત્મિક જીવનમાં પણ પ્રગતિ કરી છે. આ પ્રગતિમાં તેમને "મહાકાલ"ના સદ્ગત તંત્રી શ્રીમાન્ છોટાલાલ માસ્તર સાહેબનું સહાચર્ય સાંપડયું હતું. ગુજરાતના ઉચ્ચ-કોટિના સાક્ષર સ્વ. દીવાન બહાદુર નર્મદાશંકર દેવશંકર મહેતા સ્વ. પ્રોફેસર જેઠાલાલદાસ કણીયા સાહેબ, શ્રીમદ્ રાજચંદ્રના અનુયાયી અને પટ્ટશિષ્ય સ્વર્ગસ્થ શ્રીયુત્ પોપટલાલભાઇ, સ્વ. શ્રીયુત્ ઇશ્વરભાઇ જીવાભાઈ પટેલ, શ્રીયુત્ ચુનીલાલ જયશંકર ઓઝા અને પ્રાતઃકાલના તંત્રી શ્રીયુત્ જગન્નાથ પ્રભાશંકર પંડિત જેવા અનેકાનેક પ્રાજ્ઞ પુરૂષોના નીકટવર્તી સ્નેહી થવાનું સદ્ભાગ્ય તેમને પ્રાપ્ત થયું છે. અને આચાર્યશ્રીના તો તેઓ ખાસ અનુગ્રહ-પાત્ર હતા થયા છે.

આ પ્રમાણે અનેક ક્ષેત્રોમાં કાર્યદક્ષતા પ્રાપ્ત કરી તેઓ સામાજીક ક્ષેત્રથી અલ્પાંશે પણ અલગ નથી રહ્યા. તે તેમના જીવનનું અદ્ભુત સમન્વય લક્ષણ છે. કોઈનું પણ સારૂં કરવું, તે દરેક જ્ઞાતિહિતની વાતમાં સાંગોપાંગ ભાગ લેવો અને તન, મન, ધનથી જ્ઞાતિહિત એકધારૂં અને ફળવાળું થાય તે માટે "**संघे शक्ति कलौ युगे**" એ સૂત્ર મુજબ એકએક સુશીલ વિચારવાળી જ્ઞાતિની વ્યક્તિની શક્તિ અને સહકારનો સમાજયજ્ઞમાં ઉપયોગ કરવો–કરાવવો. એમ કરતાં માનાપમાન તથા વિરૂદ્ધ રૂચિનો વિચાર પણ ન કરતાં પોતાનું કાર્ય સ્થિતપ્રજ્ઞ જેમ કર્યા કરવું–આ પોતાની અંગત ફિલસુફીથી તેઓ સમાજની અનેક રીતે સેવા કરી રહ્યા છે. અનેક યુવકોને હસ્તાવલંબન આપી શકયા છે ને આપે છે. અને ધંધાના વ્યવસાયથી પણ નિવૃત્તિ શોધી દરેક દરેક જ્ઞાતિ-હિતના કાર્યમાં પોતાનો અતુલ હિસ્સો આપી છૂટે છે. પોતાની જ્ઞાતિના મંડળના પ્રમુખ તરીકે તથા શ્રી સાબરતાલુકા ઔદીચ્ય સહસ્ર મંડળ અમદાવાદના

પ્રમુખશ્રી તરીકે તેમણે પોતાની સેવાઓ આપી છે. દરેક જ્ઞાતિજનને નિરુત્સાહ-માં ઘેરાતાં ઉત્સાહ આપે છે; અને પોતાથી બનતું બધુ જ કરી છૂટવું એવી સેવાની નિઃસ્વાર્થ વૃત્તિથી ઘણા મિત્રો અને સ્નેહીનો સ્નેહ સંપાદન કરી શકયા છે. આ નિઃસ્વાર્થ પરાયણુતા તથા કાર્યદક્ષતા તેમના સુપુત્રોમાં ઉતરી લાગે છે. કારણ કે તેમના જ્યેષ્ઠ પુત્ર રા. પુરુષોત્તમપ્રસાદભાઇ વૈદ્યશાસ્ત્રી તરુણા-વસ્થામાં જ પોતાની સેવાવૃત્તિ અને કાર્યદક્ષતાનો જનતાને સારો પરિચય આપે છે ને તેમના નાનાપુત્ર હરિપ્રસાદભાઇ પણ કેટલાંક વર્ષોથી આ કાર્યમાં સહકાર કરી તેમનું ઔષધાલય સારી રીતે સંભાળે છે. પરમાત્મા આવા નિઃસ્વાર્થ માયાળુ, મહાનુભાવ, સહૃદયી અને અનેકવિધ કાર્યકર્તાને લાંબુ આયુષ્ય બક્ષે અને તેમની સેવાના ક્ષેત્રો પ્રતિદિન ખૂબ પાંગરે તથા તેના મિષ્ટ ફળો માનવમાત્રને મળે । **इतिशम्** ।



વૈદ્યરાજ રવિશંકર જટાશંકર ત્રિવેદી પ્રાણાચાર્ય

ઑડીટર ને ઉપપ્રમુખ : વૈદ્ય સભા અમદાવાદ

પ્રમુખ : ફાર્મસી એસોસીએશન, ભરૂચ જીલ્લા વૈદ્ય સંમેલનના પ્રમુખ

વૈદ્ય કલ્પતરૂના તંત્રી. ને સુ. આ. ફાર્મસીના માલીક

# શ્રીયુત્ વૈદ્યરાજ રવિશંકર જટાશંકર ત્રિવેદી પ્રાણાચાર્યનું જીવન ચરિત્ર

## ઉપપ્રમુખ ઓડીટર, સને. ૧૯૩૫,૩૬.

તેમનો જન્મ સને ૧૯૩૪ ના શ્રાવણ સુદ ૮ ને રોજ ધ્રોળ ગામમાં સુપ્રસિદ્ધ વૈદ્ય પંચાનન જટાશંકર લિલાધર ત્રિવેદીને ઘરે થયો. તેઓ જ્ઞાતે શ્રીમાળી બ્રાહ્મણ છે. બાલ્યાવસ્થા વખતે તેમના પિતાશ્રી એક સુપ્રસિદ્ધ કેળવણીકાર હોવાથી ભાષાનું ઉત્તમ જ્ઞાન તેમના દ્વારા તેમને વારસામાં મળ્યું. સ્વ૰ મહાત્મા ઝંડુ ભટ્ટજીના તેઓ પૂજક અને પટ્ટ શિષ્ય જેવા હતા. અમદાવાદમાં જ્યારે ગુજરાત આયુર્વેદિક ફાર્મસી અને વૈદ્ય કલ્પતરૂ તેઓ ચલાવતા હતા ત્યારે શ્રીયુત્ રવિશંકરભાઈ તેમની પાસે તાલીમ મેળવતા હતા.

પિતાશ્રીની હયાતિમાં પણ ફાર્મસીનું, વૈદ્ય કલ્પતરૂનું, તેમજ પુસ્તક પ્રકાશનનું કાર્ય સ્વતંત્ર રીતે પણ કરી લેતા હતા.

તેઓની યુવાન અવસ્થામાં ગરીબોનો વૈદ્ય ૧—૨ ભાગ તેઓની સ્વતંત્ર કૃતિના નમુના રૂપ છે અને તેઓ એ મેળવેલા ઉચ્ચ પ્રકારના વૈદ્યકીય જ્ઞાન અને અનુભવની શાક્ષી પુરે છે.

કુશળ ચિકિત્સક તરીકે તેઓએ અપૂર્વ નામના મેળવી છે, અમદાવાદ વૈદ્યસભામાં, પ્રાન્તિય વૈદ્યસંમેલનોનાં અને મહાસંમેલનોમાં તેઓ ઉપાધ્યક્ષ, કોષાધ્યક્ષ, મંત્રી વિગેરેની જવાબદારી વાળી જગ્યાઓ ઉપર વખતો વખત ચુંટાય છે અને તેમના ધીરજ ભરેલા, વ્યવસ્થા પૂર્વકના અને વહેવારૂ કાર્યથી સમાજને સંતોષ આપે છે.

તેઓશ્રી નિ. ભા. આ. વૈદ્ય સંમેલનના લગભગ બધા અધિવેશનોમાં ભાગ લેતા આવે છે. તેમના પિતાશ્રીના સ્વર્ગવાસ પછી નિ. ભા. વ. આયુર્વેદિ વિદ્યાપીઠના આપણા પ્રાન્તના કેન્દ્રના તેઓ વ્યવસ્થાપક છે. કેન્દ્રની વ્યવસ્થા કરવામાં તેઓ અતિ કુશળ છે, અને પરીક્ષા વ્યવસ્થાને માટે તેઓ ખૂબ ધ્યાન રાખે છે.

તેઓ વિદ્યાપીઠના પરીક્ષક પણ નિમાય છે. તેઓશ્રીની વિદ્વતા, કાર્ય દક્ષતા અને સરલ મળતાવડા સ્વભાવ આદિ ગુણોથી પ્રસન્ન થઇ મુંબાઇ, પોપટ પ્રભુરામ આયુર્વેદ કોલેજ તરફથી પ્રાણાચાર્યની માનવંત પદવી મળી છે.

ભરૂચ જીલ્લા વૈદ્ય પરિષદ્‌ના તેઓશ્રી પ્રમુખ ચુંટાયા હતા. અને તે વખતનું તેમનું વક્તવ્ય તદ્દન સરલ, સાદુ, પરંતુ સમાજોપયોગી અને બોધ લાયક લેવા જેવું હતું, અને તે તેઓના તલસ્પર્શી જ્ઞાન અને અનુભવની ખાત્રી આપે છે.

વૈદ્ય કલ્પતરૂ માસીકના તન્ત્રી તરીકે તેઓ ઘણી સુંદર નોંધો પ્રગટ કરે છે. તેમના પિતાશ્રીના વખતથી ચાલતું આવેલું આજ પર્યન્ત વૈદ્યકલ્પતરૂ માસીક ચલાવી તેઓ જનતાની આયુર્વેદિક વિષયમાં સારી સેવા બજાવી રહ્યા છે. તેમજ જમાનાને અનુસરીને વૈદ્યસમાજને તથા જનસમાજને સરખી રીતે ઉપયોગી નિવડે તેવી રીતનાં પુસ્તકો ખાસ લખી લખાવીને પ્રગટ કર્યે જાય છે.

તેમના પિતાશ્રીના ધ્યેય મુજબ ફાર્મસીમાં ઔષધોની બનાવટના સંબંધમાં એટલે સુધી ધ્યાન આપે છે કે દવાઓના પાઠોની અંદર વર્ણવેલા ન મળતા ઔષધોના પ્રતિનિધિ વાપરવામાં પણ તેઓ સંકોચ રાખી સાચાં ઔષધોજ મેળવવા માટે ખર્ચ અને મહેનત કરે છે.

દારૂનિષેધ સમયમાં સ્થપાએલી આયુર્વેદિક ફાર્મસી એશોસીએશન અમદાવાદના તેઓ પ્રમુખ છે, અને અમદાવાદ વૈદ્યસભાએ સ્થાપન કરેલી આ સર્વાંગિષ્ટ લડતમાં તેઓ સક્રિય ફાળો જાતે તેમજ વૈદ્ય કલ્પતરૂદ્વારા આપુ આપે છે.

તેઓશ્રી સુરત અને મુંબાઈ દર પંદર પંદર દિવસે ચિકિત્સાને માટે જાય છે અને તેની ચિકિત્સા પદ્ધતિથી ઘણા ભયંકર દરદીઓ પણ સંતોષ મેળવે છે. તેઓશ્રી અતિ ઉદાર મનના છે અને તેથી તેઓ કોઇપણ ભારે કેસોમાં પોતાના મિત્ર વૈદ્યોની સલાહ લેવામાં સંકોચ રાખતા નથી.

તેઓશ્રી એક નિષ્ણાત વનસ્પતિ શાસ્ત્રી પણ છે તેઓશ્રીએ સ્વ. સુપ્રસિદ્ધ વનસ્પતિ શાસ્ત્રી જયકૃષ્ણ ઇન્દ્રજીભાઇની પાસે શિષ્ય તરીકે લાંબો વખત સુધી રહીને વનસ્પતિ શાસ્ત્રનું બહોળું જ્ઞાન પ્રાપ્ત કર્યું છે. અને તેથી ગુજરાત આયુર્વેદિક ફાર્મસીમાં વપરાતા, લીલા સુકા દ્રવ્યોમાં જરાપણ ગરબડ થવા સંભવ રહેતો નથી.

પોતે નિરાભિમાની, ઉત્સાહી, સેવાધર્મી અને પ્રમાણિક વ્યક્તિ તરીકે વૈદ્યસમાજમાં જાણીતા છે,

આયુર્વેદની વધુને વધુ સેવા કરવા માટે તેઓશ્રીને ઇશ્વર દીર્ઘાયુષ્ય બક્ષે એવી શુભવાંચ્છના છે.



વૈદ્યરાજ શંભુપ્રસાદ કેશવલાલ આયુર્વેદ માર્તંડ, આયુર્વેદભાસ્કર
માનદ્‌મંત્રી, ઑડીટર : અમદાવાદ વૈદ્ય સભા

# વૈદ્યશાસ્ત્રી શંભુપ્રસાદ કેશવલાલ આયુર્વેદ માર્તંડનું જીવનચરિત્ર

માનદ્ મંત્રી અને ઓડીટર ૧૯૩૪–૩૫–૩૬, ૩૯.

વૈદ્યરાજ શંભુપ્રસાદનો જન્મ સને ૧૯૦૨ ને જુલાઇ માસમાં અમદાવાદમાં થયેલો જ્ઞાતે રાયકવાળ બ્રાહ્મણ છે. તેઓના પિતાશ્રી વૈદ્યરાજ કેશવલાલ દેવશંકર ઓલ ઇન્ડીયા આયુર્વેદિક કોન્ફરન્સ બનારસના પ્રમુખ અને ગુજરાતના અગ્રગણ્ય સ્વ. વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકરના જમણા હાથ અને સહવૈદ્ય તરીકે અમદાવાદના જનસમાજમાં સારી લાયકાત મેળવેલી તેમજ સલાપોસ રોડ ઉપર આવેલું રૂપાબાઇ અને ચંપાબાઇના ધર્માદા દવાખાનાની શરૂઆત તેમના હાથે થયેલી. પોતે સારા વિદ્વાન વૃદ્ધત્રયિનાજ્ઞાતા હતા અને કાવ્ય રસીક હતા.

પિતાનો વારસો પુત્રમાં ઉતરે એ ન્યાયે શ્રીયુત શંભુપ્રસાદમાં પણ બાલ્યકાળથીજ વૈદ્યકના સંસ્કાર સાંપડયા. શંભુપ્રસાદને તેમના પિતાશ્રીની ઇચ્છા વૈદ્યકની લાઇન લેવાની ખાસ હોવાથી એલ. સી. પી. એન્ડ એસનો કોર્સમાં મેટ્રીક સુધી ભણી દાખલ થયેલા છતાં મુકી દેવું પડયું કારણ કે તેમના મોટા ભાઇ લક્ષ્મીપ્રસાદને એમ. બી. બી. એસ ડોકટર બનાવવા મોકલેલા એટલે આમને ખાસ વૈદ્યકની પોતાની લાઇન લેવડાવવા આગ્રહ હતો.

પિતાની આજ્ઞાને વશ થઇ પોતે અઢાર વર્ષની વયે દવાશાળામાં જોડાયા અને તેમના મોટાબાપા સ્વ. નારાયણશંકરભાઇ કે જેઓની પાસે દુર દુરથી કેટલાય વિદ્યાર્થીઓ રહેતા, જમતા, દવાશાળાનું કામ કરતા અને વૈદ્યકનો સંસ્કૃત અભ્યાસ કરતા તેવા ડાકોરનિવાસી શંકરલાલ મૂળશંકર વૈદ્યશાસ્ત્રી તેમની સાથે અભ્યાસ છ વર્ષ કર્યો અને નિ. ભા. આ. વિદ્યાપીઠની ભિષકની પરીક્ષા પાસ કરી. ત્યારબાદ સ્વ. નારાયણશંકરે પોતાના એક શ્રીમંત દરદીને વ્યાધિગ્રસ્ત દશામાંથી મુક્ત કરેલો અને ઇનામ આપવા વૃત્તિ જાહેર કરેલી પરંતુ તે ન સ્વીકારતાં આયુર્વેદનું તદન મફત એકે દવાખાનું ન હોવાથી લગભગ સાઇઠ હજારની રકમનું મકાન ખરીદી ટ્રસ્ટડીડ કરી ધર્માદા આયુર્વેદીક દવાખાનુ રીચીરોડ ઉપર અંબાલાલ દલપતરામ નામે ખોલાવ્યું અને ત્યાં શંભુપ્રસાદભાઈની સને ૧૯૨૬ ની સાલમાં નિમણુંક કરી.

શંભુપ્રસાદની ચિકિત્સા તથા નાડીજ્ઞાન માટે અત્યારે અમદાવાદમાં ખુણે ખુણે પણ એમ કહેવાઇ રહ્યું છે કે રીચીરોડ દેશી દવાખાનાના વૈદ્યનું નિદાન

ઘણું સારૂં અને તેમના હાથે જશ છે. ઉપરોક્ત દવાખાનામાં તેમની રજા દરમીયાન શ્રીયુત નટવરપ્રસાદભાઇ પણ ઘણી વખત મુખ્ય વૈદ તરીકે કામ કરે છે. તેમના દવાખાનામાં રોજની સરેરાશ ૩૦૦ ત્રણસો દરદીની હાજરી છે. શુદ્ધ આયુર્વેદિક દવાઓ અને તેમાં એ ખાસ કરીને વનસ્પતિની દવાખાનામાં જાતે દેખરેખ નીચે તૈયાર કરેલી તમામ દવાઓ વાપરે છે. ફાર્મસીની દવાઓ વાપરવામાં તેમને પહેલેથીજ પ્રસંદ નહિ અને તે અત્યાર સુધી એમજ કરે જાય છે. તેઓશ્રી સ્વભાવે મીલનસાર, શાંત, સરળ અને હસમુખા છે અને તેથી વૈદ્ય સમાજમાં પણ પ્રિતી મેળવી છે. તેમજ આપણી વૈદ્યસભાના માનદ પ્રમુખ જ્યારે જ્યારે તેમને જુએ છે ત્યારે તેમના પિતાના ખાસ મિત્ર હોઈ પુત્રવત પ્રેમની નજરથી જુએ છે. અને ૧૯૨૫ ગુજરાત પ્રાંતીય વૈદ્ય સંમેલન, ૧૯૨૭ ગુ. પ્રાંતીય વૈદ્યસંમેલન વડોદરા તેમજ ઓલ ઇન્ડીયા આયુર્વેદ મહાસંમેલન કરાંચીથી પોતાના નાડી જ્ઞાન, ક્ષય રોગ ચિકિત્સા વિગેરે વિષયો ઉપર પ્રથમ શ્રેણીના પ્રમાણપત્રો તથા રૌપ્યચંદ્રકો મળ્યા છે અને તેમની વિદ્વતાની કદર કરી તેમને જુદી જુદી સંસ્થાઓ જેવી કે બનારસ વિદ્વતા સભા, વ્રજમંડળ યુનીવર્સીટી, એન. એ. આયુર્વેદ મંડળ તરફથી તથા નિ. ભા. વર્ષીય ચરકસંનિધાનભુવન તરફથી આયુર્વેદ માર્તંડ, આયુર્વેદભૂષણ, ભિષગાચાર્ય, ભિષક કેસરી વિગેરે માનદ પદવીઓ મળી છે. હાલમાં તેમની ઉમર ફક્ત ૩૮ વર્ષની છે અને વૈદ્યસભાના પ્રથમ આશરે ૧૯૩૪-૩૫ માં મંત્રી હતા અને ૧૯૩૯ માં ઓડીટર છે તેવા ગુ. ક. કા. સ્થાયી મંડળના પણ ઓડીટર હતા.



**વૈધરાજ રમણિકલાલ જેઠાલાલ દવે**
ભિષગાચાર્ય, આયુર્વેદ રત્નાકર, આયુર્વેદવિશારદ,
ઑડીટર : વૈદ્ય સભા અમદાવાદ. તંત્રી ભાગ્યોદય

# વૈદ્યરાજ રમણીકલાલ જેઠાલાલ દવે આયુર્વેદરત્નાકર વૈદ્યમનીષિ, ભિષગાચાર્યનું જીવનચરિત્ર

**ઓડીટર—૧૯૩૪–૩૫–૩૯**

( લખનાર : **એ. એમ, મહેતા, ભિષક્કેશરી.** )

શ્રીયુત રમણીકલાલભાઈનો જન્મ ઈ. સ. ૧૯૦૪માં ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણ જ્ઞાતીમાં તેમના મોસાળ બોરસદમાં થયો હતો. બાલ્યકાળમાં ગુજરાતી અભ્યાસ આણંદ કર્યો તે પછી અમદાવાદમાં ધી નેટીવ હાઈસ્કુલમાં ઇંગ્રેજી અભ્યાસ મેટ્રીક સુધી સેકન્ડ લેંગવેજ સંસ્કૃત સાથે કર્યો. અભ્યાસ દરમીયાન તેમના પિતાશ્રી એક પ્રખર સાહિત્યકાર અને વૈદ્યક આયુર્વેદના નિપુણ હતા. તેમના હાથ નીચે તેમણે વૈદ્યકનું, સાહિત્યનું અને ફાર્મસીનું તાદસ્ય જ્ઞાન મેળવ્યું તેઓની તીવ્ર બુદ્ધી ખંત, અને ઉત્સાહથી પિતાશ્રીના શિક્ષણને તુરત ગ્રહણ કરી આત્મબુદ્ધીથી વિકાસ કર્યો પોતાના પુજ્ય પિતાશ્રી ઉપરાંત ગઢડાવાળા સુપ્રસિદ્ધ વૈદ્ય નાનભટ્ટ અંબારામ પાસે લઘુ આયુર્વેદ શાસ્ત્રનું જ્ઞાન મેળવ્યું શ્રીયુત જેઠાલાલભાઈ વારંવાર મુંબઇ રહેતા હોવાથી તેમની ગેરહાજરીમાં દવાખાનાનું ફાર્મસીનું તેમજ ભાગ્યોદય માસિકનું કામ તેમણે ચાલુ રાખ્યું અનુભવે વધુ જ્ઞાન પ્રાપ્ત થાય છે, તેમ જીવન ક્રમવિકાસ થાય તેમ શ્રીયુત રમણીકલાલ આત્મીય બુદ્ધિબળથી વિકાસ પામીને સ્વતંત્ર રીતે કાર્ય કરવા શક્તિવાન બન્યા. મુંબઇ તેમજ અમદાવાદમાં અનેક સંસ્કારી મહાનુભાવોના સંપર્કમાં આવી એક સારા ચિકિત્સકની પ્રસિદ્ધિ મેળવી અમદાવાદ વૈદ્યસભામાં તેઓશ્રી ૧૯૨૬ થી જોડાયા અને તેમાં તેઓ ઘણા ભાગે દરેક વર્ષે વ્યવસ્થાપક મંડળમાં તેમની સભ્ય તરીકે પસંદગી થતી રહી તેમની કુનેહ નિયમ પાલનની પદ્ધતિ તેમજ સામાજીક સંગઠનની ધગશ વિગેરે ગુણોને લઇ વૈદ્યસમાજ પ્રિતિપાત્ર થયા. નિખીલ ભારત વર્ષિય આયુર્વેદ સંમેલન અધિવેશનમાં તથા ગુજરાત કચ્છ કાઠીઆવાડના ૭ મા અધિવેશનમાં તેમજ બીજી અનેક સમીતીઓમાં તેઓ આયવ્યયનિરીક્ષકનું કાર્ય સારી રીતે બજાવ્યું કે સમાજને તેમના હિસાબી કાર્યની શક્તિની જાણ થઇ અને વૈદ્યસભામાં તેઓશ્રીની દરેક વખતે એ માનવંતા હોદ્દામાં રાખવામાં આગ્રહ કરવામાં

આવે છે. સભાએ સ્થાપેલી આસવ-અરીષ્ટ લડત સમિતીમાં તેઓશ્રી તેમના મિત્ર નટવરપ્રસાદ તથા વાસુદેવભાઇ સાથે ઘણા ઉલટભેર કાર્ય કરે છે સભાની કોઈ પણ જાહેર પ્રવૃત્તિમાં તેમનો હિસ્સો હમેશ અગ્રસ્થાને રહે છે. અમદાવાદના સુપ્રસિદ્ધ ચિકિત્સકોમાં તેઓ માનનિય ગણાય છે તેમજ શહેરના અગ્રગણ્ય સમાજમાં બહોળી પ્રેકટીસ ધરાવે છે. તેઓશ્રીની યોગ્યતા જોઇને કાશીપંડીત વિદ્યાલયે આયુર્વેદ રત્નાકરની માનનીય પદવી એનાયત કરી છે તે ઉપરથી શ્રી ભારતધર્મ મહામંડળના સભાપતિશ્રી કામેશ્વરસિંહજી ઓનરેબલ સર મહારાજાધિરાજ મિથિલાધિપતી કે. સી. આઇ. ઇ ની સહીવાળું વિદ્યા માનપત્ર પણ મળ્યું છે જેનો અત્રે મોટો મેળાવડો થયો હતો. વળી ઔરઇઆ ( ઇગવાલ ) ની સંસ્કૃત વિદ્યાલય તરફથી આયુર્વેદ મનીષિની પદવી વિભુષિત કરવામાં આવી છે સામાજીક સેવાઓ કરવા તેઓ હંમેશાં તન, મન, અને ધનથી તૈયાર રહે છે. ભાષા, સાહિત્યજ્ઞાન અને વૈદ્યકજ્ઞાનમાં તેઓની રુચી વખાણવા લાયક છે. સ્વભાવે શાંત મળતાવડા, વિવેકી અને માયાળુ છે, સહનશક્તિ તેઓએ કેળવી છે.

ગવર્નમેન્ટ તરફથી ધી અમદાવાદ ડીસ્ટ્રીકટ એગ્રીકલચર એન્ડ લાઇવ સ્ટોક એસોસીએશનનું ખેતીવાડી પ્રદર્શન ઇ. સ. ૧૯૩૮ માં સાણંદ મુકામે ભરાયું હતું તેમાં દેશી વનસ્પતિ વિભાગનું કામ તેમને સોંપાયું હતું તે વિભાગમાં દેશી તાજાં ઔષધો તેમજ સુકાં દ્રવ્યોનું પ્રદર્શન બહુ ઉમદા ગોઠવાયું હતું. તે એકઝીબીશનમાંથી મેડલ મળ્યો હતો. વર્તમાન સમયમાં શ્રી દવે કેમીકલ એન્ડ ફાર્માસ્યુટીકલ વર્કસ અને દવાખાનાના તેઓ સ્વતંત્ર સંચાલક છે અનેક પ્રતિષ્ઠિત ગૃહસ્થોના સંપર્કમાં આવવાની ઉત્કંઠાથી પાટનગરની ગુજરાત કલબના તેઓ મેમ્બર છે. એઓશ્રી ગવર્નમેન્ટ તરફથી મણીનગરમાં નોટીફાઈડએરીયા કમિટીમાં મેમ્બર તરીકે નોમીનેટ થયા હતા તે ઉપરાંત વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘ, સાહિત્ય સભા વિગેરે અનેક સંસ્થાઓના સભ્ય તરીકે મંત્રી, પ્રમુખ અને ચેરમેન તરીકે અવરનવર પસંદગી પામે છે. એ એમની સહકારી વૃત્તિ અને કાર્ય કુશળતાને આભારી છે. પરમાત્મા આવા બાહોશ સમાજસેવકને વૈદ્યસભાની ભાવી કીંમતી સેવાઓ અર્પવાને માટે દીર્ઘાયુષ્ય, આરોગ્ય અને ઐશ્વર્ય અર્પો એજ શુભ પ્રાર્થના,



**વૈદ્યરાજ ઊમીયાશંકર મોતિરામ રસાયનાચાર્ય રસતત્વવાચસ્પતિ**

પ્રમુખ અને માનદપ્રમુખ : અમદાવાદ વૈદ્ય સભા

સ્વાગતાધ્યક્ષ રજતજયંતિ મહોત્સવ

# શ્રી. રસવૈદ્ય ઉમીયાશંકર મોતીરામ રસાયનાચાર્યનું જીવન વૃત્તાંત.

**પ્રમુખ અને માનદ્ પ્રમુખ:—૧૯૩૭-૩૮, ૩૯ ના મે સુધી.**

**( સંપાદક વૈદ્ય શીવશંકર પ્રાણશંકર શુકલ )**

શ્રીમાન રા. રા. ઉમીયાશંકર મોતીરામ રાવળ. જેઓનાં જીવનની ટુંકી પણ સત્ય, ને સેવાથી ભરપુર આ નોંધ જરૂર આપના વૈદ્ય સમાજને કોઈના કોઈ દીને મગરૂબી લેવા લાયક :થશે, જેથી આપ મારા વૈદ્યબંધુઓ સમક્ષ રજુ કરતાં અત્યંત હર્ષ થાય છે.

બંગલાની પોળ સામે એક ઔષધાલયમાં પાતળી ગાદી ઉપર એવા એક જ પાતળા મનુષ્યને બેઠેલો જુએ ત્યારે ભાગ્યેજ એમ લાગે કે આ કોઈ ભારે રસાયનાચાર્ય હશે ? પહેલવહેલો મને પણ એવોજ ખ્યાલ આવેલો...પરંતુ ૨૦ વર્ષનાં એકધારા તપ પછી એ માણસે આયુર્વેદનાં રસશાસ્ત્ર ઉપર પ્રભુત્વ મેળવ્યું છે. એમ કહેવામાં અતિશયોક્તી થતી નથી.

સંસ્કૃતનું પ્રચંડ પાંડિત્ય નહિ, ભાષામાં પણ બહુ ઊંડું અવગાહન નહિ કરેલું. પરંતુ એ વ્યક્તીને રસાયનનો એટલો બધો નાદ કે એણે રસશાસ્ત્રનું આ તલ મંથન કર્યું, અને અનેક યોગો બનાવી બનાવીને તન, મન, ધનનાં અધિક ભોગ વડે પણ તેનો પાર કાઢ્યો અને ધાતુઓનાં સત્વો બનાવવામાં આ વ્યક્તી આજે સારાયે ભારત વર્ષમાં એકકો છે. એ વ્યક્તી તે કોણ ? રસાયનાચાર્ય ઉમીયાશંકર......પણ તેમનામાં એક મોટો સદ્ગુણ કે દુર્ગુણ એજ કે રસશાસ્ત્રનાં અહિ પ્રણેતાશંકર જેટલાજ ભોળા અને તેટલાજ ક્રુદ્ધ. **एको हिद्दोषो गुण सन्निपति निमज्जतिन्दो : किरणेष्विवांक :** ॥ એ ન્યાયાનુસાર આ દોષ ક્ષમ્ય ગણવો જોઈએ.

પણ આ વ્યક્તીમાં મોટામાં મોટો ગુણ નિખાલસતા અને સાથી પ્રત્યેની વફાદારી.........

આવા શ્રી. રસવૈદ્યનો જન્મ મહાગુજરાતના ધ્રાંગધ્રા ગામને વિષે. થયો હતો પોતે બાલ્યકાળથી તિવ્ર મગજ શક્તી ઉપરાંત નવીન નવીનતાને ચાહનાર જીજ્ઞાસુ હોવાને સબબે, ગુજરાતી, ઇંગ્લીશ, તેમ સંસ્કૃત

ભાષાનો અભ્યાસ કરી. પરંપરા ગત આયુર્વેદ શાસ્ત્રમાં પ્રવેશ કરી પોતાનાં વડીલબંધુ મુળશંકરભાઈ પાસે અભ્યાસ કરી અમદાવાદને વિશે વાસ કરી વૈદક ધંધાની શરૂઆત કરી, અને જીજ્ઞાસુ સ્વભાવને અંગે, આયુર્વેદના રસશાસ્ત્રનું આતલ મંથન શરૂ કર્યું. અને પારદ ક્રિયા ઉપરાંત ઉપધાતુ સત્વોની પ્રાપ્તી માટે અનેકાનેક પ્રયત્નો કર્યા અને તેની સિદ્ધી ભગવાન ધન્વન્તરીની કૃપાથી તેમને મલી અને આજે જે દ્વારા સારા ભારતવર્ષમાં પોતે સત્વક્રીયાઓ માટે પ્રસિદ્ધ થયા છે. પોતાનાં સત્વો માટે તેઓશ્રીએ હિન્દુ વિશ્વવિદ્યાલયમાં ખાત્રી માટે અને રસાયનીક સંશોધનાર્થે મોકલી તેની પૂર્ણ ખાત્રી હિન્દુ વિશ્વવિદ્યાલય તરફથી થતાં તેમને માનપત્ર અને અભિનંદનપત્રો મલવા લાગ્યાં આ ઉપરાંત તેઓએ, આપણાં મહા સંમ્મેલનો, પ્રાંતીય સંમ્મેનો, તેમજ વડોદરા સ્ટેટ એકઝીબીશનમાં વિગેરે સ્થળોએ પોતાની રસ ક્રિયા સિદ્ધ, સત્વો વિગેરે મોકલી આપતાં તેઓને અનેક સુવર્ણ, રૌપ્ય પદકો તેમજ પ્રમાણપત્રો નિ. ભા. આયુર્વેદ મહા સંમ્મેલનોના પ્રમુખો તરફથી તેમજ સંમ્મેલનો તરફથી માન્ય થતાંજ ગયા અને આ ક્રિયાની સિદ્ધી પ્રાપ્ત કર્યા બદલ અનેક અભિનંદન પત્રો તેમને મલ્યા, આટલુંજ નહિ પણ તેઓશ્રીએ આ ક્રિયા દરેક વૈદ્યબંધુ વિના મહેનતે શીખી લે તે હેતુસર કરાંચી મહા સંમ્મેલન વખતે નિખીલ ભારતના વૈદ્ય મહાનુભાવો સમક્ષ પ્રત્યક્ષ કરી બતાવી જે જોઇ ગણાં ઉદારચરીત મહાનુભાવોએ તેમને પ્રશંસા પુષ્પોથી નવાજ્યા. અને એક અખિલ ભારતમાં અદ્વિતીય વ્યકતી તરીકે માન આપવા લાગ્યા છે. તથા અમદાવાદ વૈદ્યસભાનાં સભાસદોને પ્રમુખ વિગેરેની સમક્ષ વૈદ્યસભામાં પણ સત્વ પાતન ક્રીયાઓ કરી બતાવેલ છે જેથી વૈદ્યસભા તેમનાં કાર્યથી ખુશ થઇને પ્રમુખશ્રી એસ. એમ. શર્મા તરફથી સુવર્ણ ચંદ્રક એનાયત કરવામાં આવ્યો છે.

આજે તો તેઓ વૃદ્ધાવસ્થામાં પ્રવેશી ચુકયા છે. છતાં હજુ પણ પોતાનાં વખતનો સદુપયોગ રસાયન શાસ્ત્રનાં અવગાહન અને શોધખોળમાં ગાળી રહ્યા છે. મને યાદ છે કે અનેક યોગો કે જે આપણાં રૂષી મુનીઓએ બતાવ્યા છે. તે સત્ય છે અને સત્ય રહેશે આ પ્રમાણુ સિદ્ધ કરવાજ આજે પણ અવિશ્રમ રસાયન શાસ્ત્રનાં શોધનાં પાછળ તેઓ કરી રહ્યા છે. અને તેમની છેલ્લી ઇચ્છા અગ્ની સ્થાયી પારદ કરવાની છે. જે તેમણે આ પ્રસંગ પહેલાંજ તે વસ્તુ પ્રાપ્ત કરી છે. સુવર્ણ પ્રસિત ચંદ્રોદય જે. શાસ્ત્ર સિદ્ધ છે. અને પ્રાપ્ત થઈ શકે છે તે તેમણે આજે વૃદ્ધાસ્થાએ સિદ્ધ કરી ચુકયા છે.

વળી પોતે નિ. ભા. વીદ્યાપીઠના ભીષક પરિક્ષાના પરીક્ષક તેમજ નીરીક્ષક તરીકે અનેક વર્ષો રહી પોતાનાં રસશાસ્ત્રનો લાભ આપ્યો છે એટલુંજ નહિ પણ મહાગુજરાત મેડીકલ સોસાયટી નડીયાદની આ. કોલેજનાં રસશાસ્ત્રના પ્રોફેસર તરીકે આજે પણ પોતાનાં રસાયન શાસ્ત્રનો લાભ છોકરાને અર્પણ કરી રહ્યા છે અને તે પણ વિના મુલ્યે તે ખરેખર પ્રશંસનીય છે.

આવા તેમનાં અનેક રસાયન શાસ્ત્રનાં અનુભવની નોંધ ગુજરાતી યા હીન્દી ભાષામાં પોતે પુસ્તકરૂપે પ્રકટ કરે એવી આપણે તેમની પાસે આશા રાખીએ છે. ભગવાન ધન્વન્તરી તે જલ્દી પુરી કરાવે કે જે દ્વારા અનેક તન, મન, ને ધનના ભોગથી સિદ્ધ કરેલા રસાયન શાસ્ત્રના તેમના અનુભવનો લાભ આપણી સમાજને મલે કે જે દ્વારા આજે વીદેશી પ્રહારો સામે પોતાની શાસ્ત્ર સિદ્ધતા કરી શકે.

તેઓશ્રી એ જેમ રસાયન શાસ્ત્રનું સંશોધન કરી સમાજસેવા કરી છે તેવીજ પોતાનાં તન, મન, ધન, ના ભોગથી અમદાવાદ વૈદ્યસભાના મંત્રીપદે વિરાજીને કરી છે. જે પાછળ વૈદ્યસભાનો ઇતિહાસ જોતાં તેમણે કરેલાં કાર્યો-થીજ જણાશે, આ ઉપરાંત તેઓશ્રી એ. નિ. ભા. આ. મહાસંમ્મેલન વખતે જે પ્રદર્શના અધ્યક્ષ તરીકે રહીને જે સંમ્મેલનની સફળતા માટે જે કરેલી સેવા અનેક વૈદ્યરાજોના આંખ આગળથી ખસી શકે તેમ નથી. વળી પોતે ૧૯૩૭-૩૮ આ વર્ષોમાં વૈદ્યસભાનાં પ્રમુખપદે વિરાજીને વૈદ્યસમાજની ઉન્નતિ માટે અહર્નિશ એક યુવકની માફક કાર્ય કરી રહ્યા છે. અને આપણું સમાજ ઉપર આવેલી મહાન આપત્તીઓ જેવી કે વૈદ્યક રજીસ્ટ્રેશન બીલ, આસવારીષ્ટ નિષેધ, વિગેરે માટે તેઓશ્રીએ પોતાના સ્વાગતાધ્ય પણા નીચે જીલ્લા પરિષદ ભરીને સરકારને રજીસ્ટ્રેશન બીલ અંગે પોતાનો વિરોધ તથા તેમાં જોઇતા સુધારા વિગેરે રજુ કર્યો છે. અને આસવારીષ્ટ માટે અનેક જહેમત ઉઠાવી છે. સરકાર ડૉ. ગીલ્ડરને તથા મહાત્મા ગાંધીજી વિગેરેને સાથે પ્રયત્નો કરીને આ નિષેધ ઉઠાવી લેવા આજે પણ અનેક પ્રયત્નો કરી રહ્યા છે આશા છે કે આનુ શુભ પરિણામ થોડા સમયમાં આવે આ પ્રમાણે તેઓશ્રીની આયુર્વેદ સમાજની સેવાઓ પણ ઘણી છે. અને આ ઉપરાંત આયુર્વેદનો જનતામાં પૂર્ણ પ્રચાર થાય તે હેતુસર તેઓશ્રીએ અનેક જાહેર લોક સેવાપયોગી કાર્યો કરીને જનતા ને આયુર્વેદમાં રસ લેતી કરી છે. તે ઉપરાંત ૧૯૩૮ માં પોતે આપણી વૈદ્યસભાનો ધન્વન્તરી ઉત્સવનો કાર્યક્રમ સાત દીન સુધી રાખી અનેક વિદ્વાનો પાસે લોકો પયોગી જાહેર વ્યાખ્યાનો આપીને જનતાને આયુર્વેદ પ્રત્યે ખેંચી છે. આવી આવી અનેક લોકો પયોગી તેમજ આયુર્વેદ સમાજો પયોગી અનેક કાર્યો એક દષ્ટાની રીતે કોઇપણ જાતનાં રાગ, દ્વેષ કે મમત્વ વગર આયુર્વેદનું સ્થાન ઉચ્ચ કેમ રહે આજ આશાએ કરી રહ્યા છે. ભગવાન ધન્વન્તરી આવા અનેક કાર્યો તેમનાં હસ્તે કરાવે. છેલ્લી તેઓના એક આશા છે ને જે આપણા વૈદ્ય. સભાનાં માન્યગણ વૈદ્યો સમક્ષ રજુ પણ કરી છે. જે એ કે પોતાની હયાતીમાં કોઈ આદર્શ આયુર્વેદ મહાવિદ્યાલય નીકળે તે ભગવાન ધન્વન્તરી તેમની આ ઇચ્છા પૂર્ણ કરો એજ આશા છે.

આવા આવા તેઓશ્રીનાં કાર્યોથી તથા તેમની કીર્તિરૂપી સુવાસને

પામીને અનેક માન્ય ( કાશી પંડિત સભા ) તેમજ અન્ય સભાઓ તરફથી રસાયનાચાર્ય, રસતત્વ વાચસ્પતિ, વીગેરે યોગ્યને યોગ્ય, પદવીઓ અર્પણ થયી છે. અને આવા આનંદપ્રદ સમાચારથી આયુર્વેદ સ્વાધ્યાય મંડળ તેમજ અન્ય ગૃહસ્થો તરફથી તેઓશ્રીને અભિનંદન પત્રો અર્પણ કરવામાં આવ્યા છે.

આ પ્રમાણે આપણી વૈદ્યસભાનાં માનદ પ્રમુખશ્રી ઉમીયાશંકરભાઈનું જીવન એ એક માનવ જીવન કોઈ અત્યુત્તમ સાધના માટે જ હોય ! કોઇ અદ્વિતિય યજ્ઞ માટે હોય છે ! તેમાંજ માણસે પોતાનાં જીવનની આકૃતી આપવી જોઇએ ) તે અનુસાર તેઓ એ પોતાનું જીવનધ્યેય રસશાસ્ત્રનાં ઉંડાણમાં ઉતરવા કર્યું હતું ને તે તેમાંજ લય પામવાનું છે. ભગવાન ધન્વન્તરી આવા એક નમ્ર, નિખાલસ ઉદાર ચરિત મહાનુભાવની જીવન દોરી વધુને વધુ લંબાવે કે જે દ્વારા આયુર્વેદ સમાજ આવા પુરૂષોની સહયતા વડે કાંઈ આયુર્વેદોન્નતિકર કાર્યો કરે એજ.



વૈદ્યરાજ હરિપ્રસાદ એમ. પંડ્યા
ઉપપ્રમુખ : અમદાવાદ વૈદ્ય સભા

# શ્રીયુત વૈદ્યરાજ હરિપ્રસાદ એમ. પંડ્યાનું સંક્ષિપ્ત જીવનચરિત્ર

### ઉપપ્રમુખ સને ૧૯૩૮–૩૯ સુધી

( લખનાર : એ. એમ. મહેતા. મંત્રી વૈદ્યસભા )

શ્રીયુત્ હરિપ્રસાદભાઈ નો જન્મ સંવત ૧૯૫૧ના અષાડ સુદી બીજને સોમવારે ચકલાશી મુકામે પંડયા મહાશંકર અમથારામને ત્યાં થયો હતો પોતે જ્ઞાતે ઔદિચ્ય સહસ્ત્ર બ્રાહ્મણ છે અને ઇંગ્રેજી તથા સંસ્કૃત તેમજ ગુજરાતી જ્ઞાન સારૂં સંપાદન કર્યું છે, પોતાને નાનપણથી વૈદ્યકનો શોખ હોવાથી બાવીશ વર્ષની ઉમરે પોતે સુરતના સારામાં સારા વૈદ્ય સ્વર્ગસ્થ તલકચંદ તારાચંદની પાસે પ્રેકટીસ તેમજ લઘુત્રયી અને વૃદ્ધત્રયી ભણવા યથાર્થ રીતે તેમની પાસે પાંચ વર્ષ રહ્યા અને સુરત મુકામે તેમનો આશીર્વાદ લઇ દવાખાનું ખોલ્યું. ત્યારબાદ આશરે સુરત દોઢ વર્ષ દવાખાનું ચલાવી ત્યાંથી ભરૂચ મુકામે દવાખાનું શરૂ કર્યું અને ત્યાં બે વર્ષ દવાખાનું કર્યા બાદ છેલ્લા આશરે બાર વર્ષથી અમદાવાદમાં દવાખાનું શરૂ કર્યું છે.

ઓલ ઇન્ડીયા આયુર્વેદિક મહાસંમેલન ૨૬ મું અધિવેશન બનારસ મુકામે ભરાયું કે જેના સ્વાગતપ્રમુખ. પંડીત મદનમોહન માલવીયાજી હતા અને પ્રમુખ તરીકે સ્વર્ગસ્થ વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકર પ્રાણાચાર્ય હતા. તે વખતે શ્રીયુત હરિપ્રસાદભાઇએ પોતાનો સમયનો ભોગ આપી તેમની સાથે રહી કાશીમાં સનાતન પુરાતત્ત્વ મંદિર વિગેરે તરફથી સારો સત્કાર કરાવ્યો હતો તેમજ સ્વ. નારાયણશંકરભાઇની વૃદ્ધાવસ્થાને લીધે એક અડગ સ્વયંસેવક તરીકે કાશી ( બનારસ ) માં કાયમ તેમની સાથે ને સાથે રહ્યા.

શ્રીયુત્ હરિપ્રસાદભાઈને અમદાવાદ વૈદ્યસભાના સન્માનિત વૈદ્યનું પ્રમાણ-પત્ર મળેલું છે તેમજ મહાગુજરાત એજ્યુકેશન સોસાયટીના પણ સભ્ય છે ગુજરાત પ્રાન્તીય વૈદ્યસંમેલનના પણ સભ્ય છે અને જ્યારે જ્યારે મુરબ્બી ઉમીયા-શંકરભાઇ પ્રમુખ તરીકે ગેરહાજર રહેતા તે વખતે વૈદ્યસભાનું કામકાજ કુનેહથી પાર ઉતારતા. અખિલ ભારતવર્ષીય આયુર્વેદિક કોન્ફરન્સ બનારસના ૨૬ મા સંમેલનમાં સ્વાગત સમિતિ તરફથી દવાઓ પ્રદર્શનમાં મુકવા બાબત પ્રથમ શ્રેણીનું પ્રમાણપત્ર તથા નેત્રરોગ બાબત નિબંધ લખવા બદલ દ્વિતીય શ્રેણીનું પ્રમાણપત્ર મળ્યાં છે.

પોતે સ્વભાવે મીલનસાર, શાંત, કાબેલ તેમજ બુદ્ધિશાળી છે. ધન્વન્તરિ ભગવાન તેમને દીર્ઘાયુ બક્ષે તેમજ દિનપ્રતિદિન ઉજ્વળ કીર્તિ બક્ષે.

# વૈદ્યશાસ્ત્રી અનિરૂદ્ધપ્રસાદ માણેકલાલ ભિષગાચાર્યના જીવનની આછી રૂપરેખા

[ મંત્રી સને ૧૯૩૭, ૩૮, ૩૯ ]

સંપાદક : વૈદ્યરાજ શીવશંકર પ્રાણશંકર ભિષગાચાર્ય.

ભાઈશ્રી અનિરૂદ્ધપ્રસાદ વિષે મારે લખવું એ અત્યંત કઠણ વસ્તુ છે, અમે બન્ને એક વખત જાહેર કામમાં એવા ઓતપ્રોત થયેલા હતા કે અમને જાણનાર કદાચ આ લેખને આત્મ પ્રસંશા માની લેશે. એવો ડર છે. પણ ભાઇ અનિરૂદ્ધને હું જે રીતે ઓળખી શકયો છું એ રીતે તેમને ભાગ્યે જ કોઇ ઓળખી શકયું હશે. એટલે એ દોષ વહોરી લેવાની હીંમત કરીને પણ મારે થોડું ઘણું લખવું જ જોઇયે એમ લાગે છે.

ભાઈશ્રી અનિરૂદ્ધપ્રસાદનો જન્મ પરાપૂર્વ બાર તેર પેઢીથી ચાલી આવતા એવા આયુર્વેદોપાસક કુટુંબને દીશાવાળ બ્રાહ્મણજ્ઞાતિને વિષે. ઈ. સ. ૫–૫–૧૧ ના રોજ પેટલાદ ગામને વિષે થયો હતો તેમના કુટુંબને વિષે તેમનાં પ્રપિતામહ અને પિતામહશ્રી ભીખાભાઈ વૈદ્યને ના. ગાયકવાડ તરફથી વર્ષાસન મલતું હતું ને જે આજે પણ ના. સરકાર પુરસ્કાર રૂપે અર્પણ કરી રહ્યા છે. તેમજ તેમના પિતાશ્રી માણેકલાલભાઈ પણ એક આદર્શ ભગવદીય વ્યક્તિ તરીકે પેટલાદ ગામને વિષે પ્રસિદ્ધ હતા આવા આદર્શ ઇશ્વરપરાયણ કુટુંબને વિષે જન્મનાર વ્યક્તિને બાલ્યકાળથી શુદ્ધ આયુર્વેદના સંસ્કાર પડયા હોય તે સ્વભાવીક છે. પોતે બાલ્યકાળમાં રાજભાષા–(અંગ્રેજી.) તેમજ સંસ્કૃત વિદ્યાનો સારો અભ્યાસ કરી કલકત્તાની સાહિત્ય તેમજ કાશીની વ્યાકરણની પરિક્ષા આપ્યા બાદ. પરંપરાગત આયુર્વેદના અધ્યયન માટે પેટલાદના સુપ્રસિદ્ધ વૈદ્યરાજ અંબાલાલ છગનલાલ શાસ્ત્રીની પાસે બે ત્રણ વર્ષ અભ્યાસ કર્યા બાદ વધુ જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છાથી પોતે અહમદાવાદ આવી. સ્વર્ગસ્થ પુજ્ય પ્રાતઃસ્મરણીય ગુરૂવર્ય શ્રી વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકર પ્રાણાચાર્યની પાસે રહી. લઘુત્રયી તથા બૃહતત્રયીનો સંપૂર્ણ અભ્યાસ કર્યો અને નિ. ભા. વ. વીદ્યાપીઠની "ભિષક્" બરોડા સ્ટેટ. "મધ્યમા" પરિક્ષાઓ પસાર કરી અને નિ. ભા. વ. વિદ્યાપીઠની "આચાર્ય"ની પરિક્ષા માટે તેઓએ સારો પ્રયાસ કરેલો પણ અનેકવીધ આકસ્મીક અડચણોને અંગે તેઓ પરિક્ષાને દીવસે હાજર ન રહી શકયા અને તે કાર્ય અધુરૂં જ રહ્યું.



**વૈદ્યરાજ અનિરૂદ્ધપ્રસાદ માણેકલાલ મહેતા**
ભિષગાચાર્ય, ભિષક્ કેશરી. આયુર્વેદભૂષણ
પ્રધાનમંત્રી : અમદાવાદ વૈદ્ય સભા

આ ઉપરાંત તેઓએ નારાયણ આયુર્વેદ પાઠશાળાની "વૈદ્યવર્ય" "ભિષગાચાર્ય"ની માનવંત ઉપાધીઓ નિ. ભ. વ. આયુર્વેદ ૨૬ મા મહા સંમ્મેલનના પ્રમુખશ્રી ગુરૂવર્ય નારાયણશંકર દેવશંકરના હસ્તે પ્રાપ્ત કરી છે. તેમજ નિ. ભા. આ. મહામંડળના ઉપાધ્યક્ષ તથા બનારસ હિન્દુ યુનીવર્સિટીના પ્રીન્સીપાલ શ્રી. કવિરાજ સત્યનારાયણશાસ્ત્રીના પ્રમુખપણા નીચે કાશી પુરાતત્વ શારદા મંદીર તરફથી "આયુર્વેદ ભૂષણ"ની તથા બ્રહ્મમંડલ યુનીવર્સિટી તરફથી. વૈદ્ય વિશારદની માનવંત પદવીઓ પ્રાપ્ત કરી છે.

પોતે એક સારા વૈદ્ય તરીકેની પ્રતિષ્ઠા પ્રાપ્ત કર્યા બાદ એક ધનીક અને ઉદાર ગૃહસ્થની મદદથી પેટલાદને વિષે એક ધર્માર્થ દવાખાનું ખોલી તેમાં પોતે મુખ્ય કાર્ય કરતા તરીકે (સેવાભાવથી) કામ કરતા હતા, આજે પણ તેમણે સ્થાપન કરેલું દવાખાનું પેટલાદની પ્રજાને એક આશીર્વાદરૂપ છે.

ત્યારબાદ તેઓશ્રી. અહમદાવાદમાં આવીને શ્રી સિન્ધ આયુર્વેદીક ફાર્મસીના પ્રાન્ચ મેનેજર તરીકે રહી આયુર્વેદ ફાર્મસીના ઉત્કર્ષ માટે અનેક પ્રયત્નો કર્યા હતા અને સાથે પોતાનું સ્વતંત્ર દવાખાનું ચલાવતા હતા. તેજ અરસામાં અત્રે નિ. ભા. આ. ૨૫ મું મહા સંમ્મેલન તેમજ ગુ. ક. કા. છઠ્ઠુ સંમ્મેલન ભરાવાનું નક્કી થતાં તેમાં તેઓએ ધનસંચય સમીતીમાં રહી અનેક ગામે ફરીને આયુર્વેદમાં વૈદ્યોને જનતાને લાભ લેવા વીનંતી કરી તેમની પાસેથી આર્થીક સહાયતા મેળવી હતી તે ઉપરાંત સરભરા સમીતી, મંડપ સમીતી, તેમજ સ્વયંસેવક સમીતીના વાઇસ કેપ્ટન તરીકે રહી પોતે પોતાનો સેવાભાવી સ્વભાવ વ્યક્ત કર્યો હતો. અને તે ઉપરાંત પ્રદર્શન સમીતીમાં રહીને દીનરાત ઉજાગરા વેઠી પ્રદર્શનને એક સારામાં સારૂં બનાવવામાં તેમનો હીસ્સો ઘણો જ મોટો હતો.

આ ઉપરાંત બનારસ મહાસંમેલન વખતે પોતાના ગુરૂશ્રી પ્રત્યેની તેમજ વૈદ્યમહાનુભાવો પ્રત્યેની પુજ્ય બુદ્ધિને લઇને પોતે જે સેવાઓ બજાવી છે જે ચિરઃ સ્મરણીય છે.

તેઓશ્રીએ પોતાના ગામને વિષે એક વૈદ્ય મંડળ સ્થાપવા માટે અનેક પ્રયત્નો કર્યા હતા ફલ સ્વરૂપ તેમનો જે શુદ્ધ આદેશ હતો કે પેટલાદને વિષે વિદ્વાન વૈદ્યો થાય તે ઇશ્વરકૃપાથી સિદ્ધ થઇ રહ્યો છે. આવા આવા તેમના અનેક સદ્ગુણોને વિદ્વતાની કદર કરીને પેટલાદનાં સમસ્ત વૈદ્યમંડળ અને નાગરીકો તરફથી તેમને માનપત્ર અર્પણ કરવામાં આવ્યું હતું અને તે વખતનો ગામ લોકોનો તેમના પ્રત્યેનો સ્નેહને સદ્ભાવ જોઇ, પૂજ્ય ગુરૂવર્યશ્રી નારાયણ-શંકર દેવશંકરે તેજ સભામાં તેઓને પોતાના પટ્ટ શિષ્ય તરીકે સ્થાપી (સંબોધી) પોતાનો સ્નેહભાવ વ્યક્ત કર્યો હતો.

આ ઉપરાંત આયુર્વેદ સ્વાધ્યાય મંડળ તરફથી તથા નારાયણ આયુર્વેદ વાદ્યાર્થી સેવા સંઘ તરફથી તેમજ અહમદાવાદ વૈદ્ય સભા તરફથી તેઓશ્રીને અભિનંદન પત્રો તેમની વિદ્વત્તા ને જ્ઞાનની કદર કરતાં મલ્યાં છે એટલું જ

નહિ પણ નિ. ભા. સા. મહા વૈદ્ય સંમેલન ત્યા ગુ. ક. કા. વૈદ્ય સંમેલન તરફથી સિદ્ધૌષધી વિભાગ માટે પ્રથમશ્રેણીના પ્રમાણપત્રો પ્રાપ્ત થયાં છે.

તેઓશ્રી કેટલાક વર્ષોથી પોતે અનેક વિદ્યાર્થી ગણોને પોતાની પાસે રાખી આયુર્વેદનો અભ્યાસ કરાવીને નિ. ભા. આ. વિદ્યાપીઠની પરીક્ષાઓ અપાવી શાસ્ત્રજ્ઞ વૈદ્યવર્યો તૈયાર કરી રહ્યા છે. જે એક ગૌરવરૂપ છે.

આજે છેલ્લા બે વર્ષથી વૈદ્યસભાના મંત્રીપદે વિરાજી વૈદ્યસમાજને વિરોધક આસવારીષ્ટ લડત રજીસ્ટ્રેશન બીલ વિગેરે અનેકવિધ મહત્વના કાર્યો સેવાભાવથી તન, મન, ધનના ભોગે કરી રહ્યા છે. જે ખરેખર પ્રસંશનીય છે.

આ ઉપરાંત નિ. ભા. આ. મહાસંમેલનની કાર્યવાહક સમિતીના ચાલુ સાલે સભ્ય તરીકે નિમણુંક થઇ છે તે બતાવી આપે છે કે—તેઓ સમાજના હિતઅર્થે, પોતાના સ્વમાનને ભુલીજઇ સમાજનું હિત એજ પોતાની કર્તવ્યતા માનનાર, અનેક વિધવિધ સેવામાં આનંદ માનનાર એક મહામુકસેવક છે. અને તેઓ પોતાની અનેકવિધ મુક સેવાઓ દ્વારા હિન્દુસ્તાનના અનેક પ્રતિષ્ઠિત અને વિદ્વાન વૈદ્યરાજો સાથે સંપર્કમાં આવ્યા છે. એટલું જ નહિ પણ તેઓ સદ્ગુણગ્રાહીને, તે તે વૈદ્ય મહાનુભાવોમાં રહેલ અનેક પ્રકારના જ્ઞાન અને વિશિષ્ટિતાઓને ગ્રહણ કરી, પોતાના અને સમાજના હિત અર્થે તે સદૈવ પ્રયત્નશીલ રહ્યા છે.

આ બધાં તેમના સદ્ગુણોમાં મારી દષ્ટિએ એક મહાન ઉત્તમતા તો એ છે કે જેના ખોળામાં માથું મુકીને સંપૂર્ણ વિશ્વાસપૂર્વક સુઇ શકાય એવો વફાદાર સાથી ભાઇશ્રી. અનિરૂદ્ધપ્રસાદથી ચડીયાતો મળવો મુશ્કેલ છે.

ચડતી અને પડતીમાં, નિંદા ને કીર્તિમાં. એ અણડગ રહી શકે છે. ને માથુ મુકીને સાથે ચાલી શકે છે. એવા એ મહાન સાથીદાર છે. એમાં તો મને જરાપણ શક નથી. અને મારી દષ્ટિએ ભાઇશ્રી અનિરૂદ્ધપ્રસાદનું મોટામાં મોટું મુલ્યાંક એકજ છે.......

એમને નમ્ર, નિખાલસ, નિરાભિમાની, ઉદાર અને મળતાવડો સ્વભાવ સૌને વશ કરી શકે છે.

ગુજરાતમાં એક આદર્શ આયુર્વેદ મહાવિદ્યાલય સ્થપાય એવી તેમની ધગશ છે. પ્રભુ એ ધગશને પુરી પાડો અને તેમના જીવનનો દીન દીન ઉત્કર્ષ થાઓ ને આથી પણ વધુ આયુર્વેદ સમાજની સેવાઓ કરે એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.



વૈદ્યરાજ શશીકાન્ત બી. પંડ્યા વૈદ્યભૂષણ વૈદ્યવર્ય
માનદમંત્રી : અમદાવાદ વૈદ્ય સભા

# શ્રી શશિકાન્ત પંડ્યા વૈદ્યભૂષણનો ટુંકો પરિચય

### મંત્રી સને ૧૯૩૮–૩૯ના મે સુધી

### ( લખનાર : એ. કે વૈદ્ય )

વૈદ્યસભાના આ યુવાન મંત્રીનો ટુંકો પરિચય આલેખતાં મને હર્ષ થાય છે. જેનો મને સ્વપ્નેય ખ્યાલ ન્હોતો પરંતુ તે કાર્ય મારે હાથે થાય છે જે બદલ હું સભાનો ખરેખર ઋણી છું. એમનો જન્મ સંવત ૧૯૬૮ની સાલમાં અમદાવાદ જીલ્લે, દક્ષિણ દસક્રોઈ તાલુકાના વાંચ નામે ગામે થયેલો છે. એમનું કુટુમ્બ એ વખતે ન્યાતિમાં આબરૂદાર લેખાતું. અને સુખી હતું. હાલ પણ તેમના પિતાની ખ્યાતી સારી છે.

બાલ્યાવસ્થાએ ભાઈશ્રી શશિકાન્ત પંડ્યાએ વર્નાક્યુલર સુધીનો અભ્યાસ કર્યો છે ને તે પછી તેમણે દૈવયોગે આપણી સભાના પ્રાણરૂપ સ્વર્ગસ્થ વૈદ્ય-શાસ્ત્રી નારાયણશંકર દેવશંકર પ્રાણાચાર્યને ત્યાં દવાખાનામાં ઉપવૈદ્ય તરીકે રહી વસવાટ કર્યો હતો, ત્યાં આવ્યા પછી પોતાની બુદ્ધિ ચાતુર્યથી સાધારણ સંસ્કૃત અને ઇંગ્લીશનો સામાન્ય લખીવાંચી શકે તેટલો અભ્યાસ કર્યો છે. સ્વર્ગસ્થ મુ૦ વૈ૦ નારાયણશંકરભાઈના શિષ્યો માટે કહેવાનું હોય જ શું ? તેઓના હાથે ચાલતી પાઠશાળામાં ભાઇશ્રી શશિકાન્ત પંડ્યાએ આયુર્વેદની લઘુત્રયીનો અભ્યાસ ગુરૂજ્ઞાન, અનુભવજ્ઞાન સહિત અમુલ્ય લાભ મેળવ્યો ને એ વિદ્વતાએ તેમણે ઘણાએ સમાજોપયોગી લેખો સમાજના ચરણે ધર્યા છે.

આ પછી તેમના ગુરૂની હયાતીમાં જ નિ૦ ભા૦ વ૦ આયુર્વેદ વિદ્યાપીઠની "**આયુર્વેદભિષક**" અને વડોદરા રાજ્યની "**આયુર્વેદ મધ્યમા**" પરીક્ષા પાસ કરી પોતાની કીર્તિમાં વધારો કર્યો.

શરૂઆતમાં વગર પગારે વૈદ્યક શીખવા રહ્યા અને ત્યારપછી ધીમે ધીમે વધતા જઈ મુખ્ય કમ્પાઉન્ડર તરીકે સને ૧૯૩૭ના સપ્ટેમ્બર સુધી કામ કર્યું અને માસીક ૪૫ રૂપીઆના પગાર સુધી પહોંચ્યા. સંવત ૧૯૮૫ માં વડોદરા પ્રાંતિય સંમેલન, સંવત ૧૯૮૬માં કરાંચી મહાસંમેલન, સંવત ૧૯૮૯ માં વસાઈ પ્રાંતિય સંમેલન ને સંવત ૧૯૯૨ માં અમદાવાદ મહાસમ્મેલનોમાં નિબંધો લખી પ્રમાણપત્રો પ્રાપ્ત કર્યાં છે. તે ઉપરાંત શ્રી મિત્ર શુભેચ્છક મંડળના તેઓ મુખ્ય કાર્યકર રહેલા અને હસ્તલીખીત માસીક તેમણે ચાર

વર્ષ સુધી ચલાવેલું જેથી તે મંડળે પણ સને ૧૯૯૨ માં તથા શ્રી આયુર્વેદ પાઠશાળા છાત્ર મંડળે તેમની વૈદ્ય સભાના મંત્રીપદે ચુંટણી થવાથી ૧૯૯૩ની સાલમાં અભિનંદનો આપેલાં મને હર્ષ થાય છે કે આવા યુવાન કાર્યકરને આપણી સભા સેવી રહી છે.

ભાઈશ્રી શશિકાન્ત પંડયાએ "યોગશતક" નામના હીંદી પુસ્તકનો તરજુમો કર્યો છે ને પોતે "અર્શરોગ ચિકિત્સાપદ્ધતિ"નો સ્વતંત્ર ગ્રંથ રચી પોતાની કીર્તિને યશસ્વી બનાવી સમાજને ચરણે તે ગ્રંથને ધર્યો છે. તેમજ તેમણે સને ૧૯૯૪ની સાલમાં અમદાવાદમાં એક "શ્રીનારાયણ આયુર્વેદ વિદ્યાર્થી સેવા સંઘ" ની સ્થાપના કરી છે જેમાં તેમના સ્વર્ગસ્થ ગુરૂવર્યના સ્મારક ફંડની અને તેમના વિદ્યાર્થીઓના સંગઠનની ગોઠવણ છે તેમજ અન્ય આયુર્વેદિય કાર્યોનો ઉદ્દેશ સમાયેલો છે. તેમના ઉપરોક્ત કિર્તિ સંપાદન કારણોથી પ્રેરાઈ સને ૧૯૩૭માં શારદાભવન-પુરાતત્ત્વ મંદિર બનારસ તરફથી "વૈદ્યભૂષણ" અને શ્રીનારાયણ આયુર્વેદ પાઠશાળાની "વૈદ્યવર્ય" ની પદવીઓ મેળવવા ભાગ્યશાળી થયા છે.

હાલમાં સને ૧૯૩૭ની સાલથી શ્રી શશિકાન્ત પંડયા વૈદ્ય સભાના મંત્રીપદે બિરાજી સમાજની અનેક સેવાઓ કરી રહ્યા છે તે આપ સૌને સુવિદિત છે અને આજ સાલમાં સમાજોપયોગી ઘણાં કાર્યો કરી રહ્યા છે. તેમની આ યુવાન વયમાં આયુર્વેદ પ્રત્યેની સેવા ભાવી કારકીર્દી અને યશ અત્યંત હોઈ પરમકૃપાળુ ભગવાન ધન્વન્તરીને પ્રાર્થના છે કે તેમની યશ, કીર્તિ ને સદ્વૃત્તિને આગળ વધારી આપણી સામાજીક સેવા કરવા દિર્ઘાયુ બક્ષે ! તા. ૩૧-૩-૩૯.



વૈદ્યરાજ અનુપ્રસાદ ખોડીદાસ વૈદ્યભૂષણ વૈદ્યવર્ય
સહમંત્રી : અમદાવાદ વૈદ્ય સભા

# શ્રીમાન વૈદ્યરાજ અનુપ્રસાદ ખોડીદાસ વૈદ્યભૂષણનું જીવનવૃત્તાંત

સહમંત્રી ૧૯૩૮–૩૯

( સંપાદક : વૈદ્ય રાજેન્દ્રપ્રસાદ અંબાલાલ )

શ્રીમાનનો જન્મ અમદાવાદમાં સને ૧૯૧૧માં થયેલો. તેઓ બાલ્યાવસ્થાથી ગુજરાતી, ઇંગ્લીશ અભ્યાસ કરી. પોતે આયુર્વેદમાં પ્રવેશ કર્યો, સ્વર્ગસ્થ વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકરનાં તેમજ તેમના જ્યેષ્ઠ પુત્ર વૈદ્યરત્ન માધવપ્રસાદ નારાયણશંકરના હસ્તે આયુર્વેદનો અભ્યાસ કરી નિ. ભા. આ. વિદ્યાપીઠની પરીક્ષા આપી "ભિષક્" ની પદવી પ્રાપ્ત કરી છે તદુપરાંત તેઓશ્રીની યોગ્યતાથી તેઓને વૈદ્યવર્ય, અને વૈદ્યભૂષણની માનવંત પદવીઓ કાશીની સંસ્થા અને નારાયણ પાઠશાળા તરફથી એનાયત કરવામાં આવી છે. તેઓશ્રીએ નિ. ભા. આ. ૨૫મા સંમેલન વખતે સન્માન સમિતિ તેમજ પ્રદર્શન સમિતિમાં તેમજ સ્વયંસેવક સમિતિમાં અનેક સેવાઓ અર્પી છે. તેઓશ્રી આયુર્વેદનાં ઉત્કર્ષમાં અત્યંત ઉત્સાહથી કાર્ય કરનાર એક મુક સેવક છે. જેનો દાખલો કે તેઓશ્રી આજે શ્રી આયુર્વેદ સ્વાધ્યાય મંડળના મુખ્ય મંત્રી છે. તદુપરાંત આપણી સભાના પણ સહમંત્રીપદે બિરાજી આજે પણ અખંડ સેવા અર્પી રહ્યા છે. આવા એક ઉત્સાહીત અને નવયુવક વૈદ્ય ભવિષ્યમાં આયુર્વેદનાં ઉન્નતિદર્શક કાર્યો કરે. અને તેમને ભગવાન ધન્વન્તરી યશ, કીર્તિ, અને ધનથી અભિવૃદ્ધ કરી દીર્ઘાયુષ્ય બક્ષે કે જે દ્વારા તેઓ અહર્નિશ આયુર્વેદની સેવામાં તત્પર રહે એજ આશાસહ વિરમું છું.

લી. આપનો

વૈદ્ય રાજેન્દ્રપ્રસાદ અંબાલાલ

લીમ્બકુઇ પેટલાદ.

# વૈદ્ય યશવંતરાય બાપાલાલ વૈદ્યવર્યનું જીવન ચરિત્ર

સહમંત્રી વૈદ્યસભા ૧૯૩૮,૩૯

**વૈદ્યરાજ યશવન્તરાય બાપાલાલનો જન્મ** અમદાવાદનાં સુપ્રસિદ્ધ વૈદ્યસભાના આદ્ય સ્થાપક વૈદ્યરાજ બાપાલાલ હરિશંકરને ઘરે થયો હતો તેઓશ્રીને ગાર્ભિક સંસ્કારો, વૈદ્યનાં પડયા હતા ને જેથી તેઓશ્રીએ ગુજરાતી ઈંગ્લીશ વિગેરે અભ્યાસ કરી આયુર્વેદની દિશામાં પગલાં પાડયાં અને અમદાવાદ સુરત્નરૂપ વૈદ્યરાજ લક્ષ્મીશંકર રામકૃષ્ણ વૈદ્યરત્નની પાસે અભ્યાસ કરી. નિ. ભા. આ. વીદ્યાપીઠની ભિષક્ પરિક્ષા પસાર કરી. પોતાનાં પરાપૂર્વથી ચાલી આવતા દવાખાનામાં પ્રેકટીસ શરૂ કરી. અમદાવાદમાં ભરાયલા નિ. ભા. આ. ૨૫ માં અધિવેશન વખતે તેઓશ્રીની ઉતારા સરભરા સમિતિને અર્પેલી સેવાઓ ખરેખર પ્રસંસનીય હતી. પોતે સેવાભાવી હોવાને અંગે જ્યારે ચાલુ સાલોમાં વૈદ્યસભા કાર્યની અંદર સહાયતા માટે સહમંત્રીની જરૂર પડતી. જેથી જેમણે તે કાર્ય સહર્ષ સ્વીકારી લઈ-અહર્નિશ પોતાનાં કાર્યોને ગૌણ ગણી વૈદ્યસભાનાં મંત્રીઓને પોતાની સેવાઓ અર્પતા આવ્યા છે. અને જે આજે પણ ખરેખર પ્રસંશનીય છે. આવા એક ઉત્સાહી અને નવયુવક વૈદ્યરાજ ભવિષ્યમાં આયુર્વેદનાં ઉત્કર્ષમાં, પોતે સક્રીય ફાળો આપે એજ ઇચ્છા અને ભગવાન ધન્વન્તરીને પ્રાર્થના કરૂં છું કે તેમને આપ ધન, યશ અને કીર્તિથી સમૃદ્ધ બનાવી દીર્ઘાયુષ્ય બક્ષો કે જે દ્વારા તેઓશ્રી આથી પણ વધુ આયુર્વેદની સેવાઓ તન, મન, ધનથી કરે એજ આશા સાથે વીરમું છું.

લી. વૈદ્યરાજ—

**રાજેન્દ્રપ્રસાદ અંબાલાલ.**

લીમ્બાકુઇ-પેટલાદ.



**વૈદ્યરાજ જશવંતલાલ બાપાલાલ વૈદ્યવર્ય**

સહમંત્રી : અમદાવાદ વૈદ્ય સભા



વૈદ્યરાજ બાબુલાલ રણછોડલાલ આયુર્વેદ મહોપાધ્યાય
કોષાધ્યક્ષ : અમદાવાદ વૈદ્ય સભા

# શ્રીમાન વૈદ્યભુષણ આયુર્વેદ મહોપાધ્યાય બાબુભાઈ રણછોડલાલનું જીવન ચરિત્ર

**ઓડીટર ૧૯૩૭,૧૯૩૮,૧૯૩૯**

જન્મ તા. ૧૯-૯-૧૯૦૨ અમદાવાદમાં આસ્ટોડીઆરોડ ઉપર આવેલા અમદાવાદના સુપ્રસિદ્ધ વૈદરાજ રણછોડલાલ બાપાલાલને ત્યાં થયો હતો. બાલ્યજીવન અમદાવાદમાં પસાર કરી ગુજરાતી તેમજ અંગ્રેજી ફર્સ્ટઇયર આર્ટસની પરીક્ષા સને ૧૯૨૧ માં પાસ કરી પોતે મુંબાઈ " એમ. બી. બી. એસ " નો કોર્સ લીધો હતો પરંતુ એક બે વર્ષ દરમ્યાન પોતાની નાદુરસ્ત તબીયતના કારણે તે અભ્યાસ ક્રમ પડતો મુકી પોતાના પરાપૂર્વથી ચાલી આવેલા આયુર્વેદિક ધંધાનો અભ્યાસ જયપુર મુકામે આયુર્વેદિક કોલેજમાં જઈ આયુર્વેદ ઉપાધ્યાયનો કોર્સ સ્વામિશ્રી લક્ષ્મીરામજી આયુર્વેદાચાર્ય તથા પંડીત શીવદત્તજી શાસ્ત્રીના હસ્તે અભ્યાસ કર્યો અને જે બદલ તેમને ત્યાંથી "વૈદ્યભુષણ"ની માનનીય પદવીની પ્રાપ્તી થઇ પરંતુ ૧૯૨૪ના ડીસેમ્બરમાં પોતાના પીતાશ્રીના સ્વર્ગવાસ પછી તે કાર્ય પુરૂં કરી લઈ પોતાના દાદાના નામથી ચાલતા દવાખાનામાં વૈદ્ય તરીકે પ્રેકટીસ શરૂ કરી હતી ત્યારબાદ આપણી સભાએ નિ. ભા. વિ. ની પરીક્ષાઓ ને સહકાર આપતો ઠરાવ કર્યો જેથી તેઓશ્રીએ ૧૯૨૬ માં ઓ. ઇ. આ વિદ્યાપીઠની ભિષક પરીક્ષા પાસ કરી આજ દિન સુધી તેઓ વૈદ્યસમાજના કાર્યોમાં તન મન અને ધનથી મદદ કરતા આવ્યા છે ને ૨૫ મા મહાસંમેલન વખતે સન્માન સમિતિના મંત્રી તરીકે તેમજ અ. વૈદ્યસભાના કોષાધ્યક્ષ તરીકે પોતાની સેવાઓ અર્પી છે અને આજે પણ તેવાજ ઉત્સાહથી કાર્ય કરી રહ્યા છે પરમ કૃપાળુ પરમાત્મા તેઓશ્રીને દિર્ધાયુ બક્ષે શારદાપીઠના શંકરાચાર્ય તરફથી આયુર્વેદ-મહોપાધ્યાયની પદવી મળી છે.

સંપાદન

**વૈદ્યભુષણ અનુપ્રસાદ ખોડીદાસ.**

# રસવૈદ્ય દલપતરામ પી. દવે આયુર્વેદ વિશારદનું જીવનચરિત્ર

ઓડીટર ૧૯૩૭-૩૮, ૩૯ મે

**શ્રી. રસશાલા ઔષધ ભંડાર. અમદાવાદના સ્થાપક ગોંડલવા** રસવૈદ્ય દલપતરામ પી. દવેનો અલ્પ પરીચય દવે. રસવૈદ્યનો સં ૧૯૫૫ ની સાલમાં વિદ્વાન બ્રાહ્મણ કુળમાં જન્મ થયો હતે કાઠીયાવાડમાં આવેલા રાજધાનીના ગોંડલ ગામમાં પોતે વિદ્વાન વૈદ્ય ગુરૂ ત્યાં રહી આયુર્વેદનો શાસ્ત્રીય ઉત્તમ અભ્યાસ તેમજ (૮૦૦) આઠસો વ થયાં શિષ્ય પરંપરાથી રસાયન શાસ્ત્ર અને આયુર્વેદિક ઔષધોનું અનુભ સિદ્ધ જે જ્ઞાન ચાલ્યું આવે છે તેનો બહોળો અનુભવ લીધા બાદ તેઓ પે સ્વાલંબી બનવા માટે ભારતના જુદા જુદા ભાગોમાં પર્યટન કર્યા બ અમદાવાદ સંવત ૧૯૭૧ માં આવેલા અને ધંધો મેળવવા લાગ્યા, જેમ જે અનુભવ પરીપકવ થવા લાગ્યો તેમ તેમ તેઓએ મેળવેલો વૈદકીય અનુભવ પ્રજાને લાભ આપતા રહ્યા દીન પ્રતિદીન તેમને તેમાં વધુ રસ પડવા તેઓએ તેમના ગુરૂશ્રીની સંસ્થા ફાર્મસીની એજન્સી લીધી અને વૈદ્ય ચિકીત્સાની સાથે વેપાર પણ ખુબ મહેનત અને ખંતથી ચલાવ્યો પણ તે તેઓને વખતોવખત તેમના પૂજ્ય ગુરૂ શ્રી અને સંસ્થાના ઉત્તરાઅધીકારી તરફથી અનેક અગવડો અને સંકુચીત મનોભાવનાથી ખોટી રીતે દબા થયાં કરતાં હતાં.

રસવૈદ્ય શ્રીએ અમદાવાદમાં કચ્છ, કાઠીઆવાડ વૈદ્ય મિત્ર મંડલ નામ સંસ્થા સ્થાપી વૈદ્ય આલમમાં ખુબ આંદોલન ચલાવ્યું.

પોતે સેવાભાવી વ્યકિત હોવાથી તેઓ મુખ્ય કાર્યકર્તા હોવા છતાં તે તે સંસ્થાના બીજા વિદ્વાન સભ્યોને આગળ લાવવાનો માનસહ પ્રયાસ કર અને આર્થીક પણ મોટાં ખર્ચ મંડળ માટે પોતાના પાકીટમાંથી કર પોતાના મંડળના વિદ્વાન વૈદ્યરાજો પબલીકમાં કેમ વધુ માન પામે તેવા હેતુ તેઓ સભા મીટીંગો ભરીને ઘણો પ્રયાસ અને આયુર્વેદનો પ્રચાર કરતા. ઇચ્છાએ તેમના કેટલાક વિદ્વાન મીત્રો અકાળે આ લોક છોડી પરલે સિધાવ્યા છે. અરસામાં ઉપર જણાવ્યા પ્રમાણે વૈદ્યરાજને જેની એજન્સી હ તેનાથી વિશેષ અગવડો વખતોવખત ઉભી થવાથી તેઓ ખુબ મુંઝાયા ર આ રીતે આયુર્વેદની અને પબલીક જનતાની ( દરીદ્ર નારાયણની ) પોત



વૈદ્યરાજ દલપતરામ પી. દવે આયુર્વેદભૂષણ; ભિષકકેસરી

ઑડીટર અમદાવાદ વૈદ્ય સભા

ઇચ્છા અને હૃદયની સુદ્ધ ભાવના પ્રમાણે ભવીષ્યમાં વધુ સેવા નહિં કરી શકે તેમ જણાવાથી એજન્સી કાઢી નાખી. પોતે ગુરૂ પરંપરા મેળવેલા જ્ઞાન અને પંદર વર્ષના પ્રેકટીકલ અનુભવના બહોળા જ્ઞાનથી તેઓશ્રીએ ઉપર જણાવેલી **શ્રી રસશાળા ઔષધભંડાર** નામની સંસ્થા તા. ૨૩–૬–૧૯૩૫ ના મંગળ પ્રભાતે પ્રાતઃસ્મરણીય પૂજ્ય મુરબ્બી શ્રી વૈદ્યશાસ્ત્રી નારાયણ-શંકર દેવશંકર પ્રાણાચાર્ય આયુર્વેદ મહા મહોપાધ્યાય ભિષક શિરોમણી અને ઓલ ઇન્ડીઆ. આયુર્વેદિક, વૈદ્ય સંમ્મેલન, બનારસ, (કાશી) (૨૬) છવી-સમા સંમેલનના પ્રમુખશ્રીના સુભ હસ્તે અમદાવાદ વૈદ્યસભાના વિદ્વાન વૈદ્ય-રાજો અને નાગરિક સેંકડો વિદ્વાન મિત્રો, મીલ માલીકો, વકીલો, ડાકટરો, ઉંચા હોદ્દાના અમલદારો વિગેરે સજ્જનોની હાજરીમાં દબદબા ભરેલા સમારંભમાં પ્રાસંગીક ભાષણો થયા બાદ આ સંસ્થા ખુલી મુકવાની મંગળ ક્રિયા પ્રમુખશ્રીએ કરી. રસવૈદ્ય આગંતુક સદગૃહસ્થોનો આભાર માનતાં અમદાવાદ વૈદ્ય સભાને હૃદય પુર્વક સભાનું ગૌરવ જાળવવા રોકડ રકમ પ્રમુ-ખને એણે ભેટ ધરી તે સહર્ષ સ્વીકારી બધા સભ્યો સંસ્થા અને રસવૈદ્યનો અભ્યુદય ઇચ્છતા અમીનો છાંટો નાખી સાકરના પડા અને ફુલહાર વિગેરે થયા બાદ શ્રી ધન્વન્તરિ ભગવાનના જયનાદ ગજાવતા સૌ સહર્ષ વિખરાયા હતા. આ સંસ્થા પ્રારંભમાં બહુ નાના પાયા પર શરૂ થઇ હતી પણ ઈશ્વર કૃપા અને વિદ્વાન મીત્રો અને પ્રજાની લાગણીને લીધે દિવસે દિવસે વૃદ્ધિ પામતી હાલ સંગીન સ્થિતિયે પહોંચી રહી છે, આજે આ **રસશાળા** હજારો ચોરસ ફુટ જમીનમાં વિશાળ ભવ્ય કારખાના માટે વિવીધ વિભાગોવાળો પોતાની માલીકીનો બંગલો લીલી વનસ્પતિ માટે વિશાળ ખુલ્લી જમીનમાં બગીચો અને હજારો રૂપીઆનાં સિદ્ધ ઔષધો સરંજામ સાથે વિસ્તારથી ફેલાયેલી છે. આ સંસ્થાએ આયુર્વેદિક ઔષધોના પ્રચારની ઝડપ સાથે સંગીન રીતે કરેલાં કામને લીધે સમસ્ત ભારત વર્ષમાં તેમજ દુનીયામાં બીજા દેશો જેવા કે આફ્રીકા સુધીના પ્રદેશોનું ધ્યાન આયુર્વેદિક ઔષધો તરફથી ખેંચ્યા છે. અને પોષ્ટ દ્વારા ઘણા કુટુંબો દવાઓ મંગાવી વાપરે છે. તદઉપરાંત વિશ વર્ષથી પબ્લીકને રોગ પરત્વે યોગ્ય સલાહ મફત અપાય છે તેમજ ગરીબોને ઔષધ દાન આપ્યાં છે જેનો લાભ લઇ હજારો કુટુંબોનાં દર્દીઓ રોગ મુકત થઇ શુભ આશીશ સાથે પ્રસંશા કરે છે વિશેષમાં **રસશાળા** અને રસવૈદ્યને પ્રાંતિય અને ઓલ ઇન્ડીઆ નિ. ભા. વૈદ્ય સમ્મેલનો અને પ્રદર્શનોમાંથી ઔષધોની ઉત્તમતા બદલ પ્રથમ શ્રેણીના પ્રમાણપત્રો મળ્યાં છે. તેમજ બીજી નાની મોટી સંસ્થાઓ અને વિદ્વાન વ્યક્તિઓએ કાર્યથી આક-ર્ષાઇને ઉત્તમ શ્રેણીના પ્રમાણપત્રો (સર્ટીફીકેટો) અને વૈદ્યકીય શાસ્ત્રીય મોભાદાર ડીગ્રીઓ વિગેરે આપ્યાં છે.

તેમજ રસવૈદ્ય ઘણી પ્રતિષ્ઠિત સંસ્થાઓના સભ્ય છે. રસવૈદ્ય અમદાવાદ વૈદ્યસભાના પંદર વર્ષથી સભ્ય અને હોદ્દેદાર છે તેમજ મહાગુજરાત આયુર્વેદ

મેડીકલ સોસાયટી અને મહાવિદ્યાલયના સભ્ય છે અને શ્રી કાશીપંડીત સભાના ગુજરાત પ્રાંતની સંસ્થાના સભ્ય અને બીજી સંસ્થાઓના હોદ્દેદાર છે.

અમદાવાદ શ્રી આયુર્વેદ સ્વાધ્યાય મંડલના કોષાધ્યક્ષ છે તેમજ ઓલ ઈન્ડીઆ આયુર્વેદ મહામંડલ ( આયુર્વેદિક કોંગ્રેસ )ના આજીવન સભ્ય (લાઇફ મેમ્બર) છે. એજ કાઠીઆવાડ વૈદ્ય મીત્રમંડલના સ્થાપક અને મૂખ્ય કાર્યકર્તા છે.

અને અમદાવાદ ઔદીચ્ય બેરડી સમવાય મહામંડલના સ્થાનીક પ્રમુખ છે. અને ગોંડળ પ્રજામીત્રમંડલના સ્થાઇ (અમદાવાદ) ના તેમજ પ્રમુખ છે.

રસવૈદ્ય પોતે રસશાળાના વેપારના નફામાંથી આયુર્વેદિક વૈદ્યકીય વિષયો ચર્ચતું અને જનતાને ઉપયોગી એવું માસીક કાઢવાની વિચારણા ચલાવી રહ્યા છે. અને તેમજ આયુર્વેદનો સરલ ભાષામાં સામાન્ય જન્તા બહોળો લાભ લઇ શકે તેવો **રસગ્રંથ** સ્વયંમ લખી રહ્યા છે તેમજ ભવીષ્યમાં પરમ કૃપાળુ પરમાત્મા તેઓશ્રીના હાથે જનતાની અને આયુર્વેદની વધુ સેવા કરવાની શક્તિ આપે એવી વાંચક મહાનુભાવો અને વિદ્વાન વૈદ્યરાજો અને જનતાના સહકારથી ભવીષ્યમાં આગંતુક મુશકેલીઓ તેમજ મુંઝવણોથી પ્રભુ મુકત કરે તેવી પરમ-કૃપાળુ પરમાત્મા પાસે પ્રાર્થના સાથે સોર્ટ જીવનચરિત્ર પુરૂં કરૂં છું.

ૐ શાન્તિ, શાન્તિ, શાન્તિ

મીત્રોનો અભ્યુદય ઇચ્છતો સદાએ આપનો

**શ્રી. રસશાળા ઔષધભંડાર હેડ ઓફીસ**

ગાંધીરોડ બાલાહનુમાન પાસે **અમદાવાદ.**

કારખાનુ શ્રી મહાલક્ષ્મી સોસાયટી બંગલા નં ૧૯ (રસકુંજ)



વૈદ્યરાજ અંબાશંકર જી. ત્રિવેદી ભિષક્ કેશરી

પ્રમુખ : અમદાવાદ વૈદ્ય સભા

ઉપપ્રમુખ : ગુજરાત કચ્છ કાઠિયાવાડ સ્થાયીસમિતિ

# અમદાવાદ વૈદ્યસભાના પ્રમુખશ્રી અંબા-શંકર ત્રિવેદી ભિષક કેસરી ચિકિત્સક ચુડામણીનું સંક્ષિપ્ત જીવનચરિત્ર

**પ્રમુખ સને ૧૯૩૯**

લખનાર : **નટવરપ્રસાદ નારાયણશંકર વૈદ્યશાસ્ત્રી–ભિષગાચાર્ય, આયુર્વેદરત્ન સ્પ્રસ્પેશીયાલીસ્ટ ગોલ્ડમેડલીસ્ટ.**

શ્રીયુત અંબાશંકરભાઈનો જન્મ સંવત ૧૯૪૪ ના મહા વદી ૧૩ ના રોજ રાજકોટ રાજ્યની રાજધાની સરધાર મુકામે ચાતુરવેદીય મોઢ બ્રાહ્મણમાં થયો છે. બાલ્યકાળમાં ગુજરાતિ શિક્ષણ મેળવ્યા પછી ઈંગ્રેજી મેટ્રીક સુધીનો અભ્યાસ ને સંસ્કૃત સાથે કરી સને–૧૯૦૨ ની સાલમાં કાઠિયાવાડના સુપ્રસિદ્ધ બાવાભાઈ અચળજીના પ્રશિષ્ય રાજ્યવૈદ્ય રવિશંકર દેવશંકરની સાથે ઉદેપુર ગયા ત્યાં તેમની પાસે તશ દરભંગાના નિવાસી મૈથીલી પંડિત મહાદેવપ્રસાદ ઝાંજની પાસે આયુર્વેદનો સતત્ ચાર વર્ષ સુધી અભ્યાસ કરી ઉદેપુરમાં વૈદ્ય તરીકેની પ્રેકટીસ ચાલુ કરી સને–૧૯૧૦ સુધી ઉદેપુરમાં રહ્યા દરમ્યાન પ્લેગ, કોલેરા ઇત્યાદિ જનપદોદ્વંસનના રોગોના હુમલા વખતે સેવાભાવથી કાર્ય કરી પ્રજાની ચાહના મેળવી. સને--૧૯૧૧ ના જાન્યુઆરી માસમાં મોરબી નરેશના ભાઇ શ્રીમાન હરભમજી સાહેબના ખાસ આગ્રહથી રાજકોટમાં દવાશાળા ખોલી ચિકિત્સાનું કાર્ય શરૂ કર્યું સને--૧૯૧૨ મેડીકલ, રજીસ્ટ્રેશન એકટ મુંબાઈ ઈલાકામાં શરૂ થયો તે સમયે રાજકોટ રાજ્યમાં પણ તેનું અનુકરણ કરવાનું રાજ્યે નક્કી કર્યું વૈદ્યોના હીતનું રક્ષણ કરવાના માટે વૈદ્યસભાની સ્થાપના કરી પોતે મંત્રીપદ સ્વીકાર્યું સભાનું ડેપ્યુટેશન સદ્‌ગત ઠાકોરશ્રી સાહેબ લાખાજીરાજ પાસે લઇ જઇ એકટ સંબંધી. વિચારણા કરી રાજકોટ રાજ્યમાં મેડીકલ બોર્ડની સ્થાપના કરાવી. અને તે વખતના પ્રેકટીશ કરનારા તમામ વૈદ્યને રાજ્ય પાસે સ્વિકૃત કરાવી વૈદ્યોના હકોનું રક્ષણ કર્યું તેજ અરસામાં મુંબઇની જ્યોર્જ ધી ફીફ્થ એન્ટીટયુબર કયુલોસીસ લીગઝમાં આયુર્વેદીય પદ્ધતિથી ક્ષય રોગીની સારવાર કરવામાં વધુ સફળતા પ્રાપ્ત થાય છે. તે સંબંધીનો પ્રતિપાદન કરતું એક નિવેદન પ્રગટ કરી લીગના કાર્યકરતાઓને સંતોષ આપ્યો. સને ૧૯૧૫ ના એપ્રીલ માસમાં અમદાવાદના ન્યુ સારંગપુરની કોટન મીલના એજંટ શેઠ સાકરલાલ બાલાભાઇની તથા ન્યુ માણેકચોક મીલના એજંટ શેઠ લાલભાઇ ત્રિકમલાલની સારવાર કરવા અમદાવાદ આવ્યા ચિકિત્સા પદ્ધતિથી પ્રસન્ન થઇ બન્ને

ગૃહસ્થોએ અમદાવાદમાં સ્થાયી થવાનું કહેવાથી જનસમાજના હિતનું કંઈ કાર્ય કરવામાં આવે તો રહેવાને હા, પાડી તેથી તે બન્ને ગૃહસ્થોએ શ્રી લોક હિતાર્થ દેશી દવાખાનું એ નામનું ઔષધાલય કેવળ નામનીજ ફી લઇને ચલાવવા માટે માસીક રૂા. ૧૦૦ સો રૂા.નું ડોનેશન કરી આપ્યું સને ૧૯૧૮ સાલમાં સદ્‌ગત વૈદ્યરાજ જટાશંકર લીલાધરની ગુજરાત આ. ફાર્મસી સાથેનો સંબંધ બંધાયો. નિખીલ ભા-આ. વિદ્યાપીઠના અમદાવાદ કેન્દ્રમાં લેવાતી પરીક્ષાના નિરીક્ષક નિમાયા સને ૧૯૨૩ની સાલમાં અમદાવાદ વૈદ્યસભાની પુનર રચના વખતે સભ્ય તરીકે તે વ્યવસ્થાપક મંડળમાં નિમાયા સને–૧૯૨૪ માં અમદાવાવાદ વૈદ્યસભાએ ડો. સુમંત મહેતાની સુચનાથી ગુજરાત પ્રાન્તિય સંમેલન ભરવાનો વિચાર કર્યો ને તે વર્ષમાં નિ. ભા. આ. સંમ્મેલનના હરદ્વાર ખાતેના અધિવેશનમાં શ્રીયુત જાદવજીભાઈ અધ્યક્ષ હોવાથી ચાર પ્રતિનીધીઓને વૈદ્યસભાએ સંમેલનનો અનુભવ પ્રાપ્ત કરવા હરદ્વાર મોકલ્યા તેમાં મુખ્ય હતા. હરદ્વાર સંમેલનનો અનુભવ સભા સમક્ષ આબેહુબ રજુ કરી સભાને સંમેલન ભરવા ઊત્સુક બનાવી. આ વખતે વદ્યોનું સંગઠન નબળું હતું. સભાની આર્થીક સ્થિતિ નબળી હતી તેની વિચારણા કરતાં વિદ્વાન વૈદ્યોનું સંગઠન કરવાના હેતુથી સંમાનિત વૈદ્યોનું પ્રમાણપત્ર આપવાનો ખરડો તૈયાર કરી વૈદ્યસભા સમક્ષ રજુ કર્યો સર્વાનુમતે પાસ થવાથી સંમાનિત વૈદ્યોના પ્રમાણપત્રો આપવાનું શરૂ કર્યું. શરૂઆતમાં લગભગ ૮૫) વૈદ્યોએ પ્રમાણપત્રો મેળવ્યાં સભાના સભ્યોની સંખ્યા વધીને સભા પાસે સંમેલનનું પ્રાથમિક ખરચ કરવાની ઊત્પન્ન થઈ. સને ૧૯૨૫ની સાલમાં ગુ. પ્રાં, વૈદ્ય સંમેલનનું પ્રથમ અધિવેશન અમદાવાદ વૈદ્યસભા મારફત સ્વાગત મંત્રી તરીકેના હોદ્દા પર રહી સફળ બનાવવાનો યત્ન કર્યો. પ્રથમ સંમેલનના અધ્યક્ષ શ્રીયુત ડો. પોપટભાઈ પ્રભુરામે પ્રસન્ન થઈ સુવર્ણચંદ્રક અર્પણ કર્યો છે.

દ્વિતિય સંમેલન મુંબાઇ ખાતે ભરાયું શ્રીયુત નારાયણશંકરભાઇના પડખે રહી તેને સફલ બનાવવામાં પ્રયત્નશીલ રહ્યા. સુરતના ત્રીજા અધિવેશન વખતે સુરતની સ્વાગત સમિતીને એક માસ અગાઉથી સમયનો ભોગ આપીને સંમેલન સફળ બનાવવામાં સહાયતા કરી. આ સેવાઓથી પ્રસન્ન થઈ ને સુરત સંમેલનના પ્રમુખશ્રી સ્વ. વૈદ્યરાજ ત્રંબકલાલ ત્રિભુવન મુનીએ સુવર્ણચંદ્રક અર્પણ કર્યો પ્રથમ સંમેલન વખતે વૈદ્ય મંડળની સ્થાપના કરી પ્રાન્તિય મંત્રી તરીકે રહ્યા પાછા ત્રીજા વર્ષે પ્રાન્તિય મંત્રી તરીકે ચુંટાયા તેમના પ્રાન્તિય મંત્રી તરીકેના અમલ દરમ્યાન મદ્રાસ કમિટીનો રીપોર્ટનો સંક્ષિપ્ત હેવાલ આયુર્વેદ વિજ્ઞાન નામની પુસ્તિકા રૂપે તથા વૃદ્ધત્રયીની વનસ્પતિઓનું પુસ્તક પ્રગટ કરવામાં આવ્યાં છે. તે વખતે ગોંડળના રસવૈદ્ય જીવરામ કાલીદાસભાઇએ ગુજરાતથી કચ્છ કાઠીઆવાડનું સંમેલન જુદું ભરવાનો પ્રયત્ન આદર્યો તેમને કુનેહથી સમજાવી ગુજરાત કચ્છ કાઠીઆવાડ એક જ રહે તેવા યત્નમાં સફળતા મેળવી ચોથા સંમેલન વડોદરા વખતે પૂર્વવત સ્વાગત સમિતિને મદદ કરી હતી. પાંચમા વસાઈ સંમેલનમાં અગત્ય ને અજાણ્યા પ્રદેશમાં સફળતાપૂર્વક સંમેલન ભરી શકવાનું અદ્વિતીય માન તેમને પ્રાપ્ત કર્યું.

તેઓએ આજ સુધીમાં વૈદ્યસભાની મંત્રી તરીકે ઉપાધ્યક્ષ તરીકે અનન્ય સેવાઓ કરી છે એટલું જ નહીં પરંતુ આયુર્વેદના પ્રચારને સંગઠ્ઠનના માટે આપણા પ્રાન્તના પ્રચારક તરીકે તેમનું અગ્રસ્થાન છે. નિખિલ ભા. આ. મહાસંમેલનમાં અનેક અધિવેશનોમાં તેઓ સતત્ હાજરી આપ્યા કરે છે. સને ૧૯૩૬ની સાલમાં અમદાવાદ ખાતે ભરાએલ નિખીલ ભારત વ. આ. મહાસંમેલનના ૨૫ મા અધિવેશન વખતે તેઓ સ્વાગતના પ્રધાનમંત્રી તરીકે કાર્ય કરીને સંમેલનને સફળ બનાવવામાં ફળીભૂત થયા છે. તેમજ નિ. ભા. વ. આયુર્વેદ મહાસંમેલન કાશીના પ્રમુખ સ્વ. વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર પ્રાણાચાર્યની સાથે તેમની પડખે રહી સંપૂર્ણ રીતે ફળીભૂત કરાવ્યું.

તેઓશ્રી તરફથી સને ૧૯૩૩ની સાલથી તેઓએ શ્રી અનંત આયુર્વેદ પાઠશાળા શરૂ કરી છે જેમાં અભ્યાસ કરી આજસુધી સો ઉપરાંત વિદ્યાર્થીએ નિ. ભા. આ. વિદ્યાપીઠની પરિક્ષામાં ઉતીર્ણ થયા છે તદ્દુપરાંત તેઓના હસ્તે સને ૧૯૨૨ ની સાલથી સ્વ. શેઠ. જેઠાભાઈ અમરતલાલનું દેશી દવાખાનું ચાલે છે આ દવાખાનું પ્રથમ એલોપથીય થવાનું હતું પણ મરહુમ શેઠને જીવતાં જાતે મળી તેમના વીલમાં આયુર્વેદીય દવાખાનું ચલાવવાનું નક્કી કર્યું જે અદ્યાપી પર્યંત ચાલું છે ને તેમના મુખ્ય વૈદ્ય તરીકે તેમના પુત્ર વૈદ્ય ગીરજાશંકર અંબાશંકર કે જેમને સને ૧૯૩૦ માં ભિષક પરીક્ષા પાસ કરી છે તેઓ ચલાવે છે ગીજુભાઇ એલ. સી. પી. એન્ડ એસના બીજા વર્ષ સુધી અભ્યાસ કર્યો અને આયુર્વેદ ભિષક પાસ કરી ઉભયપથીનું જ્ઞાન મેળવ્યું છે અને ગીજુભાઇ સ્વભાવે મીલનસાર અને શાંત અને માયાળું છે અને જ્યાં જ્યાં પ્રાંતિક તથા ઓલ ઈન્ડીયા સંમેલન હોય છે ત્યાં ત્યાં બની શકે તેટલા ઠેકાણે પોતે હાજરી આપે છે. ને તેના પર પોતે દેખરેખ રાખે છે.

સદ્ગત વૈદ્યશાસ્ત્રી, નારાયણશંકરભાઈ અને શ્રીયુત રાજ્યવૈદ્ય એસ. એમ. શર્માજી વૈદ્યશાસ્ત્રી અમૃતલાલ ત્રિભુવન વૈદ્યરાજ રવિશંકર જટાશંકર સાથેનો તેમનો ઘનિષ્ટ સંબંધ યથાવિધિ ચાલ્યો આવે છે. અન્ય અન્ય સહકારના યોગો વૈદ્યસભાની ઊન્નતિ સાધવાએ સદૈવ તત્પર રહ્યા છે.

સને ૧૯૩૮ નું મુંબઈનું પ્રાન્તિય સંમેલન પણ તેમના પ્રયત્નોનેજ આભારી છે. આ પ્રમાણે તેમની આયુર્વેદની સતત્ ને અદ્વિતીય સેવાઓથી પ્રસન્ન થઇને તેમની વધુ સેવા મેળવવાના લોભે ચાલુ વરસે અમદાવાદ વૈદ્યસભાના પ્રમુખ તરીકે સર્વાનુમતે ચુંટી કાઢ્યા છે. સુરત વૈદ્યસભાએ ત્યાંની રજતજયંતી મહોત્સવ ઉજવ્યો તે વખતે તેમને ચાંદીના કાસ્કેટમાં માનપત્ર તેમની આયુર્વેદ અને વૈદ્યસમાજ પ્રત્યેની સેવાઓની કદર તરીકે આપ્યું હતું.

તેઓશ્રીના પ્રમુખપદમાં આવ્યા બાદ અમદાવાદ વૈદ્યસભાનો રજતજયંતી ઉત્સવ ઉજવવામાં આવ્યો તથા રજતજયંતી ગ્રંથ પ્રકાશનમાં આવ્યો તેમજ અમદાવાદ વૈદ્યસભા સ્થાપિત ગુજરાત આયુર્વેદ મહાવિદ્યાલય તેમના મુરબ્બી મિત્ર સ્વ. નારાયણશંકરભાઇના વાકયને યાદ કરી '**संहति कार्य साधिका**' એ ન્યાયે વૈદ્યસભાના સહકારથી શરૂ કર્યું તેઓશ્રીએ પોતાના ઓદ્ધા દરમીયાન ટુંક વખતમાં તેમના મંત્રીઓ તેમજ વ્યવસ્થાપક મંડળની સારી પ્રીતિ સંપાદન કરી.

# વૈદ્યરત્ન શ્રી માધવપ્રસાદ નારાયણશંકર શાસ્ત્રીનો ટુંક જીવન પરિચય

## સેવા અને સંસ્કારથી ભરેલું આખું જીવન

### ઉપપ્રમુખઃ—સને ૧૯૩૯

લેખકઃ—ચંદ્રકાન્ત ન. વ્યાસ આયુર્વેદ ભિષક્ (એ. આઇ. એવી.)

અધિક શ્રાવણ સુદ ૪ સં. ૧૯૫૭ તા. ૧૯ મી જુલાઇ ૧૯૦૧ શા. માધવપ્રસાદનો જન્મદિન, ચરોત્તરના સુપ્રસિદ્ધ વૈદ્યરાજ રાજારામ બાપુજી પુરાણીને ત્યાં એમનું મોસાળ થાય, અને એમનો જન્મ પણ એમના મોસાળ જ થયો હતો. માધવપ્રસાદના મામા યુવાવસ્થામાં જ સ્વર્ગસ્થ થયેલા હોવાથી, મોસાળમાં દાદા દાદીએ એમને ખૂબ જ લાડથી ઉછેર્યા હતા. એ રીતે એમનું બાળપણ મોસાળમાં પસાર થયું હતું.

૧૯૧૮ ની સાલ સુધી એમણે વિદ્યાભ્યાસ કર્યો: માતામહ અને પિતા એ બન્ને વૈદ્યકિય ધંધો કરતા હોવાથી સ્વાભાવિક રીતે જ તેમનું ચિત્ત એ ધંધા તરફ વળ્યું અને તેમણે પણ આ ધંધામાં પગલાં પાડયાં. બીજા વૈદ્યો જેમ ચાર શીશી દવાની લઇ ગોઠવી મહાન વૈદ્યરાજ બની જાય છે તેમ ન કરતાં એ વિદ્યાનો શાસ્ત્રીય પદ્ધતિથી અભ્યાસ શરૂ કર્યો: અને પોતાના પિતા પાસે શાસ્ત્રીય તેમજ ક્રિયાત્મક ઉભય પ્રકારનું જ્ઞાન મેળવ્યું.

ત્યારબાદ ૧૯૨૦ થી ૧૯૨૩ સુધી તેઓએ સીવીલહોસ્પીટલમાં શવચ્છેદન (Disection) તથા મેટીરીયા મેડિકા, અને ફીઝીયોલોજીનો ખાનગીરાહે, કર્નલ ટયુક સાહેબની ખાસ ભલામણ અને જાતીય દેખરેખ નીચે કર્યો. અને તે બાદ સને ૧૯૨૪ માં ભિષક્ તેમજ વડોદરાની શ્રાવણમાસ દક્ષિણા પરીક્ષાની આયુ-ર્વેદ મધ્યમા પરીક્ષા સારા માર્કસ મેળવી પસાર કરીઃ અને સારા માર્કસથી પાસ થવા બદલ રૂપીયા ૩૫) અને પ્રમાણપત્ર ના. ગાયકવાડ સરકાર તરફથી આપવામાં આવ્યાઃ આટલેથી એમના અભ્યાસની ઇતિશ્રી ન થઇ એમનો આયુર્વેદ તરફનો પ્રેમ અસાધારણ હતો એટલે એમણે વૃદ્ધત્રયીનો અભ્યાસ શરૂ કર્યો અને ૧૯૨૬ માં વડોદરાની શ્રાવણમાસ દક્ષિણાની 'આયુર્વેદ ઉત્તમા' પરીક્ષા પ્રથમ નંબરે પાસ કરી અને તે બદલ તેમને નામદાર ગાયકવાડ

## वैद्यरत्न माधवप्रसाद नारायणशङ्कर शास्त्री

### अमदावाद म्युनिसिपल आयुर्वेदिक दवाखानाना



### मेडीकल ओफिसर

अमदावाद वैद्यसभाना मानद मंत्री अने हालना उपप्रमुख नि. भा.
आयुर्वेद विद्यापीठ अने पाटण आयुर्वेदिक कॉलेजना परिक्षक,
डीस्ट्रीक्ट लोकलबोर्ड आयुर्वेदिक डिस्पेन्सरी कमिटिना सभ्य

સરકાર તરફથી વૈદ્યરત્નની પદવી સાથે રૂા ૧૨૫) અને સાલજોડી એનાયત થયાં. અમદાવાદમાં જ નહિ બલ્કે આખા ગુજરાતમાં આવી ઉત્તમ પદવી પ્રાપ્ત કરનાર તેઓ પ્રથમ જ હતા અને જેથી તેમની ખ્યાતિ સારી પ્રસરીઃ

આ પદવી પ્રાપ્ત કર્યા પછી સામાજીક સેવા તરફ એમનું મન દોરાયું. સને ૧૯૨૫ માં ભરાયેલા પ્રથમ ગુજરાત પ્રાંતિય વૈદ્ય સંમેલનના સ્વયંસેવક દળના મુખ્ય અધિકારી તેઓ નિમાયા અને સંમેલનની બહુ જ સારી સેવા બજાવીઃ અને એ બજાવેલી સેવા બદલ મુંબાઇના ડૉ. પોપટ પ્રભુરામે પ્રમુખ પદેથી તેમની મુક્ત કંઠે જાહેરમાં પ્રશસ્તી કરી હતીઃ

રા. માંધવપ્રસાદની લેખન શૈલી પણ એટલી સરળ અને સરસ હતી કે ઉક્ત સંમેલન પ્રસંગે લખેલો જીવાણુવાદ (Bacteriology) ઉપર લખેલો નિબંધ પ્રથમ શ્રેણીમાં પ્રથમ નંબરે આવ્યો અને તે બદલ તેનને સુવર્ણ-ચન્દ્રક આપવામાં આવ્યો હતો. આ નિબંધ જ્યારે પ્રસિદ્ધ થયો ત્યારે મુંબઈના સુપ્રસિદ્ધ બેરીસ્ટર અને સાક્ષર શ્રી વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય આઠ પાના ભરી એ નિબંધની પ્રસંશા કરી હતી, જગ્યાના અભાવે અત્રે એવો માત્ર ઉલ્લેખ જ કરું છું.

સને ૧૯૨૬ માં મુંબઈ ખાતે ગુજરાતી પ્રાંતીય વૈદ્ય સંમેલન ભરાયું, તે સંમેલનના પ્રમુખ એમના પિતાશ્રી વૈદ્યશાસ્ત્રી નારાણશંકર દેવશંકર હતા, ઉક્ત સંમેલનમાં વિષયવિચારિણી સમિતિમાં ઠરાવો વગેરે તૈયાર કરવામાં તેમણે કેટલાંક કિમતી સૂચનો કર્યાં હતાં, અને એ માટે ગુજરાતના સુપ્રસિદ્ધ ઇતિહાસ-વેત્તા સાક્ષરશ્રી દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી, જેઓ આરોગ્યવિજ્ઞાનના તંત્રી છે, તેમના ઉપર રા. માધવપ્રસાદની યુવાવસ્થામાં કાર્ય કરવાની શક્તિ જોઇ તેમને અભિનંદન આપ્યા હતા અને પ્રોત્સાહન આપ્યું હતું કે "ખૂબ વાંચો, ખૂબ લખો, તમો આગળ ઉપર બહુ જ હુંશીઆર થશો, જરૂર પડયે હું તમારી પડખે છું." આવા પ્રોત્સાહનથી તેમજ એમના ખંતિલા સ્વભાવથી તેઓએ લેખો લખવાનું શરૂ કર્યું. વૈદ્યકિય તેમજ સામાજીક પ્રશ્નો ચર્ચતા લેખો, કાવ્યો વગેરે લખવા માંડયા જે અમદાવાદના દૈનિક 'સંદેશ', મુંબઈ સમાચાર, અને 'હિન્દુસ્તાન પ્રજામિત્ર' વગેરે મુંબઇના પત્રોના દીપોત્સવી અંકોમાં પ્રસિદ્ધ થતા તેમની લેખનશૈલી તરફ, તેમની વિદ્વતા તરફ અનેકોને આકર્ષણ થયું.

ફક્ત વૈદ્ય સમાજમાં તેઓ આગળ પડતો ભાગ લેતા હતા એટલું નહિ પણ તેમના જ્ઞાતિ મંડળોમાં તેના મંત્રી તરીકે અને એમના જ્ઞાતિપત્ર 'રૈકવ' માસિકના સહતંત્રી તરીકે રહીને જ્ઞાતિના સાહિત્યની અને રૈકવજ્ઞાતિના સાહિત્યસેવકોની નોંધ લખી તેમની જ્ઞાતિમાં પણ એક સારા લેખક તરીકેની નામના એ કમાયા હતા. એટલું જ નહિ પણ ગુજરાતના સુપ્રસિદ્ધ સાક્ષર શ્રી મણિભાઇ છબારામે તો તેમની જાહેરમાં પ્રસંશા કરવા ઉપરાન્ત એક પત્ર લખી મોકલ્યો હતો. આ રહ્યો એ પત્રઃ

"મિ. માધવપ્રસાદ બહુ સારા લેખક નિવડશે તેમના લખાણમાં શુદ્ધિ

અને ચોકસાઈ સારી છે હું એમના આ લેખથી ( આપણી સાહિત્ય સેવા ) તેમજ સોઢલવાળા લેખથી પ્રસન્ન થયો છું અને મળશે તો તેમને બહુ સારી રીતે ખચીત શોધને માટે પ્રેરણાત્મક ઉત્સાહ આપીશ આપણી જ્ઞાતિના વિદ્વાનોની નોંધ એમને હાથે થાય એ ઇચ્છવા યોગ્ય છે. એ કામ મિ. શાસ્ત્રી સારી રીતે પાર પાડવા સમર્થ થશે એવી મને ખાત્રી થાય છે.

આમ દિન પ્રતિદિન કાર્ય કરવાના ઉત્સાહને લીધે સારાય ગુજરાતમાં તેમના પિતાશ્રી માફક તેઓ પણ એક ઉત્સાહી કાર્ય કરતા વૈદ્ય તરીકે ગણાવા લાગ્યા. ગુજરાત પ્રાંતિય સ્થાયી સમિતિએ એમને તેના કાર્યવાહક મંડળના સભ્ય તરીકે નીમ્યા અને મદ્રાસ કમિટિના રિપોર્ટનું ભાષાંતર કરવાનું પણ તેમને જ સોંપ્યું જે સ્થાયી સમિતિદ્વારા પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

સને ૧૯૨૮ માં અમદાવાદ મ્યુનિસિપાલિટીએ એક આયુર્વેદિક દવાખાનું ખોલવાનો ઠરાવ કર્યો અને તે દવાખાનાના વૈદ્ય તરીકે તેમની નિમણુંક થઈ. અને સને ૧૯૨૯ ના માર્ચમાં તેમણે તે દવાખાનાના મેડિકલ ઓફીસર તરીકેનો ચાર્જ સંભાળ્યો. અને ત્યારથી તે આજ સુધી બહુજ ખંત અને હોંશથી દવાખાનાનું કામ કરી અમદાવાદની જનતાને સિદ્ધ કરી આપ્યું કે આયુર્વેદિક દવાઓ સારૂ કામ કરે છે, આજે આ આયુર્વેદિક દવાખાનું મ્યુનિઃ ના બીજા વિલાયતિ દવાખાનાઓ કરતા પ્રથમ નંબરે ગણાય છે. એટલું જ નહિ પરન્તુ અમદાવાદ મ્યુનિ. ના આજ સુધીના મેમ્બર સાહેબોએ, સેનીટરી કમિટિના ચેરમેન સાહેબોએ તેમજ મ્યુ. ના મે હેલ્થ ઓફિસર સાહેબે બહુજ સારા અભિપ્રાયો વ્યક્ત કર્યા છેઃ તેઓએ ઉચ્ચારેલા અભિપ્રાયોમાંથી એક નીચે ઉતાર્યો છે.

" Mr. Madhavprasad incharge of the Municipal Aryurvedic Dispensary has Conducted the Dispensary in a very able manner and the popularity of the Ayurvedic Dispensary is to my mind mostly due to the sound professional knowledge which Mr. Madhavprasad possesses. "

રા. રા. માધવપ્રસાદ મ્યુ. આયુર્વેદિક દવાખાનાના મેડિકલ ઓફિસર છે એટલું જ નહિ પણ બીજા અનેક આયુર્વેદિક દવાખાનાના ટ્રસ્ટી તરીકે પણ કામ કરી રહ્યા છેઃ ડિસ્ટ્રક લોકલબોર્ડના આયુર્વેદિક ડિસ્પેન્સરી કમિટિના સભ્ય તરીકે તેમજ સ્વ. દેસાઇ કરસનદાસ જેસીંગભાઈ ધર્માદા દવાખાનના ટ્રસ્ટી તરીકે તેમજ શેઠ અંબાલાલ દલપતરામ ધર્માદા દવાખાનના ટ્રસ્ટી તરીકે રહીને આયુર્વેદની સારી સેવા બજાવે છે. અમદાવાદ વૈદ્ય સભાના કાર્યવાહક મંડળના સભ્ય તરીકે વૈદ્ય સભાના મંત્રી તરીકે રહીને, પોતાના કિમતી સમયનો ભોગ આપીને આપણા વૈદ્યસમાજની સારી સેવા બજાવી છે. હાલમાં વૈદ્યસભાના ઉપપ્રમુખ તરીકે એમને નીમવામાં આવ્યા છે, શ્રી ધૂતપાપેશ્વર

ટ્રસ્ટના સલાહકાક મંડળમાં સભ્ય તરીકે પણ તેમને નિમવામાં આવ્યા છે. નાગપુરના મહાસંમેલને ડૉ. ગીલ્ડરને મળવા માટેના ડેપ્યુટેશનમાં તેઓને ચુંટયા હતા.

૧૯૩૮ ની સાલમાં કાશી પંડિત સભાએ રા. માધવપ્રસાદને **વૈદ્યવાચસ્પતિ**-ની માનવંતી ઉપાધી આપી છે.

વૈદ્ય સંમેલનોમાં અને જાહેર વૈદ્યક પ્રવૃત્તિમાં તેમની સેવાનો ફાળો અમૂલ્ય છે. આયુવેદ વિદ્યાપીઠના પરીક્ષક તરીકે, પાટણ આયુર્વેદિક કોલેજના પરીક્ષક તરીકે પણ તેઓ વર્ષો થયાં કામ કરે છે. આ ઉપરાન્ત તેમને એક બે પુસ્તક પણ લખ્યા છે. " રૂતુધર્મ " નામના તેમના પુસ્તકે ગુજરાતના ધનીક વર્ગમાં અને સાક્ષરવર્ગમાં પણ સારી ખ્યાતિ સંપાદન કરી છે. આ શિવાય તેમણે આયુર્વેદોન્નતિના ઘણા કાર્યો કર્યાં હશે જે મ્હારા સ્મરણ બ્હાર હશે. કવિ ન્હાનાલાલ કહે છે યેમ હું તો ઈચ્છું છું કે " પિતાએ આદર્યાં, અધુરા રહેલા પુરા કરે તે પુત્ર " તેમ રા. માધવપ્રસાદ તેમના સ્વ. પૂજ્યપાદ વૈદ્યશાસ્ત્રી નારાયણશંકરના પગલે ચાલી આયુર્વેદની તન, મન, ધનથી બને તેટલી સેવા કરે. ઇતિ.

# આયુર્વેદ માર્તંડ. વૈદ્યરાજ પંડીત દામોદરા-ચાર્ય સ્વામીનું જીવનચરિત્ર

ઉપપ્રમુખ ૧૯૩૯.

શાહપુર રંગીલાપોળ રામજીમંદીર—અમદાવાદ.

આપનો જન્મ મેરઠ જીલ્લામાં ઉચ્ચકુળ ગૌડ બ્રાહ્મણ જ્ઞાતીમાં થયો. અઢાર વર્ષની ઉમરે ગૃહત્યાગ કરી રામાનુજાચાર્ય સંપ્રદાયની રૂપશ્રીવાચાર્ય પાસેથી પોતે દીક્ષા લીધી છે. દીક્ષા લીધી. અને કાવ્ય વ્યાકરણનો સારો અભ્યાસ કર્યો પછી શ્રીમદ ૧૦૮ ગુરૂવર્ય ગોપાલાચાર્ય પાસેથી આયુર્વેદનું ઉચ્ચજ્ઞાન સંપાદન કર્યું. છેલ્લા ત્રીસ વર્ષથી. આપે ગુજરાતના પાટનગર સમા અમદાવાદ શહેરમાં નિવાસ જમાવી. આયુર્વેદના ચિકિત્સા ક્ષેત્રમાં સારો પાયો જમાવ્યો છે અમદાવાદની જનતામાં આપની ઉચ્ચ ચિકીત્સા માટે ઘણું સારૂં માન છે. શ્રીમંતામાં જ્યાં આજ કાલ એલોપથી ચિકીત્સા તરફજ દ્રષ્ટિ છે તેવા ધનાઢ્ય વર્ગને આપે આયુર્વેદ તરફ વાળવા ઠીક ઠીક પ્રયત્ન કર્યો છે. અને દેશી વૈદકની ઉચ્ચતા આપે પુરવાર કરી બતાવી છે. તે સાથે આયુર્વેદની ઉન્નતી માટે આપની ધગશ છે, શહાપુર આયુર્વેદ હીત વર્ધક મંડળના પ્રમુખસ્થાને રહી તેમજ અમદાવાદ વૈદ્યસભાના જવાબદાર ઓડીટર જેવા હોદ્દાને સંભાળી આયુર્વેદ જગતને આપની સેવાઓ અર્પણ કરી છે. નિ. ભા. વિદ્યાપીઠના અમદાવાદના કેંદ્રના પરીક્ષાના આપનિ રક્ષક છો. તેમજ અમદાવાદ વૈદ્યસભાના ચાલુ સાલના ઉપપ્રમુખ છો. તેની સાથે આયુર્વેદની ઉન્નતિની દરેક પ્રવૃતિમાં આપનો તન, મન, ધનથી ફાળો સક્રિય રહે છે તેમજ આયુર્વેદ મહાવિદ્યાલય ખોલવામાં આવે તો રૂા. એક હજારની રકમ આપવા વચન આપેલું છે અને મહાવિદ્યાલય સમિતિના ચેરમેન પણ આપ છો. રૂષિ, મુની પ્રણિત, બ્રહ્મચર્ય પાળી ચિકીત્સાથી પ્રાપ્ત થતા દ્રવ્યો પાર્જન આપ ધર્મ કાર્યમાં વ્યય કરી નિર્લોભીપણાની પ્રતિતી કરાવી છે. વૈદ્યોમાં ભ્રાતૃભાવ વધારવા, આયુર્વેદની ઉન્નતિ કરવા અને દરેક રીતે દેશી વૈદક પગભર બને તેવું કરવા અને જોવા આપ હમેશાં ઉત્સુક છો. ભગવાન ધન્વન્તરી આપને એથી પણ વધુ સેવા કરવા દિર્ઘાયુ બક્ષે એમ ઇચ્છીએ છીએ.



વૈદ્યરાજ દામોદરાચાર્ય આયુર્વેદમાર્તંડ

બ્લૉકસૌજન્ય : અમદાવાદ વૈદ્ય સભા



વૈદ્યરાજ માણેકલાલ કૃષ્ણરામ આયુર્વેદમાર્તંડ

બ્લૉકસૌજન્ય : અમદાવાદ વૈદ્ય સભા

# વૈદ્ય માણેકલાલ કૃષ્ણારામ ત્રીવેદી આયુર્વેદ માર્તંડ એમના જીવનનો સંક્ષિપ્ત ગુણ પરિચય

ઉપપ્રમુખ ૧૯૩૯

લેખક—ચુનીલાલ ગોરધનદાસ શાહ. બી. એ. એસ. ટી. સી. ડી.

આયુર્વેદવિદ્યા. એ પ્રાચીન ભારતની અતી ઉચ્ચ કોટીની વૈજ્ઞાનીક સભ્યતા હતી. એ વાત આજે જનતા સમક્ષ સાબીત થઇ ચુકી છે. માનવ જાતીને મહા ઉપકારક એવા આયુર્વેદોદ્ધારનું પવિત્ર મહત્‌કાર્ય "શ્રી. અમદાવાદ વૈદ્ય સભા" જે ઉત્સાહ, દઢતા અને વિદ્વાન વૈદ્યવર્યોના સંગઠન બળપુર્વક આગળ ધપાવી રહી છે તે ખરેખર પ્રશંસનીય છે. શ્રી અમદાવાદ વૈદ્યસભાના ઉત્સાહી સેવાભાવી, અને ઉદારચિત્‌ સંચાલકો અને કાર્યકરોમાંના, એક શ્રીયુત વૈદ્ય માણેકલાલ કૃષ્ણારામ ત્રિવેદીનો આછો ગુણ પરિચય આયુર્વેદ વિદ્યાના વિકાસ વાંચ્છુઓ સમક્ષ આપવો અસ્થાને નહી ગણાય.

તેઓનો જન્મ સંવત ૧૯૩૯ ના આસો સુદી ૧૫ ને રોજ શાહપુર, ખજુરીની પોળમાં ઉદિચ્ય સહસ્ત્ર બ્રાહ્મણ જ્ઞાતીના ત્રિવેદી કુળમાં થયા છે. તેઓના પિતાશ્રી વૈદ્યરાજ કૃષ્ણારામ ત્રીકમરામ ત્રિવેદી. અમદાવાદના એક ખ્યાતી પ્રાપ્ત અને નિષ્ણાત વૈદ્ય હતા. જેમનું આખુંય જીવન આયુર્વેદની કિંમતી સેવાઓ અને સંશોધનો પાછળ વ્યતીત થયું હતું એક કુશળ વૈદ્ય તરીકેની એમની કિર્તિ અમદાવાદની આજુબાજુના અને દૂરના ગામો સુધી પ્રસરેલી હતી. તેમજ શાહપુર, દરિયાપુર જીલ્લાઓ તરફના લગભગ અર્ધા શહેરે તેઓની એક કુશળ વૈદ્ય તરીકેની સેવાઓ મેળવી એમની કદર અને સન્માન કર્યું હતું. જે આજે પણ જુના માણસો પાસેથી જાણવા મળે એમ છે. તેઓને ત્રણ પુત્ર હતા. જેમાંના બે મોટા ભાઈઓ યુવાવસ્થામાંજ અકાળે સ્વર્ગવાસી થઈ ગયા હતા. જે અસહ્ય આઘાત પછી વૈદ્યરાજ કૃષ્ણારામ પણ સંવત ૧૯૬૪ ના પોષ વદી પાંચમને રોજ પરલોકવાસી થઇ ગયા. તેમના સ્વભાવની સરલતા; માનવપ્રેમ, ઉદારવર્તન, આયુર્વેદના ઉદ્ધારની ધગશ, વિદ્યા વ્યાસંગ, વિગેરે, ઉચ્ચ ગુણોનો વારસો પોતાના નહાના પુત્ર માણેકલાલભાઇને આપતા

ગયા. પિતાશ્રીના પરલોક ગમન પછી પોતાના કુલ વ્યવહાર તથા પિતાશ્રીની પ્રતીક્ષા જાળવવાનું મહત્ કાર્ય શ્રી. માણેકલાલની કેવળ પચીસજ વરસની ઉમરે પોતાના ઉપર આવી પડવાથી તેઓનો અંગ્રેજી અભ્યાસ અટકી પડયો. અને પોતાનું લક્ષ્ય. આયુર્વેદનાજ અધ્યયનમાં રોકવું ફરજીયાત થઈ પડયું. તે સાથે સંસ્કૃત, સાહિત્યનો અભ્યાસ વધારવા માટે તેમણે અમદાવાદના સ્વર્ગસ્થ વ્યાકરણાચાર્ય શાસ્ત્રીજી અમૃતરામ કરૂણાશંકર ઠાકર પાસે સંસ્કૃત અભ્યાસ કરવા માંડયો. અભ્યાસની સાથે પોતાની વૈદ્યકીય પ્રેકટીસ સ્વતંત્ર રીતે કુશળતા પૂર્વક ચલાવવા માંડી. એના પરિણામે તેઓનું વિશાળ અનુભવ અને વંશ પરંપરાગત મેળવેલું આયુર્વેદનું જ્ઞાન સારી રીતે વિકાસ પામ્યું, વિદ્યા, જ્ઞાન, અને અનુભવના બળે તેમણે વંશપરંપરાથી ચાલી આવતા. વૈદ્યકીય ધંધાની પ્રતીક્ષા જાળવી રાખી. એટલુંજ નહી. પણ ધીમે ધીમે એટલી બધી નામના અને યશ મેળવ્યો કે આજે અમદાવાદના સંમાનીત વિદ્વાન વૈદ્યોની કક્ષામાં પોતાનું આગળ પડતું સ્થાન આપ બળે મેળવ્યું છે.

નાનપણથી મારે તેમનો તથા તેમના પિતાશ્રીનો પરિચય હોવાથી તેમજ હું તેમનાથી નજીક પાડોસી તરીકે રહેનાર હોવાથી તેમનો પરિચય દિનપ્રતી-દીન વૃદ્ધી પામ્યો જે આજસુધી ચાલુ છે. મને તેમનો જે અનુભવ થયો છે તેના આધારે તેઓના પ્રેરણાદાયી શુભ જીવન વિશે. મારા વિચારો વ્યકત કરતાં હર્ષ ઉત્પન્ન થાય છે.

પચીસ વર્ષની ઉમરમાં વૈદ્યરાજ માણેકલાલભાઇ ઉપર કૌટુમ્બીક, સાંસારિક, અને ધંધા અંગેની જે જે જોખમદારીઓ આવી પડી તેમાં પોતે સંપૂર્ણ સ્વસ્થતા પૂર્વક શાંત ચિત્તે, જરાપણ ગભરાયા સિવાય પોતાની જીવન ચર્યા. જે મૂશ્કેલીઓ વચ્ચે શરૂ કરીને આજે જે યશકીર્તી તેમણે મેળવી છે. તે તેઓના પરિચયમાં આવનાર સર્વ કોઇને વિદીત છે.

અને જ્યારથી અમદાવાદ વૈદ્યસભા. અસ્તીત્વમાં આવીને તે ઉપયોગી અને ઉપકારક પ્રવૃતિઓ ચલાવતી આવે છે ત્યારથી તે અત્યાર સુધી તેઓ વૈદ્ય સભાના સભ્ય અને કાર્યકર છે. વૈદ્યસભાના કાર્યવાહક મંડળમાં તેઓએ ઘણા વર્ષો સુધી ચાલુ સેવા આપી છે. વૈદ્યસભાની પ્રમાણપત્ર આપનારી નીરીક્ષક સમીતીના મેમ્બર બનીને પોતાની વિદ્યા અને શક્તિનો પરીચય તેમણે આપ્યો છે.

તદુપરાંત અમદાવાદમાં જ્યારે પ્રથમ ગુજરાત પ્રાંતીય વૈદ્ય સંમેલન મળ્યું ત્યારે પણ તેઓએ આગેવાની ભર્યો ભાગ લીધો હતો. સને ૧૯૩૫ માં અમદાવાદમાં નિખિલ ભારતવર્ષિય વૈદ્ય સંમેલન તથા ગુજરાત, કચ્છ, કાઠીઆવાડ વૈદ્ય સંમેલન મળેલું ત્યારે તેઓએ ભોજન પ્રબંધક કમીટીના ચેરમેન થઇને. તન, મન, ધનથી, પોતાની ઉદાર વૃત્તિઓનો પરિચય આપ્યો હતો તેઓ હાલમાં પણ 'શાહપુર વૈદ્ય મિત્રમંડળ' કે, જે. આજે અમદાવાદ આયુર્વેદ હિતવર્ધક મંડળ તરીકે ઓળખાય છે તેના માનદ પ્રમુખ છે.

ઉપરાંત જે "અમદાવાદ ભારદ્વાજ આયુર્વેદ વિદ્યાલય" ના શ્રીયુત માણેકલાલભાઇ નિયામક છે અને ચાલુ સાલની નવી ચુંટણીમાં તેઓ વૈદ્ય સભાના ઉપપ્રમુખ છે.

"શ્રી. નિખિલ ભારત વર્ષિય શલ્ય શાલાક્ય. વૈદ્યમંડળ" તરફથી **આયુર્વેદ માર્તંડ**ની માનનીય ઉપાધિ. એનાયત કરવામાં આવી હતી. ટુંકાણમાં શ્રી અમદાવાદ વૈદ્ય સભાના સાચા અને નિસ્વાર્થિ સલાહકાર તરીકે તેમજ આયુર્વેદના ઉત્કર્ષ સાધનના એક સાચા અંગ તરીકે તન, મન, ધનથી, શ્રી. માણેકલાલભાઈ સેવા બજાવે છે. તેમજ અન્ય સભાસદોને પોતાના ઉદાર ચરિત્રથી દરેક બાબતમાં સરળ, સાચી, અને ઉપયોગી સલાહ આપતા રહે છે. ભાવી જીવનની તેઓની જનકલ્યાણકારક પ્રવૃત્તિઓમાં તેઓ સફળતા મેળવે અને આયુર્વેદ વિદ્યા આવા ગુણ સંપન્ન, વૈદ્યરત્નોના સંગઠન દ્વારા. જનસાધારણમાં પોતાનું સ્થાન આગળ પડતું મેળવે એવી શુભેચ્છા રાખીશું. **शुभं भूयात्**—

# વૈદ્યરાજ મયાશંકર દુર્લભરામ ભટ્ટના જીવન ચરિત્રની રૂપરેખા

## ઓડીટર વૈદ્યસભા સને ૧૯૩૯

વૈદ્યરાજ મયાશંકર દુર્લભરામ ભટ્ટ. જન્મ સં. ૧૯૪૭ ચૈત્ર સુદ ૧૦ જ્ઞાતે આદીત્ય સહસ્ર બ્રાહ્મણ, જન્મસ્થાન વાંકાનેર : કાઠીઆવાડ.

સંવત ૧૯૫૯ પીતા દુર્લભરામનું અવસાન બાલ્યકાળમાં ગુજરાતી તથા અંગ્રેજી પાંચ ધોરણ સુધી અભ્યાસ.

સંવત ૧૯૬૧માં વઢવાણ કેમ્પવાલા રસવૈદ્ય રૂઘનાથ હરીભાઈ પાસે આયુર્વેદના અભ્યાસ માટે અમદાવાદમાં આગમન અને તેમની પાસે દસ વર્ષ રહી લઘુત્રયી તથા ઔષધીક્રીયા જ્ઞાનનો શાસ્ત્રીય તથા પ્રત્યક્ષ અનુભવ મેળવ્યો. તથા શ્રી સ્વામીનારાયણ સંસ્કૃત વીદ્યાલયમાં દાખલ થઇ માર્ગોપદેશીકા સારસ્વત વ્યાકરણ તથા રઘુવંશાદિનું શાસ્ત્રીજી ગીરીજાશંકરજી લક્ષ્મીરામ પાસે અધ્યયન.

સંવત ૧૯૬૮ મુંબાઈ રૂઘનાથ આયુર્વેદીક ઔષધાલયની શાખામાં ઉપવૈદ્ય તરીકે ત્રણ વર્ષ સુધી કામ કર્યું.

સંવત ૧૯૭૧ જીવનનીર્વાહ માટે નોકરીમાં જોડાયા.

સંવત ૧૯૭૮ વૈદ્યરાજ અંબાશંકર જી. ત્રીવેદીની દેખરેખ નીચે ચાલતા સ્વ. શેઠ જેઠાભાઇ અમૃતલાલ ધર્માર્થ ઔષધાલયમાં ઉપવૈદ્ય તરીકે સાત વર્ષ કામ કર્યું. ત્યારબાદ પોતાનું સ્વતંત્ર દવાખાનું ખાડીઆ સર ચીનુભાઈરોડ ઉપર અદ્યાપી પર્યન્ત ચલાવે છે.

સંવત ૧૯૭૯ અમદાવાદમાં વૈદ્ય સભામાં સભાસદ તરીકે જોડાયા તે અદ્યાપી પર્યન્ત સભાના સભાસદ તરીકે ચાલુ રહ્યા છે.

સંવત ૧૯૮૩ ની. ભા. વ. આયુર્વેદ વીદ્યાપીઠની ભીષક પરીક્ષા દ્વીતીય શ્રેણીમાં ઉત્તીર્ણ કરી " આયુર્વેદ ભીષક " નું પ્રમાણપત્ર મેળવ્યું.

સંવત ૧૯૮૬ કરાંચી મુકામે ભરાએલ ની. ભા. વ. આયુર્વેદ ૨૦ મા વૈદ્ય સંમેલનમાં "સ્વાસ્થ્યવૃત" હાઇજીનનો હિંદીમાં નીબંધ લખી મોકલ્યો અને તે પ્રથમ શ્રેણીમાં આવવાથી સુવર્ણચંદ્રક 'ગોલ્ડ મેડલ' તથા ઉત્તમ પ્રમાણપત્ર મેળવ્યું.

સંવત ૧૯૮૭ : સને ૧૯૩૧ : શ્રી અમદાવાદ વૈદ્યસભા તરફથી નીયુક્ત કરેલા ચાલુ વર્ષના વ્યવસ્થાપક મંડળના સભ્ય તરીકે ચુંટાયા. તથા શ્રીયુત રાજવૈદ્ય એસ. એમ શર્માજીએ વૈદ્યસભાને સ્થાપન કરી આપેલ વાંચનાલય (લાયબ્રેરી)ના મંત્રી તરીકે સને ૧૯૩૧થી ૧૯૩૫ સુધીના પાંચ વર્ષ ચાલુ રહ્યા

સંવત ૧૯૯૨ અમદાવાદ મુકામે ભરાએલ ની. ભા. આ. ૨૫ મા વૈદ્ય-સંમેલનના આયવ્યય નીરીક્ષક : ઓડીટર : તરીકે નીમાયા તથા પ્રદર્શન કમીટીના મંત્રી તરીકે પ્રદર્શન પ્રમુખ તરફથી રૌપ્ય પદક : સીલવર મેડલ મેળવ્યું. ઇમ્પીરીઅલ ઇન્ટરનેશનલ મેડીકલ કાલેજ : ગવર્નમેન્ટ રજીસ્ટર્ડ : ધનુલા તરફથી "વૈદ્ય રત્ન" ની ડીગ્રી તા. ૧-૭-૩૭માં મળી.

તા. ૮-૯-૩૮ ઓલ ઈન્ડીઆ વીદ્યાપીઠ એન્ડ હોમીઓપેથીક કાલેજ આગ્રા : ગવર્નમેંટ રજીસ્ટર્ડ : તરફથી "આયુર્વેદાચાર્ય"ની ડીગ્રી તથા મેડલ : પદક : મળ્યા.

તા. ૨૦-૯-૩૮ ઇમ્પીરીયલ ઇન્ટરનેશનલ મેડીકલ કાલેજ : ગવર્નમેંટ રજીસ્ટર્ડ કરાંચી તરફથી "વૈદ્યભુષણ"ની ડીગ્રી મળી. ઉપરોક્ત ત્રણ ડીગ્રીઓ મળેલ હોવા છતાં તેઓ તેમને પોતાના નામ પાછળ જોડતા નથી.

તેઓ સ્વામીનારાયણ સંપ્રદાયના અનુયાયી ધર્મપરાયણ, સ્વભાવે મીલનસાર ખંતીલા, ઉત્સાહી હીસાબી ખાતામાં નીષ્ણાત તથા નીષ્પક્ષ હોવાથી સર્વને પ્રીય થઇ પડયા છે.

શ્રી અમદાવાદ વૈદ્યસભાની ચાલુ સાલની ચુંટણીમાં વૈદ્યસભાએ તેમને ફરીવાર આયવ્યયય નીરીક્ષક : ઓડીટર : નીમ્યા છે.

# વૈદ્ય વાચસ્પતિ વાસુદેવ શામળદાસ ગોર ભિષગાચાર્ય, વૈદ્યરત્નના જીવનનો ટુંકો પરિચય.

( મંત્રી અમદાવાદ વૈદ્યસભા. સને ૧૯૩૯–૪૦ )

( લેખક : **અનિરૂદ્ધપ્રસાદ એમ. મહેતા. ભિષગાચાર્ય** )

શ્રીયુત વાસુદેવભાઇનો જન્મ ઔદિચ્ય સહસ્ત્ર જ્ઞાતિમાં સંવત ૧૯૬૦ના જેઠ માસમાં ગુજરાતના એક અમૂલ્ય રત્ન વૈદ્ય શિરોમણી વૈદ્યરાજ શામળદાસ સેવકરામને ત્યાં વડાગામ મુકામે થયો હતો. નાનપણથીજ સનાતની બ્રાહ્મણ તરીકેના સંસ્કાર તેમનામાં કેળવાયેલ છે. તેમજ તેમના પિતાશ્રી સંસ્કૃતના અતિ નિપુણ હોવાથી વાસુદેવભાઇને ગુજરાતી સાત ધોરણના અભ્યાસ સાથે લઘુકૌમુદિ પુરી કરાવી ત્યારબાદ અંગ્રેજી અભ્યાસ કરી પોતાના ધંધામાં જોડયા. તેમના પિતાશ્રી કર્મકાંડી, જ્યોતિષિ તેમજ મોટા યાજ્ઞિક હોવાથી શ્રીયુત વાસુદેવભાઇને પણ ક્રમે ક્રમે તે વિષયોમાં રસ લેતા કર્યા.

શ્રીયુત વાસુદેવભાઇને તેમના પિતાશ્રી પાસેથી વારસામાં વધુ આકર્ષક અને જાણવા જેવી વસ્તુ તો એ મળી છે કે જે વિષય લીધો તેમાં નિપુણતા મેળવ્યા વગર રહેવું નહિ તે અન્વયે પોતે મરાઠી, સંસ્કૃત, હિંદી, બંગાળી, ફારસી અને અંગ્રેજીના સારા જ્ઞાતા છે.

તેઓને સામુદ્રિક શાસ્ત્રનું જ્ઞાન (હસ્તરેખા) એટલું બધું સુંદર આવડે છે કે જેના માટે ઘણા લોકો તેમના ઉપર તે જ્ઞાનને લીધે મુગ્ધ થઇ જાય છે.

તેમના પિતાશ્રી મહીકાંઠા એજન્સીમાં મોટા મોટા અમલદારો તથા ઠાકોરોમાં લબ્ધ પ્રતિષ્ઠિત વૈદ્યરાજ હોવાથી તેમજ પ્રથમથીજ વાસુદેવભાઇને પોતાની સાથે જ્યાં જ્યાં વિઝીટ વિગેરેમાં જાય ત્યાં સાથે લઇ જતા અને તેને લીધે અત્યારે પણ અમલદારો તથા ઠાકોરો તેમના પિતાશ્રીના દેહાંત પછી વાસુદેવભાઇને પણ એજ માન અને મરતબાથી જોઇ રહ્યા છે.

શ્રીયુત વાસુદેવભાઇએ અમદાવાદમાં ભરાયેલ ઓલ ઇન્ડીયા આયુર્વેદ સંમેલન વખતે પોતાની "જંગલની જડીબુટ્ટી"ની ચોથી આવૃત્તિ છપાઇને વૈદ્યસમાજમાં મુકી તે વખતે દર્શન દીધા અને ત્યારથી વૈદ્યસમાજના પ્રીતિ



**વૈદ્યશાસ્ત્રી વાસુદેવ શામળદાસ ગોર  વૈદ્ય - વાચસ્પતિ, ભિષગાચાર્ય**

પ્રકાશક- **જંગલની જડીબુટ્ટી**, મંત્રી : અમદાવાદ વૈદ્ય સભા સને ૧૯૩૯–૪૦

પ્રોફેસર : ગુજરાત આયુર્વેદીય કોલેજ  અમદાવાદ

( સંપાદક : રત્નજ્યંતિ ગ્રંથ )

પાત્ર બન્યા. આ વખતે તેમના પરિચયમાં જે આવ્યા તેઓએ તેમને આગ્રહ કરી અમદાવાદમાં પોતાની બ્રાન્ચ ખોલવાનું કહ્યું અને તે ઉપરથી તેમણે અત્રે દવાખાનું શરૂ કર્યું જેમ જેમ વૈદ્યસમાજમાં પ્રગતિ થતી ગઈ અને વિદ્વતા ભર્યાં કામો કરવાના આવ્યાં ત્યાં વૈદ્યરાજની ગણના થવા લાગી અને જ્યારે ૧૯૩૬માં રસવૈદ્ય ઉમીયાશંકરભાઈના પ્રમુખપણા નીચે વૈદ્યસભામાં આસવઅરિષ્ટ લડત સમિતિ નિમાયી અને તેમાં કોંગ્રેસ સરકારે આસવઅરિષ્ટોને પ્રતિબંધમાં મુકયા તે વખતે તેનો વિરોધ કરતો સચોટ અને શાસ્ત્રીય પુરાવા સહિત જવાબ વાસુદેવભાઇએ લખી આપ્યો કે જેનું અંગ્રેજી ભાષાંતર મેમોરેન્ડમ રૂપે ઑનરેબલ પ્રધાનો, ધારાસભાના સભ્યો વિગેરેને મોકલવામાં આવ્યું અને ગુજરાતી વૈદ્યકલ્પતરૂ વિગેરે માસીકમાં છપાવ્યું અને આ લખાણની અસર સારી થઇ. એટલું જ નહિં પણ લડતની દીશા પણ બદલાઇ.

અત્યારે જે "રજતજયંતી ગ્રન્થ છપાવવામાં આવ્યો છે તે વાસુદેવભાઇના ઉત્સાહ અને હિંમતને લીધે વૈદ્યરાજ ઉમીયાશંકરભાઇએ માથે લીધો અને તે કાર્ય વૈદ્યરાજ અંબાશંકર જી. ત્રિવેદી પ્રમુખ ૧૯૩૯ ના વખતમાં પણ તેમણે વાસુદેવભાઇને સોંપ્યું જેથી તેમના મિત્ર નટવરપ્રસાદને સાથે રાખી આ કાર્ય પરિપૂર્ણ કર્યું છે. આ ગ્રંથની જવાબદારી અસાધારણ હોઇ તેમજ ટુંક વખતમાં પુરૂં કરવાનું હોઈ રાતદિવસ ઉજાગરો વેઠી પોતાની પ્રેકટીશ તથા વખતનો ભોગ આપી પુરૂં કર્યું છે.

પોતાના સેવાભાવી ગુણો તેમજ કાર્યદક્ષતાથી મુગ્ધ થઇ વૈદ્યસમાજે તેમને સને ૧૯૩૯-૪૦ માટે અમદાવાદ વૈદ્યસભાના માનદમંત્રી નિમ્યા છે.

તેઓ સ્વભાવે શાન્ત, નમ્ર, વિવેકી અને ગંભીર તેમજ હસમુખા અને માયાળુ છે. પોતે ૧૯૨૫ની સાલથી સતત ૧૯૩૮ની સાલ સુધી ગુજરાત પ્રાંતિક વૈદ્યસંમેલનોમાં તેમજ ઑલ ઇન્ડીયા આયુર્વેદિક કોન્ફરન્સમાં ભાગ લે છે તેમની અસ્ખલિત હાજરી એ સૂચવે છે કે આયુર્વેદની ઉન્નતિમાં પોતે રસ લે છે.

"જંગલની જડીબુટ્ટી" નામનું પુસ્તક અતિ લોકપ્રીય થયેલું છે અને તેની ચોથી આવૃત્તી ટુંક મુદતમાં થઇ છે. પ્રથમ આવૃત્તિઓ તેમના પિતાશ્રીએ લખેલી અને ચોથી આવૃત્તિમાં શ્રીયુત વાસુદેવભાઇએ સુધારોવધારો કરી લખી અને તે એટલી બધી વૈદ્યસમાજ તેમજ જનતામાં પ્રસિદ્ધ થઇ કે તેની નકલો ટુંક સમયમાં પુરી થઈ જવા આવી. વળી તેમણે અર્કપ્રકાશ (લંકાધિપતિ રાવણ કૃત) તેમજ યુનાની વૈદકનું પ્રસિદ્ધ પુસ્તક ઇલાજુલગુરબા વીગેરેનાં ભાષાંતરો કરેલાં છે અને તે પ્રસિદ્ધ છે.

રસરત્ન સમુચ્ચય અને માધવનિદાનના ગુજરાતી ભાષાંતરો કરી પ્રસિદ્ધ બુકસેલર જાગુષ્ટેને ત્યાં આપેલાં છે તેમાં તેમના પિતાશ્રીની સાથે તેમનો હિસ્સો છે.

તેઓ આયુર્વેદશાસ્ત્રના ખાસ હિમાયતી છે છતાં બીજા પાશ્ચિમાત્ય વૈદકશાસ્ત્રોના સત્ય અને હિતકર સિદ્ધાંતોનું જિજ્ઞાસુવૃત્તિથી બારીક અવલોકન અને અનુભવ પ્રાપ્ત કરવાનું કદી ચુકયા નથી. તેમની સ્મરણશક્તિ એટલી બધી

તીવ્ર અને સતેજ છે કે રસયોગસાગર જેવો મહાન ગ્રંથ તેમજ રસશાસ્ત્રના અગર વનસ્પતિના આયુર્વેદશાસ્ત્રના ગમે તે ગ્રંથોનો શ્લોક અગર પાઠ બોલીએ તો તરતજ પોતે આ ગ્રંથનો આ પાઠ છે તેમ કહી આપે છે.

તેમનો વાંચનનો શોખ અને નવુનવું જાણવાની જિજ્ઞાસુવૃત્તિ એટલી બધી છે કે વૈદકની પૌર્વાત્ય અગર પાશ્ચિમાત્ય ગમે તે ભાષામાં પુસ્તક બહાર પડે તે ખરીદી અગર લાવી વાંચ્યા વગર રહેતા નથી. ગમે તેટલો વ્યવસાય હોય છતાં નિયમિત વાંચન એ એમનું વ્યસન છે.

વૈદ્યો સામાન્ય રીતે ચિકિત્સામાં કુશળ હોય તે સ્વાભાવિક છે પરંતુ જગતમાં અસાધ્ય મનાતા રોગો જેના માટે આજે દરેક પથીના વિદ્વાનોના તનતોડ પ્રયત્નો છતાં સફળતા પ્રાપ્ત કરી શકયા નથી તેવા રગતપત ( Leprosy ) અને હડકવા ( Hybrophoebia ) ઉપડયા પછી કોઈપણ દવા એલોપથીમાં નથી અગર જ્યાં ડૉકટરો ના પાડે છે તેવા કેસો પોતે કંઈપણ ખર્ચ લીધા સિવાય સફળતાથી મટાડે છે.

રગતપત ( Leprosy ) ની સારવાર કરવા બાબત મહાત્મા ગાંધીજી સાથે તેમને પત્રવ્યવહાર થયેલો અને મહાત્માજીએ તેની સગવડ કરી આપવા સૂચવેલું છે અને થોડા વખતમાં આ બન્ને રોગો માટે આયુર્વેદપદ્ધતિથી મટાડવાનું પોતે શરૂ કરશે. આ શોધખોળનો પ્રયત્ન આયુર્વેદ વિદ્યા અને વૈદ્ય સમાજને ગૌરવ લેવા જેવો છે. અમદાવાદ વૈદ્યસભા સ્થાપિત ગુજરાત આયુર્વેદ મહાવિદ્યાલયમાં તેમની વનસ્પતિશાસ્ત્રના પ્રોફેસર તરીકેની નિમણુંક કરવામાં આવી છે. તેમની વિદ્વતાની કદર કરી કાશી પુરાતત્વ મંદીર તથા એન. એ. આયુર્વેદ મહાવિદ્યાલય તરફથી તેમજ અન્ય સંસ્થાઓ તરફથી વૈદ્યવાચસ્પતિ ભિષગાચાર્ય, વૈદ્યરત્નની પદવીઓ મળેલી છે તેમજ ડસાઇ મુકામે પ્રાંતીય સંમેલન વખતે સંગ્રહણીનો નિબંધ પ્રથમ પંકિતમાં આવેલો અને ફર્સ્ટ કલાસ ફર્સ્ટનું સર્ટીફીકેટ આપેલું છે તથા આ લેખ સારો હોઇને આયુર્વેદ વિજ્ઞાનના તંત્રીએ તેમના માસીકમાં છાપ્યો છે. તેમની પાસે આયુર્વેદના ઘણા માસીકો અવારનવાર લેખોની માગણી કરે છે અને તે ફુરસદે માસીકોને લેખો આપે છે જે મનનિય હોય છે.

અમદાવાદ વૈદ્યસભા તરફથી નામદાર ગીલ્ડર સા૦ ને આસવારિષ્ટ સંબંધે એક ડેપ્યુટેશન મળવા ગયેલું તેમાં વાસુદેવભાઈ હતા તથા મદ્યનિષેધ સલાહકાર સમિતિના ચેરમેન શેઠ અંબાલાલ સારાભાઈને વૈદ્યસભા તરફથી આગેવાન વૈદ્યોનું ડેપ્યુટેશન મળવા ગયું ત્યારે પણ પોતાનાથી બનતું આસવો સંબંધીનું સ્પષ્ટિકરણ કર્યું હતું.

હું મારી જાતને આવા સુયોગ્ય વ્યક્તિની સાથે મિત્રતાના સંબંધમાં આવવાથી કૃતકૃતાર્થ માનું છું અને ધન્વન્તરિ ભગવાન પાસે ઇચ્છું છું કે આ તરૂણ અને ઉત્સાહી વૈદ્યરાજની દિનપ્રતિદિન આયુર્વેદની સેવાઓ કરવાની ભાવના અને ધગશને ખૂબ વિકસાવો અને વિશ્વનિયંતા પરમકૃપાળુ પરમેશ્વર તેમનું આરોગ્ય દીર્ઘાયુ કરે અને દિનપ્રતિદિન તેમની ઉન્નતિ થાય એજ પ્રાર્થના.

# વૈદ્યશાસ્ત્રી નટવરપ્રસાદ નારાયણશંકર

વૈદ્યભૂષણ, ભિષક્ શિરોમણિ, ભિષગાચાર્ય, આયુર્વેદ કેસરી,
ચિકિત્સક ચૂડામણિ, આયુર્વેદ સૂરી અને વૈદ્યભાસ્કર,
સ્પ્રુસ્પેશીયાલીસ્ટ (ગોલ્ડમેડલીસ્ટ-ફર્સ્ટ ક્લાસ ફર્સ્ટ)
આયુર્વેદભિષક્, શ્રાવણમાસ દક્ષિણા પરીક્ષા પાસ, (**વડોદરા**)

**[ મંત્રી અમદાવાદ વૈદ્ય સભા** સને ૧૯૩૩-૩૪-૩૯-૪૦]

## શ્રીયુત નટવરપ્રસાદના જીવનનો ટુંકો પરિચય

[ લેખક : **વૈદ્ય અનિરૂદ્ધપ્રસાદ માણેકલાલ ભિષગાચાર્ય** ]

આ વ્યક્તિ માટે શું લખવું તે મારા ખ્યાલમાં આવતું નથી પરંતુ તેમનો અને મારો બાલ્યાવસ્થાથી ગાઢ પરિચય અને અત્યાર સુધી એકજધારો સ્નેહ અને સંબંધ ટકી રહેલો હોવાથી ટુંકામાં સૂચવું છું. નટવરપ્રસાદનો જન્મ સને ૧૯૦૩ ઓગષ્ટમાં થયો હતો. તેઓશ્રીએ ગુજરાતી ચાર ધોરણ ભણી અંગ્રેજી ઇન્ટર આર્ટસ સુધી અભ્યાસ કર્યો છે. મેટ્રીકમાં પ્રથમ વર્ષે સારા નંબરે પાસ થઇ ગુજરાતમાં બ્રાહ્મણ કોમમાં પ્રથમ નંબરે પાસ થવાથી માસીક રૂપીયા પચીસની સ્કોલરશીપ મેળવેલી તેમજ તેમની જ્ઞાતિ (રાયકવાળ બ્રાહ્મણ)માં પ્રથમ નંબરે પાસ થવાથી તે તરફથી માસીક પંદર રૂપીયાની સ્કોલરશીપ મળી તેમણે ડ્રોઇંગની પરીક્ષા પણ પાસ કરી હતી. જે વખતે ફરી વખત સવિનય-ભંગની લડત ઉપડી તે વખતે પોતે ઇન્ટરની પરીક્ષામાં બધા વિષયની પરીક્ષા આપી અને ઇતિહાસની પરીક્ષા ન આપતાં પોતાનું જીવન રાષ્ટ્રીય ક્ષેત્રમાં દોરવા કોલેજને તિલાંજલી આપી. એક વર્ષ અસહકારમાં જોડાયા બાદ પોતે સંસ્કૃતમાં કોલેજ જીવન દરમીયાન સેકન્ડક્લાસ માર્કસ મેળવતા હોવાથી અને કાદંબરી, મેઘદૂત, રઘુવંશ, નાગાનન્દ, શાકુંતલ, ઐતેરીય ઉપનિષદ્, તૈતેરીય ઉપનિષદ્, નિરૂક્ત વિગેરે ગ્રંથોનો સારો અભ્યાસ કરેલો હોવાથી તેમજ તેમના પિતાશ્રીની વૃત્તિ નટવરપ્રસાદની પ્રથમથી જ તર્કશક્તિ, વ્યાપારિકૌશલ્યતા, તેમજ દૃઢ સંકલ્પિત અને સતત્ ઉદ્યોગી બુદ્ધિ જોઇને પોતાની વૈદ્યક લાઇનમાં લેતા થઇ.

તેમના પિતાશ્રીની સારી પ્રેકટીશ જોઈ તેમનું મન પણ આ વૈદકની લાઇન લેવા પ્રેરાયુ અને પોતે તેમના પિતાશ્રી પાસે નિયમિત અભ્યાસ કરવો શરુ કર્યો. તેમની યાદ શક્તિ અતિ તિવ્ર હોવાના સબબે દોઢ વર્ષમાં લઘુત્રયિ પુરૂ કરી અને તેમાં શારંગધર સંહિતા તો કંઠસ્થ છે વળી ત્યારબાદ પોતાને મરાઠી તથા હીંદી શીખવાનો શોખ કેળવવા ચરક અને યોગરત્નાકર મરાઠી વાંચવાં શરૂ કર્યાં અને તે બન્ને વાંચી પુર્ણ થવા પછી પદ્ધતિસર તેમના પિતાશ્રી પાસે લગભગ સાડા ત્રણ વર્ષમાં ચરક, સુશ્રુત અને વાગ્ભટ્ટ પુરા કર્યાં. ત્યારબાદ આયુર્વેદભિષક્ તથા શ્રાવણમાસ દક્ષિણા પરીક્ષા પાસ કરી.

સને ૧૯૨૫ માં અમદાવાદમાં ભરાયેલ ગુજરાત પ્રાંતિક સંમેલન વખતે તેમને જીવાણુવાદ તથા ક્ષય રોગના નિબંધ માટે પ્રથમ શ્રેણીના સર્ટીફીકેટ અને રૂપાનો ચાંદ આપવામાં આવ્યો હતો. વડોદરા પ્રાંતિક વૈદ્ય સંમેલન વખતે નિબંધ માટે સુવર્ણ પદક તથા પ્રથમ નંબરનું સર્ટીફીકેટ તથા કરાંચી ઓલઇન્ડીયા આયુર્વેદ સંમેલન વખતે નિબંધ માટે પ્રથમ શ્રેણીનું સર્ટીફીકેટ તથા રૌપ્ય પદક અને વસાઇ પ્રાંતીક સંમેલન વખતે નિબંધ માટે પ્રથમ શ્રેણીનું સર્ટીફીકેટ તથા રાજ્યવૈદ્ય એસ–એમ શર્માજી તરફથી સૌવર્ણિકચંદ્ર આપવામાં આવ્યો હતો.

જ્યારે અમદાવાદ વૈદ્યસભાના પ્રમુખશ્રી રાજ્યવૈદ્ય ભવાનીશંકર રૂઘનાથ-ભાઇ હતા ત્યારે નટવરપ્રસાદ મંત્રીપદે હતા અને તે વખતમાં તેમના કાર્યની તેમજ મેનીનજાઈટીસના ઉપદ્રવ વખતે કાર્ય દક્ષતા તેમજ વૈદ્યસભા તરફથી રાજ્યવૈદ્ય શર્માજીને માનપત્ર અર્પણ કરવામાં આવ્યું તે વખતની કામની કુનેહ અને કાર્યદક્ષ શક્તિ નિહાળી પ્રમુખશ્રીએ વૈદ્યસભા તરફથી સર્ટીફીકેટ તથા પોતાના તરફથી સુવર્ણ પદક અર્પણ કરવામાં આવ્યો હતો. પોતે બે વર્ષ સુધી મંત્રીપદે રહી અતિ સુંદર કાર્ય કર્યું એટલે ઘણા સભ્યોનો આગ્રહથી ત્રીજા વર્ષે ફરી તેમનું નામ નક્કી કર્યું પરંતુ દવાખાનાની તેમના પિતાશ્રીની વૃદ્ધાવસ્થાને લીધે અતિ પ્રવૃતિ હોવાથી ના પાડી. મંત્રીપદે રહ્યા તે દર-મીયાન બીકાનેર ઓલઇન્ડીયા સંમેલનમાં વૈદ્યસભા તરફથી તેમને મોકલવામાં આવેલા ત્યાં પણ સક્રિય ભાગ લઇ અમદાવાદ વૈદ્યસભાનું ગૌરવ વધારેલું,

શ્રીયુત્ નટવરપ્રસાદભાઈએ અમદાવાદમાં ઓલઈન્ડીયા આયુર્વેદિક કોન્ફ-રન્સ ભરાયું તે વખતે રસોડાખાતામાં મંત્રીપદે રહી સંમેલનમાં આવેલા સભ્યોનું સારુ સ્વાગત કરેલું તે ઉપરાંત મંડપ સમિતિમાં તેમના મિત્ર ને કમીટીના ચેરમેન વૈદ્યરાજ ગીરધરલાલ નરસીંહભાઇની સાથે રહી અતિ સુંદર રીતે વ્યવસ્થા કરી હતી તેમજ સંમેલન સફળ બનાવવામાં પોતાનો સક્રિય ફાળો આપ્યો હતો. સને ૧૯૩૮ માં રસવૈદ્ય ઉમીયાશંકર મોતીરામ રસતત્વ વાચસ્પતિ વૈદ્યસભાના પ્રમુખશ્રી હતા તે વખત દરમ્યાન પ્રમુખશ્રીના આગ્ર-હથી તેમના મુખ્ય મંત્રી અનિરૂદ્ધપ્રસાદને સક્રિય મદદ કરવા તેમજ આસવ-

અરિષ્ટ કમીટી તેમજ રજત જયંતી ગ્રંથના કામ માટે મદદ કરવા સોંપેલું અને શ્રીયુત્ ઉમીયાશંકરભાઈના આગ્રહને માન આપી તેમનું વચન પિતા તુલ્ય માની કાર્ય કર્યું અને ત્યારબાદ સને ૧૯૩૯ માં આખા વૈદ્યસમાજનો આગ્રહ અને સર્વાનુમતે ભવિષ્યમાં વૈદ્યોનું રજીસ્ટ્રેશન બીલ, આયુર્વેદિક મહાવિદ્યાલય, આસવ અરિષ્ટસંબંધ નામદાર સરકાર સાથે પત્ર વ્યવહાર વિગેરે કામ કરવા નટવરપ્રસાદ જેવા અન્ડર ગ્રેજ્યુએટ, પ્રમાણિક કાર્યદક્ષ અને હિંમતબાજની નિમણુક કરી. એટલુંજ નહિ પરંતુ નટવરપ્રસાદે તમામ કાર્યદક્ષ હોદ્દેદારોની દરખાસ્તો મુકી તે સભાએ માનભેર વધાવી લીધી, આ તેમના માટે આટલી નાની વયમાં વૈદ્યસમાજનો ઓછો વિશ્વાસ ન કહેવાય.

હાલના પ્રમુખ શ્રીયુત વૈદ્યરાજ અંબાશંકર જી. ત્રિવેદી તો પ્રથમથી જ નટવરપ્રસાદની કાર્યશક્તિ માટે તેમના પિતાશ્રીને કહેતા હતા તેમજ શ્રીયુત રાજ્યવૈદ્ય, એસ. એમ. શર્માજીએ તો જાહેર વૈદ્ય સમાજમાં પણ મુક્ત કંઠે શ્રીયુત્ નટવરપ્રસાદ માટે મુરબ્બી નારાયણશંકરભાઈનો વ્યવહાર અને કીર્તિ નટવરભાઈ સાચવશે અને તે તેમના અવસાન પછી સાચી પડી એમ કહેતા હતા અને કહે છે. અમદાવાદ વૈદ્ય સભાના માનદ્ પ્રમુખ શ્રીયુત્ અમૃતલાલ ત્રિભુવન શાસ્ત્રી નટવરભાઈ અને પુરષોતમભાઈ બન્નેને સમાન પુત્રવત્ ગણે છે,

રા. નટવરપ્રસાદભાઈ અત્યારે પણ છત્રીસ વર્ષની ઉમરે સારી પ્રેકટીશ ધરાવે છે. તેમજ સંસ્કારી અને વિદ્વાન જેવા કે રા. રા. જીવણલાલ બારીસ્ટર તથા અમદાવાદ જીલ્લા લોકલ બોર્ડના પ્રમુખ શ્રીયુત્ ભાઈલાલ સારાભાઈ તેમજ અમદાવાદ મ્યુનીસીપાલીટીના ચીફ ઓફીસર આઈ. આર. ભગતના ફેમીલી વૈદ્ય છે, જ્યારે આવા વિદ્વાન અને સુશીક્ષિત ગૃહસ્થો તેમના પિતાશ્રી પછી પણ તેમને માને છે તે તેમની દવાની કાર્યદક્ષતા સૂચવે છે. અમદાવાદના સુપ્રસિદ્ધ ડોકટરો શ્રીયુત કેશવલાલ બાલાભાઈ નાણાવટી તથા શ્રીયુત–ડો. ટી. જે. છાયા જેવા નટવરપ્રસાદને તેમના પિતાશ્રી માફક આયુર્વેદ પદ્ધતિથી સારૂ કાર્ય કરે છે તેવા અભિપ્રાયો વ્યક્ત કરે છે.

તેમના પિતાશ્રી સ્વર્ગસ્થ થયા તે પહેલા નટવરપ્રસાદની એક સારા ઇન્જીનીયર જેવી કુનેહથી તેમના બન્ને બંગલા જાતી દેખરેખ નીચે બાંધ્યા જેથી તેમની બુદ્ધિ ચાતુર્યના વખાણ કરતા હતા અને તેમના સ્વર્ગવાસ પછી શ્રીયુત નટવરપ્રસાદ અત્યારે મોટી જવાબદારી માથે લઈ સ્વર્ગસ્થ કરસનદાસ જેશીંગભાઈ ફર્સ્ટ કલાસ સબજજના ટ્રસ્ટી તરીકેનું પદ સ્વીકાર્યું છે અને આ ટ્રસ્ટની બાર મહિને અઢાર હજારની આવક છે અને આશરે પોણા બે લાખ ધર્માદા કરવાના છે. તેઓ આયુર્વેદ સંસ્કૃત પાઠશાળા રજીષ્ટર્ડના ટ્રસ્ટી છે. ફાર્મસી એસોસીએશનના મંત્રી છે. ફાર્મસી એસોસીએશનનું ડેપ્યુટેશન પુના મુકામે નામદાર ગીલ્ડર સાહેબને આસવ અરિષ્ટ પ્રતિબંધ માટે મળવા ગયેલું તે વખતે પોતે સાથે ગયેલા અને અમદાવાદ વૈદ્યસભા તરફથી ડેપ્યુટેશન નામદાર ગીલ્ડર સાહેબને પ્રાંતિક સમિતિની ઓફીસે મળવા ગયેલું તે વખતે પણ હતા તેમજ મદ્ય-

નિષેધ સલાહકાર સમિતિના ચેરમેન શેઠ અંબાલાલ સારાભાઈને વૈદ્યસભાની આસવારિષ્ટ લડત સમિતિના સભ્યોનું ડેપ્યુટેશન મળવા ગયેલું તે વખતે પોતાનાથી બન્યુ તેટલું સ્પષ્ટીકરણ અને આયુર્વેદના આસવ અરિષ્ટ ઉપર પ્રતિબંધ અસ્થાને છે તેનો સચોટ બચાવ કર્યો હતો.

ગુજરાત કચ્છ કાઠીયાવાડ વૈદ્યમંડળ સ્થાયી સમિતિના ઘણા વખતથી સભ્ય છે તેમજ ધારાસણાની લડત વખતે જે ભાઈઓને લાઠીમાર પડતો તેમને પોતાનાથી બનતી તેટલી " મુંબાઈ " નામની દવા મૂઢમાર માટે અકસીર મોકલી આપતા. દેશસેવા તેમજ આયુર્વેદના માટે તેમની ધગશ બહુજ છે. તેમજ ગુજરાત આયુર્વેદ મહાવિદ્યાલયમાં પણ તેમની પ્રોફેસર તરીકે નિમણુંક કરવામાં આવી છે.

ધન્વન્તરિ ભગવાન આ યુવાન, ઉત્સાહી વૈદ્યરાજને શારીરિક સંપતિ સારી બક્ષો કે જેથી પોતે આયુર્વેદના ઉન્નતિના કાર્યો કરે તેમજ તેમના પિતાશ્રી માફક સારી કીર્તિ અને યશ સંપાદન કરે. છેલ્લાં કેટલાંક વર્ષથી શ્રીયુત વાસુદેવભાઈ તથા મારી ( અનિરૂદ્ધભાઇ સાથે ) તેમની મિત્રતા એક સદગૃહસ્થ અને મુરબ્બી સગા ભાઇશ્રીની માફક છે અને પ્રભુ ટકાવે એજ ઇચ્છા સાથે વિરમું છું.

રાજવૈદ્ય જગન્નાથ વિશ્વનાથ યાજ્ઞિક વૈદ્યવાચસ્પતિ




**અમદાવાદ વૈદ્યસભાના પેટ્રન,**

સંમાનિત વૈદ્ય, વ્યવસ્થાપક મંડળના સભ્ય, મહાવિદ્યાલય સમિતિના સભ્ય, જુના અનુભવી વૃદ્ધ ચિકિત્સક.

# વૈદ્ય મહાનુભાવોના આવેલા

# અનુભુત પ્રયોગો

**प्रयोगः शमयेत् व्याधिं योन्यमन्यमुदीरयेत् ।**
**नाऽसौ विशुद्धः शुद्धस्तु शमयेत् यो न कोपयेत् ॥** वाग्भट,

એક વિકૃતિ દૂર કરતાં જે પ્રયોગથી બીજી વિકૃતિ પેદા થાય તેને શુદ્ધ, પ્રયોગ સમજવો નહીં બલ્કે જેનાથી કોઈપણ જાતની વિકૃતિ ન થાય તેને શુદ્ધ સાચો પ્રયોગ સમજવો.

ચિકિત્સા શાસ્ત્રમાં વાગ્ભટના આ ઉત્તમ સિદ્ધાન્તને અબાધિત રાખવાને સુયોગ ચિકિત્સાની યોજના કરવી એ આવશ્યક વાત છે. અગર ચિકિત્સાનું મહત્વપૂર્ણ સાધન છે,—આથી આવા અનુભૂત પ્રયોગો કે જે તદ્દન નિર્દોષ હોય તેવા પ્રયોગો વૈદ્ય સભાના મેમ્બરો પાસેથી માગવામાં આવ્યા હતા—જે માગણીને માન્ય રાખી વિદ્વાન ને ઉત્સાહી વૈદ્ય બંધુઓએ પોતપોતાના અનુભૂત પ્રયોગો લખી મોકલાવ્યા છે. તે બદલ તેમના આભારી છીએ.

આ પ્રયોગો નવીન વૈદ્યોને માર્ગદર્શક, વૈદ્યોને જાણવા જેવા ને વિદ્વાન વૈદ્યોને વિચારવા જેવાને અનુભવવા જેવા છે.

**નં. ૧**

શુદ્ધપારદ તો. ૧, શુદ્ધ ટંકણ તો. ૧, શુદ્ધ ગંધક તો. ૧, શુદ્ધ કનકબીજ તો. ૧, શુદ્ધ મનશીલ તો. ૧, શુદ્ધ ત્રિકટુ તો. ૯, (સુંઠ મરી, પીંપર) શુદ્ધ અફીણ તો. ૦ાા,

**વિધી**—આદુના રસમાં આઠ કલાક ખરલ કરવું, અડદ જેવડી ગોળીઓ બનાવી સવાર સાંજ એ ગોળી ઘીમાં આપવી.

**ઉપયોગ**—તાવ, કફ, દમ, શ્વાસ, ક્ષતોક્ષય, તથા શક્તિ માટે.

મોકલનાર:—**વૈદ્ય છોટાલાલ શિવશંકર** મુ. પીંડવડી.

**નં. ૨ ગંધકવટી**

હિંગાષ્ટક ચૂર્ણ તો. ૮, શુદ્ધ ગંધક તો. ૧, સિંધાલુણ તો. ૦ાા.

**વિધી**—લીંબુના રસમાં સાત દિવસ ખલ કરી ચણીબોર જેવડી ગોળીઓ કરવી.

**ઉપયોગ**—પેટના તમામ દર્દ માટે અકસીર છે. ( આફરો, આધ્માન ચુંક શુળ, અગ્નિમાંદ્ય. વાયુ વગેરે.

**સ્વ. શાસ્ત્રી કેશવલાલ દેવશંકર અમદાવાદ.**

**નં. ૩ વરાધ ઉપર**—

(૧) ધોળી અગર લાલ ડુંગળીનો રસ બાળકને શરીરે ચોપડવો. વરાધ માટે.

**વૈદ્ય ગૌરીશંકર પ્રેમશંકર. અમદાવાદ.**

**નં. ૪ ગરમી ઉપર**

ગુલાબનાં ફુલ તો. ૧, ઝીણી એલચી તો. ૧, નાગોરીઆસંધ તો. ૧, ગળો સત્વ તો. **૧**, રૂમી મસ્તકી તો. ૧, કમળકાકડીની મીજ તો. ૧, વાંસકપુર તો. ૧, કેશર તો. ૧.

**વિધી**—સર્વ દવાનું ચૂર્ણ બનાવવું. સુકાં આંબળાં લાવી ઠળીઆ કાઢી ચૂર્ણ કરવું. તેમાંથી ૧ તોલો રાત્રે ગાયના દૂધમાં પલાળી સવારે તેને પથ્થર પર ઘુંટવાં ને તેમાંથી ૬ માસા સાકર, ૬ માસા (શહદ) મધ અને ઉપરની દવા **૨** માસાથી ૩ માસા.

**ઉપયોગ**—શરીરની તમામ પ્રકારની ગરમીનો રોગ નષ્ટ થઇ શરીર પુષ્ટ **થશે.**

**વૈદ્ય દયાનંદદાસજી મુ. મેઉ.**

**નં. ૫ સર્વ રોગનાશક ગુટીકા**

વછનાગ તો. ૧, સુંઠ તો. ૧, ધોળાં મરી તો. **૧**, ચિત્રક તો. ૧, જાવંત્રી તો. ૧, રેવંચીનાં લાકડાં તો. ૧, તજ તો. ૧, બરાસ કપુર તો. ૧, લવીંગ તો. ૧, પીંપરમીન્ટ ફુલ તો. ૧, અકલગરો તો. ૧, રસસિંદુર તો. ૩.

**વિધી**—બરાસ, પીંપરમીન્ટ, રસસિંદુર સીવાય સર્વને કપડછાણુ કરવાં પછી એ ત્રણને ખલમાં એકત્ર કરી તે ચૂર્ણ નાંખવું. તેને આદાના રસની ત્રણ ભાવના આપવી પછી મધમાં ઘૂંટી મગ જેવડી ગોળી કરવી.

**ઉપયોગ**—વરાધ, કબજીયાત, પેટના તમામ રોગ, **સગર્ભાની ઉલટી, કફરોગ** માથાના રોગ વગેરે તમામ માટે. મોટાને દિવસની ૩ ગોળી, નાનાં બાળકને **૧** ગોળીના ત્રણ ભાગ દિવસમાં કરી આપવા.

**નં. ૬ સ્વરભંગ હર—ગોળી**

ઘોડાવજ, કાળાં મરી, પાનની જડ, રાઈ, પીંપર ને નાગરવેલના પાનના રસમાં ગોળી કરવી. મોંમાં રાખી તેનો રસ ઉતારવો. તમામ પ્રકારની ખાંસી સ્વરભંગ, કફ વગેરે મટે છે.

**વૈદ્ય કુંજવિહારી ભૈરવશંકર અમદાવાદ.**

**નં. ૭ અર્શવિનાશક વટી**

રસવંતી તો. ૧, સુખડ ભુકો તો. ૧, એળીઓ તો. ૧, શુદ્ધ ગંધક તો. ૧, લીંબોળી બીજ તો. ૧, જીરૂ તો. ૧, હરડે તો. ૧, પીંપર તો. ૦ાા.

**વિધી**—લીંબોળીના તેલમાં ગોળીઓ બનાવવી. ચણીબોર જેવડી દિવસમાં ત્રણથી ૭ ગોળી. ઝાડા થાય તો ઓછી કરતા જવી.

**નં. ૮ બાલસંજીવની વટી**

બાલહરડે, કડુ, સોનામુખી, અજમો, કરીઆતુ, વાવડીંગ, હરડે, સિંધવ, ઈંદ્રજવ, સંચળ, સાજીનાં ફુલ, મરી.

**વિધી**—સર્વેને કપડછાણ કરી સોગટી બનાવી રાખવી.

**ઉપયોગ**—બાળકના કોઈપણ રોગ માટે અકસીર છે. મધ સાથે પાણીમાં ઘસીને આપવી.

વૈદ્યભુષણ શશિકાન્ત ભુલાભાઈ પંડ્યા. વૈદ્યવર્ય ભિષક, મધ્યમા.
શ્રી નારાયણ આયુર્વેદ ચિકિત્સાલય—અમદાવાદ.

**નં. ૯ સિદ્ધ ગુટિકા**—( મહાત્માની પ્રસાદી ).

આંકડાનાં પત્તાં નં. ૨૫ સમભાગે સાકર લઈ ત્રણ દિવસ ખરલ કરવું. સુરમા જેવું થાય ત્યારે વટાણા જેવડી ગોળી કરવી.

માત્રા—સવાર, બપોર, સાંજ બબ્બે ગોળી.

ઉપયોગ—પાંડુ, કમળો, હલીમક, વગેરે તથા પેટનાં દર્દો મટે છે.

ચરી—તેલ, મરચુ, આંબલી ન ખાવાં.

**નં. ૧૦ જ્વરસંહારક ગુટિકા.**

સોનાગેરૂ, કાળાં મરી, સમુદ્રફળ, ત્રણેને કપડછાણ કરી લીંબુના રસમાં ૨ રતીની ગોળીઓ વાળવી.

માત્રા—દર વખતે બે ગોળી, પાણી સાથે લેવી, દિવસમાં ત્રણ વખત.

**નોંધઃ**—કબજીયાત હોય તો પ્રથમ જુલાબ આપી ગોળીઓ શરૂ કરવી.

વૈદ્ય ગોવિંદપ્રસાદ હરિદાસ 'ભિષક્' ગોમતિપુર—અમદાવાદ.

**નં. ૧૧ હિસ્ટીરીઆની ગોળી.**

પિંપળાની કુંપરો તો. ૨, હિંગ તો. ૨, ઈંદ્રોરાનાં બીજ તો. ૨, હિરાબોળ તો. ૨, ખુરાસાની વજ તો. ૨, વાંદરાની હગારની ભસ્મ તો. ૨, માલકાંકણી તોલા ૨, જાવંત્રી તો. ૨.

સર્વને સમાન ભાગે લઈ ૧૦ શેર ડુંગળીના રસનો ઘન કરી ઉપરનું ચૂર્ણ નાંખી વાલ વાલની ગોળીઓ કરવી. દરરોજ ત્રણ ગોળી.

**નં. ૧૨ સંધીગત વા ઉપર.**

લસણ તો. ૪૦, કનકબીજ તો. ૪૦, માલકાંકણી તો. ૪૦, ઝેરકોચલાં તો. ૧૦, રાઈ તો. ૪૦.

આ બધાંનો સ્વરસ કાઢી ૨।। શેર સરસીયા તેલમાં પકાવી ગાળી શીશીમાં ભરી વાપરવું.

વૈદ્ય શાસ્ત્રી પ્રહલાદજી હરગોવિંદ શર્મા—અમદાવાદ.

**નં. ૧૩ ' ટાઢીઆ તાવ=શીતજ્વર '**

એક રૂપીઆભાર મોળા દહીંમાં ધંતુરાના પાનના રસનાં ત્રણજ ટીપાં નાંખીને તાવ આવ્યા પ્રથમ જ બે કલાક પહેલાં દરદીને આપવાથી રોકાઈ જાય છે.

**નં. ૧૪ સંગ્રહણી—ગોળી.**

હિંગળોક શુદ્ધ તો. ૧. ધંતુરાનાં બીજ તો. ૧. વછનાગ શુદ્ધ તો. ૧, અફીણ તો. ૩.

ઉપરની ચારે ચીજો ધંતુરાના પાનના રસમાં ઘુંટી મગ જેવડી ગોળીઓ બનાવી સવાર સાંજ પાણી સાથે બે બે ગોળીઓ આપવી.

ખોરાકમાં છાશ અને ભાત. છાશ ઘરની જોઈએ.

**પં. કરૂણાશંકર હરગોવિંદ શર્મા.** વૈદ્યરત્ન, વૈદ્યવિશારદ ગોમતિપુર **અમદાવાદ.**

**નં. ૧૫ ' સ્ત્રીઓના પ્રદર માટે '.**

શેમળાની છાલ તો. ૨।।, તાદેળજાનાં મૂળ તો. ૪, ધાવડીનાં ફુલ તો. ૨।।, રસવંતી તો. ૫, ચંપાની કળી તો. ૨।।, સાકર તો. ૧૦.

કપડછાણ ચૂર્ણ ચોખાના ધોવણ કે દુધ સાથે ०।। ०।। રૂપીઆભાર સવાર સાંજ આપવાથી પ્રદર મટે છે.

**રસવૈદ્ય ઇશ્વરલાલ હરગોવિંદ શર્મા—અમદાવાદ.**

**નં. ૧૬ ' ઝાડા મટવાની ગોળી '** ( રક્તાતીસાર, સંગ્રહણી કે અજીર્ણના ).

લસણ એક કળીનું તો. ૨।।, જાયફળ તો. ૧।, અફીણ તો. ०।।, જાવંત્રી તો. ૧।. કેસર તો. ०।।.

લસણને પ્રથમ નવસેકું કરી પછી બધાં ચૂર્ણ એકત્ર કરી ૧ રતીની ગોળી કરી ૧ થી ૩ સુધી ઉમર જોઇ આપવી.

**વૈદ્યરાજ ખેતસી મેઘજી કુંભાણી.**

**નં. ૧૭ 'ધાગ'.**

ગેરૂ તથા શંખજીરૂ સમાન ભાગે ઘુંટવું.

માત્રા—¼ તોલાની સવારસાંજ ખસખસના શરબત સાથે દિવસમાં બે વખત.

વૈદ્ય. ગંગાદાસ બી. ઉદાસીન. ધોળકા.

**નં. ૧૮ સુવર્ણપ્રભા ગુટિકા.**

સોનાગેરૂ તો. ૧૫, તમાલપત્ર તો. ૨।।, મરી તો. ૨।।, કપુરકાચલી તો. ૧૫, એલચી તો. ૨।।, તજ તો. ૨।।, વાવડીંગ તો. ૨।।.

વસ્ત્રગાળ ચૂર્ણ કરી ગાયના દુધમાં વટાણાપુર ગોળી કરવી.

માત્રા—૧ થી ૪, અનુપાન દુધ, પાણી.

ગુણ—શીતલ, સ્તંભક, રોપણ, દાહ, અમ્લપિત્ત, તાવ. હેડકી, અતિસાર, પ્રમેહ, લોહી પડવું, ગર્ભિણીનો ઉનવા ને ઉલટી ઉપર.

વૈદ્ય સોમેશ્વર શિવલાલ પંડ્યા. 'ભિષક્'—અમદાવાદ.

**નં. ૧૯ દમ—શ્વાસ—હાંફણનો ઉપાય.**

હરતાલ તો. ૧, કવીનાઇન તો. ૨, અફીણ તો. ૧ ધંતુરાનાં બી. તો. ૨. હિંગળોક તો. ૧.

દરેક ઔષધને વસ્ત્ર ગાલ કરી પાનના રસમાં ૨ રતીની ગોળી વાળવી. દરરોજ બેથી ત્રણ વખત એક એક આપવી.

વૈદ્યરાજ ડાહ્યાલાલ હરિલાલ. જેતપુર.

**નં. ૨૦ તાવની ગોળી.**

વિજયા તો. ૧, બીડલવણ તો. ૧, અજમો તોલો ૧, સોનાગેરૂ તો. ૧.

ગોળ સંગાથે તેના ચૂર્ણની ગોળી કરી દિન ૩ આપવી. એકાંતરીઓ, તાઢીઓ તાવ નિશ્ચય જાય છે.

**નં. ૨૧ જ્વરહર ચૂર્ણ.**

પીપરીમુળ, કડુ, કાકડાશીંગ, પીંપર, મરી, કરીઆતુ. સિંધવ. અતિવિષ.

તે દરેકનું વસ્ત્રગાર ચૂર્ણ કરી દરેક જાતના તાવ માટે આપવું.

વૈદ્ય યશવંતરાવ બાપાલાલ 'ભિષક્'. નાડીવાડાની પોળ—અમદાવાદ.

**નં. ૨૨ પ્રદર માટે.**

૧૦ તોલા શાલમ, ૧૦ તોલા શંખાવળી, ૧૦ તોલા તેજબળ, ૧૦ તોલા બહુફળી, ૧૦ તોલા પીંપળનાં છોડાં, ૧૦ તોલા સાકર, ૧૦ તોલા ગોખરૂ.

દરરોજ એક તોલો ગાયના દુધ સાથે.

પરહેજીઃ—તેલ, આંબલી, મરચુ, હિંગ, ગોળ ન ખાવાં.

**રસવૈદ્ય પરસરામદાસજી. અમદાવાદ.**

**નં. ૨૩ ઝાડા બંધની ગોળી**

શુદ્ધ હિંગુલ તો. ૧, જાયફળ તો. ૧, બાલીનોગર્ભ તો. ૧, લવિંગ તો. ૧, સુંઠ તો. ૧, મોચરસ તો. ૧, ધાવડીનાંફુલ તો. ૧, નાગરમોથ તો. ૧, અફીણ તો. ૧।

સવાર સાંજ બબે ગોળી ચોખાના ધોવરામણમાં આપવી. ઉમ્મર પ્રમાણે આપવી. તુવેર જેવડી ગોળી કરવી.

**વૈદ્ય ચતુરભાઈ વશરામદાસ બાવળા**

## નં. ૨૪ ધાતુસ્ત્રાવ માટે.

**કુદડના** વેલાનાં પાન ૪૦ નો રસ ખડીસાકર સાથે લેવો. પ્રયોગ પંદર દિવસ કરવો. **ઓળખાણ—કુદડવેલને સફેદ ફુલ થાય છે, ફુલમાં ડોડી થાય છે** તેમાંથી ત્રણ કે ચાર બીજ નીકળે છે, પાન ચમાર દુધેલી અગર હનમાનવેલા જેવાં થાય છે.

**વૈદ્ય મોહનલાલ ભાણજી યાદવ રાજકોટ**

## નં. ૨૫ પક્ષઘાતનો કવાથ

આસંધ, અતિવિષ, પીંપર, સતાવરી, કાંટાશેળીઆનાં મુળ, ગળો, વરધારો, વરીઆળી, હરડે, ચવક, નાગરમોથ, કચોરો, વજ, અરડુસીનાં પાન, બીલી, એરંડાનાં મૂળ, રાસ્ના, ધમાસો દરેક અઅે તોલા શુદ્ધ ગુગળ તોલા ૪, સવાર સાંજ એકેક તોલો ૧૦ તોલા પાણીમાં ઉકાળી અઢી તોલા રહે ત્યારે યોગરાજ ગુગળ સાથે લેવો.

વૈદ્ય છોટાલાલ ત્રિભોવનદાસ મુ. જાદર.

## નં. ૨૬ સર્પવિષ—દંશના સડતા ભાગ માટે

જુવારના લોટની ઘેંશ બનાવી, લેપડી બાંધવાથી મટે છે.

**અતિસાર માટે—**

લીંબુની ચાર ચીરી કરી દરેક ઉપર એક વાલ ચોકખો સિંદુર ભભરાવી, અંગારા પર શેકી, તેરસની ચોળીને પીવો (નિર્ભય).

વૈદ્ય કલ્યાણજી કાકરશી મુ. સાવરકુંડલા.

## નં. ૨૭ શાંતિમય ચૂર્ણ

સિંધવ તોલા ૪, જેઠીમધ તોલા ૧૬, સોનાગેરૂ તોલા ૮, સુરોખાર તોલા ૪, ત્રિફલા તોલા ૮, જવખાર તોલા ૮, સંચળ તોલા ૪, પકવેલો નવસાર, તોલા ૮, અજમાનાં ફુલ તોલા ૨, પીંપરમીન્ટનાં ફુલ તો ૨.

અજમાનાં ફુલ, પીંપરમીન્ટનાં ફુલ, સુરોખાર ત્રણ ઘુંટવાથી પાણી થયે ઉપરનું ચૂર્ણ નાંખી ખરલ કરવું. માત્રા તો. ૦।.

ઉપયોગ—ઉલટી, કોલેરા, મંદાગ્નિ, પેટવાયુ વગેરે.

વૈદ્ય મોહનલાલ રાજારામ મુ. જાદર.

## નં. ૨૮ અનુભવીયોગ

સહદેવીનો રસ શેર ૧, જેઠીમધ ચૂર્ણ શેર ૦।, હાથથોરનાં જીંડવાંનો રસ શેર ૧, સિતોપલાદિ શે ૦।, આદાનો રસ શેર ૧, સાકર શેર ૩, બહેડાંનો રસ કે ઉકાળો શેર ૧.

બનાવટઃ—બધા રસને કલાઇવાળા વાસણમાં પકવવા. અડધો રસ બળી જાય ત્યારે સાકર નાંખવી, પછી ચૂર્ણો નાંખવાં, ગોળ જેવું થાય ત્યારે ઉતારી લેવું.

માત્રા:—૦। થી ૦॥ તોલો મધને સોનાના વરગ સાથે.
ઉપયોગ:—ખાંસી, શ્વાસ, ક્ષય, કફ, અશક્તિ અનુભવીયોગ છે.

વૈદ્ય રણછોડભાઈ ગોકળભાઈ અમદાવાદ.

**નં. ૨૯ રાલ તોલા ૨, કેરબા ભસ્મ તોલા—૧** ગુલાબજળમાં ઘુંટી ૧ થી ૩ આનીભાર લોહિના ઝાડામાં કે ઝાડામાં શક્તિ પ્રમાણે આપવું.

**વખમો**—વનસ્પતિ છે માત્રા ૧ થી ૨ ચોખાપુર પાણી સાથે પેટનો દુખાવો, વાયુ, ચુંક, આફરો, વગેરે.

સ્વામી વિવેકાનંદગીર અસારવા અમદાવાદ.

**નં. ૩૦ તામ્રભસ્મ**

તાંબાની પાઇને લીંબુના રસની સાત ભાવના આપી, અડધો શેર કણુતરની હઘાર અને આકડાના દુધમાં તેને ઘુંટી લુગદી કરી અંદર પાઈ મુકી ગોળો કરવો, સાત કપડમટ્ટી કરવી. ગજપુટથી ફુંકી દેવું.

માત્રા:—એક ચોખાપુર પક્ષાઘાત માટે સવારે આપવું.

રસવૈદ્ય હરિલાલ નરસીંહલાલ અમદાવાદ.

**નં. ૩૧ અતિસાર** ઉપર—

અફીણુ તોલા ૦।, શેકેલી જાવંત્રી તો ૦॥ ને ખરલ કરી ધન્તુરાના પાન ૨૦ની ભાવના આપી ગોળી બાજરીના દાણા જેવડી કરવી. ઉમર જોવી. અતિસાર, મરડો, તાવ, ખાંસી, ધાતુની નબળાઈ માટે.

વૈદ્ય હીરાલાલ નરોત્તમદાસ મુ. વટવા.

**નં. ૩૨ પારો બાંધવાની રીત**

૧. લજામણી અથવા રીસામણીના રસમાં પારો બંધાય છે.
૨. રામપત્રીના રસમાં પારો એકરૂપ થઈ જાય છે.

વૈદ્ય વાઘજીભાઈ ભાણાભાઈ વાગડવાળા

**નં. ૩૩ હડકવાનો ઉપાય**

કુકડવેલાના પંચાગ તથા કીડામારનાં પંચાંગ સરખા ભાગે લઈ છાંયડે સુકવી, પાવડર કરવો. તેમાંથી ૨ તોલા પાણી લઈ શેર ૨ માં ઉકાળવું, બળતાં એક શેર પાણી રહે ત્યારે રોજ ઉમ્મરના પ્રમાણમાં ૦॥ તોલાથી ૨ તોલા સુધી દિવસ ૨૧) પાવાથી હડકાયેલું કંઈ પણ કરડેલું હોય તો પણ હડકવા શરૂ થતો જ નથી તેમ શરૂ થયેલાને દિવસમાં ચારથી પાંચ વખત આપવાથી બંધ થઈ જાય છે. અજમાવેલ છે. હડકાએલું કુતરૂં, શીયાળ અગર કોઈ પણ જાનવર અથવા માણસ.

વૈદ્ય પ્રભાશંકર મણીશંકર સાણંદ

**નં. ૩૪ સંન્નિપાત ઉપર**

સુંઠ, પીંપર, પીંપરીમુળ, અફીણ, મરી, અતિવીખ, કેસર, પીંપળાની વડવાઈ વજ્રભાગ ચૂર્ણ કરી સોનાના વરખ મેળવવા. માત્રા ૨ થી પાંચ વાલ આદુને અરડુસાના રસ અડધા તોલામાં મેળવી આપવું. દર્દ અસહ્ય હોય, બુમ પાડે, ઉભો થઈ નાસે, કપડાં ફેંકે વગેરે માટે.

વૈદ્ય કાનજી ગોવિંદજી મહુવા.

**નં. ૩૫ અર્શનો ઉપાય મલમ—૧**

શંખીયો સોમલ તો. ૦। તાંદળજાનમાં દોલા યંત્રથી શુદ્ધ કરી ગાયના દુધમાં ઘુંટવો. તેમાં કાચી ગળી તો. ૦।, ગેરૂ તો. ૦।, શંખજીરૂ તો. ૦। ને જોઇતું પાણી નાંખી મલમ કરવો. આ મલમ પાંચ દિવસ લગાવવો. છઠ્ઠા દિવસે નીચેનો મલમ લગાવવો. (લેખક આ પ્રયોગ ગરમ જણાવે છે. જેથી યથોચિત કાર્ય કરવું. મંત્રીઓ.) મલમ ૨:—લુગડે બાંધી નીતરેલું દહીં શેર ૦।, ઘઉંનો લોટ શેર ૦॥, હળદર તો. ૦॥, ગળી તો. ૦। મિશ્ર કરી તેમાંથી તોલા ૨ લઇ રોજ સવારે તવા ઉપર મુકી તેમાં દિવેલ તો. ૨, પાણી તોલા ૫ નાંખી શીરા જેવું બનાવવું. આ મલમ દિવસમાં બે વખત લગાવવો. આ મલમ આઠ દિવસ લાગલગાટ લગાવવોને પાટો બાંધી રાખવો. મસા ખરી જશે. કદાચ કોઈ વળગી રહે તો પ્રથમનો મલમ લગાવી-તેની વાટ બનાવી મુકવી એક દિવસ પછી બીજા નંબરનો મલમ રાખવો.

પરહેજી:-સખત રાખવી, દસ્ત સાફ થાયને હલકો ખોરાક એ ઉપર ધ્યાન આપવું.

વૈદ્ય બાલકૃષ્ણ સદાશિવ મુ. રૂપાલ

**નં. ૩૬ સસણી—વરાધ માટે**

સાબરસંગાના કકડાને ચાર દિવસ ધંતુરાના રસમાં બોળવા. પછી ભઠ્ઠી આપવી પછી તેને ખરલ કરી આકડાનું દુધ નાંખી ટીકડી બનાવી ગજપુટ કરવો. આ ભસ્મ તથા બામના પાનનો રસ એક પાઈ ભાર, કેશર ચોખાપુર, ખેરસાર ચોખાપુર સાચા ચંપાની કળી નંગ ૧ ને મધ પાઈ ભાર લઇ બાળકને આપવાથી સસણી, વરાધ, કફ, કાસ—શ્વાસ મટે છે.

વૈદ્ય રામશંકર ભીખાભાઇ મુ. બોરૂ

**નં. ૩૭ પ્રવાહિકા માટે**

ખારેક નંગ ૩, અફીણ શુદ્ધ ૧॥ માસો ગાંજાની સારી કળી નં. ૧, પ્રથમ ખારેકને પાણીમાં ભીંજવી ને ઠળીઆ કાઢી લેવા. પછી અફીણ અને ગાંજાનું ચૂર્ણ ખારેકમાં ભરી દેવું. પછી ખારેક ઉપર ઘઉંના લોટનો લેપ કરી અગ્નિ ઉપર શેકવું. તે બળી જાય-શેકાઈ જાય ત્યારે અંદરથી દવા કાઢી ખરલ કરી ચણા જેવડી ગોળી કરવી.

માત્રા—૧ થી ૨ ગોળી મધ કે પાણી સાથે ખાસ પ્રયોગ છે.

વૈદ્ય પોપટલાલ દેવજી આર્ય અમદાવાદ.

## નં. ૩૮ બાળગુટિકા

પ્રવાલ ભસ્મ તો. ૧ શંખભસ્મ તો. ૧ ફટકડી ફુલવેલી તો. ૧ રસવંતી તો. ૧ પીંપર તો. ૧॥ પીળીકોડી ભસ્મ તો. ૧ ટંકણ ફુલાવેલો તો. ૧ હળદર શેકેલી તો. ૧ તુલસીનાં પાન લીલાં તો. ૧૫, અઘેડાનાં પાન તો. ૧૫ પ્રથમ લીલાં પાનને વાટવાં ત્યાર પછી દવાઓ નાંખી ગોળીઓ બનાવવી અગર ચુર્ણ રાખવું.

માત્રા—૧ થી ૪ રતી દિવસમાં બે વખત.

અનુપાન—મધ, દાડમનો રસ અગર શરબત, અગર ગૌમુત્ર.

વૈદ્ય અમરપ્રસાદ બુલાખીદાસ—અમદાવાદ.

## નં. ૩૯ દમની જટીલક્રિયા.

પારો તો. ૫, સુંઠ તો. ૧, ગંધક તો. ૫, પીંપરીમુળ તો. ૧. ધંતુરાનાં બી તો. ૧૦. તેને પાણી સાથે મર્દન કરી ૧ રતીની ગોળીઓ બનાવી સવાર સાંજ બબ્બે ઘી સાથે આપવી.

## ક્ષયનો ઉપાય.

યુવાન માણુસના વાળ શેર ૦॥, ધંતુરાનાં પાન શેર ૧. આકડાનાં પીળાં પાન શેર ૫, થોરનાં પાન શેર ૧.

તે બધાંને સરસવનું તેલ લગાવી એક માટલીમાં ભરી અર્ક કાઢવો.

માત્રા—૨ થી ૪ આનીભાર પછી ક્ષયના રોગીને પેટ ભરીને મધ પાવું, જેથી ઉલ્ટી થઇ જીવાત—ક્ષયનાં જંતુ નિકળી જશે પછી હડતાલ ભસ્મ ૧ વાલ તથા ઝહર મહોરો ૪ આનીભાર દિવસમાં ત્રણ વખત દુધમાં આપવું. જેથી ક્ષય મટે છે

બ્રહ્મચારી દત્તચૈતન્ય ગુરૂનારાયણ ચૈતન્ય—અમદાવાદ.

## નં. ૪૦ દાઝયા ઉપર.

દિવેલને કળીચુનાના પાણીનું ફીણ લગાવવું. ફોલ્લા થાય તો ફુટયા પછી ચાંદાં ઉપર ધુપેલ લગાવી આંબાના પાનની રાખ અને બાવળના છોડાની રાખ સમભાગે દબાવવી જેથી રૂઝ આવે છે.

વૈદ્ય પ્રભાશંકર માધવજી દવે.—અમદાવાદ.

## નં. ૪૧ ચંદ્રોદય રસ.

સોનાના વરગ તો, ૧, હિંગુલોત્થ પારદ તો. ૮, ગંધક શુદ્ધ તો. ૮. ત્રણેને ઘુંટી કપાસના ફુલના રસમાં ત્રણ પહોર, કુંવારપાઠાના રસમાં એક પહોર ઘુંટી આતસ શીશીના યોગથી તૈયાર કરવો. ત્રણ દિવસ, મંદ, મધ્યમ ને તીક્ષ્ણ અગ્નિ આપવો. પછી તૈયાર થયે યોગ્ય કસ્તુરીને પાનના રસમાં ગોળી બનાવી તેવી માત્રા ૦॥ રતીથી ૭ રતી. સર્વદોષ માટે અકસીર.

વૈદ્ય ગંગારામ ગીરધરલાલ ડોકટર—રાવળ. અસારવા—અમદાવાદ.

**નં. ૪૨ રક્તદોષ માર્તંડ યોગ.**

ગંધક ૨ આનીભાર, હરડે ૬ આનીભાર, કાળાંમરી ૬ વાલ, બહેડાં ૬ આનીભાર, આંબળાં ૬ આનીભાર, અમલતાસમુખ ૨ આનીભાર.

તેના ચૂર્ણને સવારસાંજ બે પડીકાં કરી આપવું. ઠંડા પાણી સાથે રક્તવિકાર, હાથ પગની ચામડી ફાટવી, વગેરે.

વૈદ્ય દલપતરામ પી દવે—અમદાવાદ.

**નં. ૪૩ પ્રદર માટે.**

શેતુરનાં પાન તો. ૨, સાકર તો. ०।, તેનો રસ સાત દિવસ એક એક વખત આપવો લાલ કે સફેદ પ્રદર મટે છે.

**અ વરાધ માટે.**

સુંઠ તો. ०।।, રેવંચી તો. ૧, ટંકણખાર તો. ०।।, સાજીનાં ફુલ તો. ૧ સર્વનું ચૂર્ણ અડધીથી ૧ રતી મધ—પાણીમાં આપવું. વરાધ, ભાર તથા પેટનાં દરદ મટે છે.

**બ પારદ—જારણ—ભસ્મ—**

અઢાર સંસ્કારી પારદ તો. ૧, ગંધક શુદ્ધ તો. ૧, અગનશીશીમાં ભરી, વાલુકા યંત્રમાં શીશી મુકી ભઠ્ઠીથી અગ્નિ આપવો—ધીમો ધીમો. એવી રીતે શુદ્ધ કરેલો ગંધક તોલો તોલો નાંખતા જવું. એવી રીતે સો વખત જારણ કરવું, પછી તે ભસ્મ અગન સીસીમાં નીચે રહેશે. ०। રતીથી ०।। રતી જુદા જુદા અનુપાનથી આપવી. દરેક રોગ માટે સારો ફાયદો કરે છે.

વૈદ્ય વલ્લભદાસ નરસીલાલ—અમદાવાદ.

**નં. ૪૪ ખસ—દાદર માટે.**

રાળ, સાકર, ટંકણ, ગંધક, મોરથુથુ, ગુગળ સરખે ભાગે લઇ લીંબુના રસમાં ખરલ કરી ચોપડવાથી અઠવાડીયામાં દાદર મટે છે અને સદરહુ દવા તલના તેલમાં ખરલ કરી ચોપડવાથી ખસ નાબુદ થાય છે.

વૈદ્ય છોટાલાલ શિવશંકર પીંડવડી.

**નં. ૪૫ પ્રમેહ ગોળી.**

માયફળ, કુલકાથો, નાની એલચી, વાંસકપુર તે સર્વ ચૂર્ણની સુખડના તેલમાં ચણીબોર જેવડી ગોળી કરવી. ઠંડી રૂતુમાં દૂધ સાથે, ગરમ રૂતુમાં ઠંડા પાણી સાથે. બબ્બે ગોળી આપવી.

વૈદ્ય પ્રેમદાસ ગુરૂ સેવાદાસ—અમદાવાદ.

**નં. ૪૬ પામાનાશક યોગ**

શુદ્ધ ગંધક તો. ૧, ગોળ તો. ૫, ઘઉંનો લોટ તો. ૫, ઘી તો. ૫, ઘી ગોળનો પાયો કરી લોટ મેળવવો. તેને ઉતારી ગંધક મેળવવો. ગંધક નાંખવાથી ઘી નીકળશે. તે ઘી ભરી લેવું અને પાક રોગીને આપવો. ચરી સખત પાળવી.

વૈદ્ય કાલીચરણ જ્વાલાપ્રસાદ. અમદાવાદ.

## નં. ૪૭ ખસનો ઉપાય ફીરંગોપદંશ માટે

દશ શેર મુળાના પાનના રસને તાંબાની કથરોટમાં લઈ તેમાં પારો તો. ૦ાા નાંખવો. દરદી તે પારાને રસ સાથે ચોળે તે કહેવું. સવારથી સાંજ સુધી ચોળવું. એટલે રસ અને પારો બન્ને શરીરમાં જશે. સાંજે ઠંડા પાણીથી ન્હાવું. તથા દૂધ, ભાત, સાકરવાળું ભોજન કરવું. એકજ દિવસના પ્રયોગથી ભયંકર ખસ મટે છે. પ્રયોગ પછી પરહેજ ૭ દિવસ રાખવી. ઘી, દૂધ, સાકર, રોટલી, ભાત ખાવાં.

(પારદ ફીરંગોપદંશની રામબાણ દવા છે. વૈદ્યરાજો આ પ્રયોગ ફીરંગોપદંશ ઉપર અજમાવે અને પરિણામ બહાર લાવે તેમ લેખક લખે છે. મંત્રીઓ.)

વૈદ્ય આત્મારામ લવજીભાઈ રેથળ

## નં. ૪૮ જલોદર પ્રયોગ

ઉપચારઃ—ક્વાથ, ચૂર્ણ, ભસ્મના યોગે દરદી સારો થાય છે.

ક્વાથઃ—વરણાની તાજી છાલ તો. ૧૦.

સાટોડીનાં તાજાં મૂળ તો. ૧૦ બંનેને ખાંડી શેર ૩, પાણીમાં નાંખી ઉકાળવાં અને ૦ા શેર પાણી રહે ઉતારી તેમાં—

ચૂર્ણઃ—ગરણીના મૂળનું ચૂર્ણ તો. ૦ા.

નસોતરની છાલનું ચૂર્ણ તો. ૦ાા, નું વસ્ત્ર ગાળ ચૂર્ણ ક્વાથમાં મેળવી દરદીને સવારે નરણે કોઠે પાઈ દેવું. એક વખતે પીવાય નહીતો બબ્બે કલાકને અંતરે થઈ બે વખતમાં પાઈ દેવું.

ભસ્મ—જમ્યા પછી બે કલાક અગર ત્રીજે પહોરે ગજપુટથી બનાવેલી તામ્ર ભસ્મ અને સોનાના વરગ (તામ્રથી અર્ધાવજને વરગ લેવા) બન્નેને ત્રણ કલાક ખરલ કરી તેમાંથી **એકથી** દોઢ રતી, અને પીંપર વાલ ૪, મધ રૂા. ૧ાા ભાર લઈ ચટાડવું.

ઉપર પ્રમાણે ક્રમ ચાલુ રાખવો શક્તિ પ્રમાણે ફરવાનું રાખવું. શક્તિ વધતી જાય તેમ ફરવાનું ત્રણ ચાર માઈલ સુધી વધારવું.

પથ્યઃ—જવ, સાઠીચોખા, કળથી, બકરીનું દુધ, મગ, આદુ, લસણ, પરવળ, હળદર, આંબાહળદર. મરી, જીરૂ.

અપથ્યઃ—મીઠું વગેરે કાઈપણ જાતના ક્ષાર લેવા નહી તેમજ દિવસે સુવું નહીં.
વૈદ્ય લક્ષ્મીલાલ રણછોડલાલ જોષી. મુ. ગોધરા.

## નં. ૪૯ ત્રિદોષ ગજકેસરી

મરી તો. ૧ાા, સિંધવ તો. ૧, યવક્ષાર તો. ૧. પીંપર તો. ૧ાા, સંચળ તો. ૧, સફેદ જીરૂ તો. ૧, સુંઠ તો. ૧ાા, નવસાર તો. ૧, વરીયાળી તો. ૧, તજ તો. ૦ાા, લવિંગ તો. ૦ાા, કેસર વાલ ૧, પીંપરમીન્ટના ફુલ વાલ ૧.

'પ્રથમ નવસારના ડમરૂ યંત્રથી ફુલ ઉડાવી લેવાં.' ઉપરનીદરેક વસ્તુનું વસ્ત્રગાળ ચુર્ણ તથા નવસારનાં ફુલ અને કેસર, પીપરમીન્ટના ફુલ મેળવાં. ખરલ કરી મજબુત ઢાંકણાની શીશીમાં ભરી લેવું.

**ઉપયોગ:**—કોઇપણ જાતના તાવમાં ચિન્હ જાણીતાંની સાથે આ ઔષધ શરૂ કરવું. જેથી સંન્નિપાત થવા પામતો નથી. તે સિવાય, પેટની ચૂંક, યકૃત વૃદ્ધિ, પ્લીહા વૃદ્ધિ, અગ્નિમાંદ્ય, આનાહ, ગડગડાટ વગેરેમાં અપાય છે.

વૈદ્ય લવજીભાઈ માવજીભાઇ અમદાવાદ.

**નં ૫૦ અત્યાર્તવ વિનાશક**

શંખજીરૂ અને સોના ગેરૂ બંને સમાન ભાગ લઇ વાટી રાખવા. રોગની દશામાં રોજ સવાર સાંજ ખસખસના શરબત સાથે આપતા રહેવું આઠ દશ દિવસમાંજ અત્યાર્તવનો અંત આવી જાય છે.

ગંગાદાસ બી. ઉદાસી આયુર્વેદાચાર્ય.
નવભવન ચિ. મંદીર ધોળકા અમદાવાદ.

**નં. ૫૧ પક્ષાઘાતને માટેકવાથ**

આસંધ, અતિવિષ, પિપર, સતાવરી-કાંટાશેરીઆનાં મૂળ, ગળો, વધાંરો, વળીઆળી, હરડે, ચવક, નાગરમોથ, કચોરો, વજ, અરડુસીનાં પાન, બીલી, એરંડાનાં મૂળ, રાસના, ધમાસો, આ અઢાર ચીજો બે બે તોલા લેવી. અને તેમાં શુદ્ધ કરેલો ગુગળ તોલા ૪ મેળવી બધાંને અદકચરૂ ખાંડી નાંખી દરરોજ એક તોલો સવારે અને એક તોલો રાત્રે ૧૦ તોલા પાણીમાં ઉકાળવું અઢી તોલો પાણી બાકી રહેથી નીચે ઉતારી લેવું ગાળી નાખી પક્ષાઘાતના દર્દીને પીવા માટે આપવું (યોગરાજ ગુગળ સાથે લેવાથી વધુ સારો ફાયદો થાય છે.)

વૈદ્ય છોટાલાલ ત્રિભુવનદાસ જોષી. મુ. જાદર

**નં. ૫૨ વિર્યશ્રાવ વિનાશક**

કુદડ એક વેલ છે. જેને એક સફેદ ફુલ થાય છે ફળમાં દાંડી થાય છે તેમાં ત્રણ ચાર બીજ નીકળે છે એની દાંડી કાળી હોય છે. પાન ચોળવાથી ચીકાશદાર હોય છે અમે પાન ચમાર દૂધેલી અગરતો હનુમાન વેલા એ નામથી ઓળખાય છે. તેના લીલા પાન ૪૦ તથા ખડી સાકર તો. ૧ બંને વાટી ૧૫ દિવસ પાવાથી વિર્યશ્રાવનો રોગ નાબુદ થાય છે.

વૈદ્ય રતનલાલ ભાણજી યાદવ ખડપીઠચોક–રાજકોટ

**નં. ૫૩ વ્રણ ફોડવા માટે**

મોર થુથુ તો. ૦॥, રાળ તો. ૬, સાબુ તો. ૧૦, તલનું તેલ તો. ૧૦, મીણુ તો. ૧, કપુર તો. ૧,

વ્રણ રૂઝવવા માટે—

સિંદુર તો. ૧૦, તલનું તેલ તો. ૨૦, મીણુ તો. ૧, કપુર તો. ૧, ઉપરના

તેલ ગરમ કરી, મીણુ નાખી રસ થઈ જાય એટલે નીચે ઉતારી બાકીની દવાઓ નાખી હલાવતા જવું એટલે મલમ તૈયાર થશે.

ચીમનલાલ ભાઈશંકર રાવળ, નાનાભાટવાડામાં--અમદાવાદ.

## અશ્મરીહર

**નં. ૫૪ વાંઝણી કંકોડીનું મુળ.**

વાંઝણી કંકોડીનું મુળ તેનો સ્વરસ અને અંદર મધ અને સાકર નાખી પીવા આપવું. દર્દીનું બળ જોઈને અંદર સુરોખાર થોડો નાખવો (પરંતુ મે કંદના સ્વરસનો ઉપયોગ કર્યો છે.) આ પ્રમાણે સાત દિવસ પીવડાવવાથી અશ્મરી મટી જાય છે.

વૈદ્ય અંબારામ વસંતરામ બરાનપુરવાળા. માંડવીની પોળ—અમદાવાદ.

**નં. ૫૫ યાદ શકિતનો નુકશો.**

ગળો, વજ, વાવડીંગ, બ્રાહ્મી, સુંઠ, શતાવરી અને શંખાવલી દરેકને સરખે ભાગે લઈ બારીક ચૂર્ણ કરી એક તોલો એક તોલા ગાયના ઘીમાં સેવન કરવાથી યાદશકિત તીવ્ર થાય છે.

વૈદ્ય જેસીંગભાઈ જમનાદાસ શાહ.

**નં. ૫૬ શ્વાસ રોગ માટે.**

હલધર અને ધઉં બન્ને કાચા સમાન ભાગે લેવાં બંનેને માટીના જુદા જુદા વાસણમાં સળગાવવાં, બળીને કોલસા જેવાં થાય ત્યારે બન્નેને ભેગાં વાટી લેવાં તે વાટેલી રાખ તો. ચાર અભ્રક ભસ્મ સારી તો. ૦ા પડગુણ ચંદ્રોદય તો. ૦ા બધું ભેગું બારીક વાટી શીશીમાં ભરી લેવું. માત્રા ૭ રતિથી ૧૨ રતિ મધ સાથે ચટાડી ઉપર દૂધ પાવું. પથ્યમાં કાચુ ઘી તેલ કફકારક પદાર્થો બંધ કરવા. આ પ્રમાણે ચાલીસ દિવસ સુધી પ્રથમ વમન વિરેચન કરાવ્યા બાદ દવા શરૂ કરવી.

વૈદ્ય ઓદ્ધવદાસ એન ભાટીયા પંજાબસ્ટ્રીટ મીઠાદર—કરાંચી.

**નં. ૫૭ રકતશુધ્ધિ શીરપ.**

પીપળ અને પીપળાની અંતર છાલ મગનક દરેક પાંચ પાંચ તોલા લઈ તેનો કવાથ તૈયાર કરવો અને કપડાથી ગાળી જેટલો કવાથ હોય તેટલી સાકર નાખવી અને તેની બે તારી ચાસણી કરવી જેથી સુંદર લાલ શીરપ તૈયાર થશે.

સવાર અને સાંજ બે બે તોલા લેવું ચામડીના કોઈ પણ પ્રકારના દર્દમાં જેવી કે તજ્ન ગરમી, દાદ, શરીરે બગડેલા લોહી સુધારી નવું લોહી બનાવી શકિત આપે છે. ખસ, ખરજવું અને કવટ ઉપર સારૂં કામ આપે છે.

**નં. ૫૮ પ્રમેહ ચૂર્ણ.**

ત્રિફલા તો. ત્રણ હલધર તો. એક સાકર તો. ત્રણ પાથી અડધો તોલો લેવું સાત દિવસમાં અચૂક ફાયદો થાય છે.

**નં. ૫૯ મલવટી.**

શુદ્ધ સોમલ તો. અડધો એરસાર તો. પાંચ મગના દાણા પ્રમાણે ગાયના દુધમાં ગોળી તૈયાર કરવી. દમ, શ્વાસ, અગ્નિ મંદ હિસ્ટીરીઆ, વિગેરે રોગો મટાડે છે.

**નં. ૬૦ બાળકોની આંચકી તથા ઝાડા માટે.**

અફીણ તો. એક કેસર તો. એક જાવંત્રી તો. અડધો જાયફળ તો. પા વાટી બાજરીના દાણા જેવડી ગોળી કરવી બાળકની ઉંમર જોઈને આપવું.

**નં. ૬૧ મહાક્ષાર.**

કાચો નવસાર તો. વીસ શુદ્ધ ગંધક તો. પા બન્ને બારીક વાટી ડમરૂ યંત્રમાં મુકી સારી કપડ માટી કરી ચૂલા ઉપર મુકવું બાદ મંદ મધ્યમ અને તીવ્ર અગ્નિ ૭ કલાક આપવો ઉપર પાણીનાં પોતાં મુકતાં રહેવું બાદ થંડું પડે ઉપરના ભાગમાં લાગેલો ક્ષાર લઈ લેવો. ઉદર, રોગ, ખાંસી, દમ, શ્વાસ, વિ. માં કામમાં આવે છે અને કફને ઓગાળે છે.

વૈદ્ય રમણુલાલ ગીરજાશંકર આસ્ટોડીઆ રોડ—અમદાવાદ.

**નં. ૬૨ સન્નિપાત અને તાવ ઉપર.**

શુદ્ધ વછનાગ તો. એક વાટી આદાના રસમાં ફીણ આવે ત્યાં સુધી ઘુંટવું પછી ટંકણ તો. એક હીંગળોક તો. એક ગંધક તો એક અંદર નાખી ખુબ ઘુંટવું તથા મરી અને પીપર તો. એક નાખી લીંબુના રસની ભાવના આપી એક એક રતિની ગોળી બનાવવી. અનુપાન આદુનો રસ યા મધ, તુલશી, સુદર્શન ક્વાથ, અગર અર્ક સાથે.

બાલકૃષ્ણ ગીરધરલાલ વૈદ્ય જમાલપુર.

**નં. ૬૩ કફવાળી ખાંસી અને શ્વાસ માટે**

હરડાં, બેડાં, આંબળાં, પાપડખાર જવાખાર છોટી પીપર મુલહટી, મરી લવીંગ, દાડમની છાલ, દરેક અઢી તો. જુનો ગોળ તો. ચાલીસ વાટીને ગોળી બનાવવી.

રામસિંહજી અયોધ્યાસિંહજી દ. ત અસારવા

**નં. ૬૪ હિસ્ટીરિઆ માટે**

આકડાનું ચૂર્ણ તો. અર્ધો નવટાંક તલના તેલમાં ઉકાળવું ગરમ થયા બાદ ગાળી શીશીમાં ભરી દેવું દરરોજ બે ટીપાં નાકમાં નાખવાથી હિસ્ટીરીઆ મટી જાય છે.

જગદીશ્વર સકરચંદ શાહ ગંગાબાઈ પ્રાણુશંકર ઔષધાલય રીચીરોડ

**નં. ૬૫ મોરથુથાની ભસ્મ**

બે તોલા મોરથુથાનો ગાંગડો લેવો અને એક શેર કબુતરની અગાર ખાંડી એક ગોળો કરવો તે ગોળાની નીચે રાતી ફટકડી શેર એક લાવી ખાંડી પાથ-

રવી ઉપર મોરથુથુ ચરકમાં (કબુતરની) ઘાલીને કરેલો ગોટો મૂકવો તેના ઉપર બીજી રાતી ફટકડી દબાવી લોઢાની કડાઈમાં મૂકવું બરાબર બાર કલાક અગ્નિ આપવો ઠંડુ થયે અંદરથી મોરથુથાની ભસ્મ કહાડી વાટી શીશીમાં ભરી લેવું એક ચોખાભાર પક્ષાઘાત, લકવા, ઉપર મધમાં આપવું ઉપર ઘી સાકરની રાબ પાવી અથવા શીરો આપવો ચૌદ દિવસ આ પ્રમાણે મીઠા વગરનું ખાવું.

રસવૈદ્ય નરસિંહભાઈ સાંકળચંદ રસાયનાચાર્ય મદનગોપાલની હવેલી અમદાવાદ.

**નં. ૬૬ પ્રમેહ ઉપર**

બસો ત્રણસો વરસની જુની ઈંટ લઈ ઘસીને ચૂર્ણ કરવું પછી તેને પાણીમાં નાખી કપડાથી ગાળી લેવું ગાળી લીધેલું પાણી થોડી વાર ઠરવા દીધા પછી પાણીની તળીએ જે ચીકણો ગાળ બેસે તેને ઉપરથી પાણી નીતારી કહાડી લેવું આ ગાળને ઇંટનું સત્વ કહે છે. સત્વ તો. પા જાંબુના ઠળીયાનું ચૂર્ણ તો. પા હલધર તો. પા કુતરીના ઘાસનું બી તો. પા એ બધાંને સાથે વાટીને એક પડીકું કરવું પછી આંબળા તો. ચારને ચોસઠ તો. પાણીમાં ઉકાળવાં આઠ તો. પાણી બાકી રહે ત્યારે ગાળી લઈ મધ તો. અર્ધો નાખી તેમાં ઔષધનું પડીકું લેવું એ મુજબ સવાર સાંજ લેવાથી જડથી મટે છે.

**નં. ૬૭ શ્વેત પ્રદર ઉપર**

કથેરની અંતર છાલ તો. અઢી મુલતાની માટી તો. દોઢ બન્નેને વાટી પા રૂા. ભાર સાકર સાથે સવાર સાંજ પાણી સાથે લેવું.

**નં. ૬૮ બરોળ ઉપર**

કબુતરની અગાર તો. કુકડાની અગાર લવીંગ સમડી સુતર માછલાંની અગાર ( મળી શકે તો ) મોરની અગાર દરેક તો. અર્ધો કળી ચૂનો તો. પા રેવંચીનો શીરો તો. એક સાજીખાર, જવખાર, સિંધવ કાચલવણ દરેક તો. એક અને એળીયો તો. બે એ બધુ ભેગુ વાટી કુંવારના રસમાં તાંદળજાના રસમાં, મૂળાના રસમાં, કાચકીના રસમાં, લીંમડાના રસમાં દરેકમાં એક એક દિવસ ખરલ કરવું પછી તેમાં જુનો ગોળ તો. દોઢ નાખી ચણા જેવડી ગોળી કરવી સવાર સાંજ ચૌદ દિવસ એક એક ગોળી ખાવી પથ્ય મગ, ભાત, ઘી.

બાળવૈદ્ય જેઠારામ વિષ્ણુરામ ભટ્ટ, એલીસબ્રીજ પ્રીતમનગર નં. ૪૬

**નં. ૬૯ કંઠમાળ માટે**

ધોળાં મળી અને ખુરસાની અજમો એક એક તોલો સિકોતરી એળીયો બે તોલા લીલા ગુલાબના રસમાં ઘુંટી વાલ જેવી ગોળીયો કરવી દિવસમાં ત્રણ વખત દૂધ કે પાણી સાથે આપવી ગાંઠ ઉપર ચોપડવા માટે કજ્જલીનો મલમ ઘીમાં બનાવી લેપ કરવો. ૭૧ થી ૯૧ દિવસ કરવાથી ભયંકર કંઠમાળનો નાશ પામે છે.

વૈદ્યભાસ્કર માણેકલાલ રેવાશંકર ભટ્ટ, વનમાળી પોળ શાહપુર

**નં. ૭૦ શરીર પુષ્ટિકારક પ્રયોગઃ**—રોજ ખાવા લાયક અને સેવન માટે

એખરો તો. ૧, પીંપર તો. ૦।, ગોખરૂ તો. ૧, કાળી મુશળી તો. ૧, નાગકેસર તો. ૦।, ખોરાસાની અજમો તો. ૦।, મોચરસ તો. ૦॥, અકલગરો તો. ૦।, બળબીજ તો. ૦॥,, જેઠીમધ તો. ૦।, ચણકબાલા તો. ૦॥, બધુ ખાંડી ચાળી સવાર–સાંજ પા તોલા પાણી સાથે લેવું.

પારાનો મરકો અને ભસ્મઃ—

ઝેર કોચલાના ઝાડના લાકડાનો ખરલ અને દસ્તો બનાવવો અને તે ખરલમાં પારો નાખી ઘુંટઘુંટ કરવો, પ્રથમ મરકો થશે પછીથી ભસ્મ થશે તે અગન જીત થાય ત્યાં સુધી ઘુંટે જવું. આ ભસ્મ તમામ રોગ ઉપર કામ લાગે છે.

**નં. ૭૧ હીંગળો ભસ્મઃ**—

**શુદ્ધ** હીંગળોકનો ગાંગડો બે તોલાનો લઈ તેને એક શેર શેરી લોબાન અને ૧ શેર કપુર એને ખૂબ બારીક પીસી તેનો ગોળો બનાવી તેની વચમાં હિંગળોકને મુકી ફરતા એકેક છાણુ મુકી સળગાવવું, બીલકુલ ઠંડુ પડે કહાડવું તો તે લાલ અગર સફેદ ભસ્મ થશે. પીસાય નહિ તો સહેજ પાણીના ટીપાં નાખવા. ક્ષય, દમ, અશક્તિ, નામરદી સન્નિપાત, તાવ, મટાડે છે. માત્રા ૧ થી બે ચાવલપુર ઘી અગર માંખણમાં આપવું.

**નં. ૭૨ સફેદ તામ્ર ભસ્મઃ**—

ટોનીક, સંગ્રહણી તાવ, ક્ષય, દમ, મધુપ્રમેહ વિગેરેઃ–ત્રાંબાના રૂપીઆ રૂપીઆ ભારના શુદ્ધ દસ પંદર પત્રાં લેવા તેને એક ખરલમાં નાંખી અધોળ ગંધક નવટાંક લીંબુનો રસ અને એક તોલો પારો લઈ ખુબ પીસવા જેથી પત્રાં પર પારો ચઢશે. એક મોટું માટલું લેવું તેમાં નવટાંક ગંધક વાટેલો નીચે પાથરવો. ઉપર ત્રાંબાનું એક પત્રું મુકવું ફરી ઉપર નવટાંક ગંધક વળી ઉપર ત્રાંબાનું પતરૂં એમ ગંધકને પતરૂ મૂકે જવાં. પત્રાં બધા મૂકયા પછી ઉપર નવટાંક ગંધક મૂકવો ને માટલાનું મોં બંધ કરી ( કોડિયું ઢાંકી ) ત્રણ ચાર સખત કપડ મટ્ટી કરી સૂકવવું, માટલા પર ઘંટીનું પડ મુકવું. ને પ્રથમ ધીમો અને પછી સખત લાકડાનો તાપ માટલા નીચે કરવો. ચાર કલાક સખત તાપ આપી ઠંડુ થએ કાઢવું તો ત્રાંબાની કાળી ભસ્મ થશે. તે ભસ્મના તોલ બરાબર કાંટાથી જોખી શુદ્ધ પારો ઉમેરવો ને બંને ખરલમાં નાખી એકંદર ૧ શેર લીંબુનો રસ નાંખી રસ સુકાઈ જાય ત્યાં સુધી ઘૂંટવું ફરી બીજી વાર લીંબુનો ૧ શેર રસ નાખી ઘુટવું. વળી ત્રીજી વાર એવી જ રીતે લીંબુનો ૧ શેર રસ નાંખી ઘુટવું. પછી ૧ શેર લીંબુનો રસ મેળવી તે બધો લોઢા અગન શીશીમાં નાંખવોને અગન શીશીનું મોં ઉઘાડુ રાખી સઘડી ઉપર મૂકવું ને નીચે તાપ કરવો. ધીમે ધીમે તાપે તમામ રસ સૂકાઈ ( બળી ) જાય પછી કહાડી લેવું તો **સફેદ** ભસ્મ થશે. માત્રા એકથી બે રતી. ઘી અગર માખણમાં તાવ હોય તો પીંપર અને તુલસીના રસમાં.

રસવૈદ્ય ચીમનલાલ ત્રીકમલાલ ઠાકોર,
ઘાસીરામની પોળ ઘર નં. ૨૩૧ સારંગપુર–અમદાવાદ.

### ૭૩ વરખી હરતાલની ભસ્મ કરવાનો તથા વાપરવાનો પ્રયોગઃ—

વરખી હરતાલના નાના ટુકડા કરી તોલા પાંચ લેવી તેને ચૂનો (કળીચૂનો) જેને કહે છે તેનું પાણી હાંલ્લામાં ભરી કપડે હરતાલ બાંધી ડોલાયંત્રમાં બાર પહોરનો અગ્ની આપવો ત્યારબાદ તેને કાઢી સારી ધોઈ નાંખી તેને પત્થરના ખરલમાં વાટી હરતાલથી દસ ઘણા થુવરના તાજા દુધમાં વાટવી તે સુકાયા બાદ દસ ઘણા ભાંગરાના રસમાં વાટી સુકવી પછી દસ ગણા કુંવરના પાઠાના રસમાં વાટવી ને તેની ટીકડી બનાવી સુકવવી.

ખરસાણીની ડીંડીઓની રાખ શેર દસ લઇ તેને મેદાની ચારણીએ ચાળી હાંલ્લાને પ્રથમ તળીએ કપડમટી કરવી તે કપડમટ્ટી કાથો, હીરાકસી, મીઠુ ને માટીને કચરી એકરસ બનાવી કરી સુકવી હાંલ્લામાં અડધી રાખ ભરી તેના વચમાં ટીકડી મુકવી ને તેના ઉપર રાખ ખુબ જોરથી દાબીને હાંડલીનું મોઢું આગળ બતાવેલી કપડમટ્ટીથી બંધ કરી લેવું. ને પછી ચુલે ચઢાવી ૩૨ પહોરનો અગ્ની કરવો. મંદ, મધ્ય અને તીવ્ર કરવો. તે પછી ઠંડુ થએથી કહાડવું તો ટીકડી ભાંગી પડેલી અગર આખી મલશે. તે સફેદ જરા ઘેરા રંગની ધોળી ભસ્મ થાય છે તોલે તોલ રહે છે. તેની માત્રા એક ચોખાભારની મોટા માણસના માટે છે. તેની ભસ્મ બરોબર કસ્તુરી, સોનાના વરખ, અંબર, તથા સોલ ઘણું કેસર, સોલ ઘણું બરાસ, નાંખી કપુરી પાનનો રસ નાંખતા જવું અને ઘુંટતા જવું. આઠ પહોર લગી. પછી તેની રતી પ્રમાણે ગોળી વાળવી તે ભસ્મ ખોટી ગરમીના તમામ દરદો, કમતાકાતના તમામ દરદો, ખાંસી સાથે તાવમાં રામબાણ જેવી હોય છે. વીજળીની માફક અસર કરે છે. ચરી ખુબ પાળવી. ઘી તથા દુધ વધારે પ્રમાણમાં લેવાં.

લી. રસવૈદ્ય ભોગીલાલ ડાહ્યાભાઇ દવે.
ઠે. નાથાભટની પોળ સામે મુ. ઉમેરઠ. પોસ્ટ ઉમરેઠ.

### ૭૪ સુવર્ણ ઘટીત ચંદ્રોદયનો પ્રયોગઃ—

હિંગળોકમાંથી પારદ કાઢી તેને લીલી હલદરના રસમાં, પછી સીંધાલુણને લીંબુના રસમાં ઘુંટવો. દીવસ સોળ સુધી તેને ધોઇ સાફ કરી ગાયના દુધમાં શુદ્ધ કરેલો આમલસારા ગંધક પારાથી બમણો લેવાનો ને બન્નેની કજ્જલી કરવી. પારદથી આઠમા ભાગના સોનાના વરખ લેવા તે કજ્જલીને ખરલમાં નાંખી એક એક વરખ નાંખી કુંવારપાઠાનો રસ નાંખી ઘુંટતા જવું, ને તમામ વરખ ખપી જાય, પછી ચોવીસ કલાક કુંવરપાડાના રસમાં ઘુંટી તેને સુકવવું ને તે બંન્નેનો પાઉડર થાય બાદ કાચની આતશી શીશી પાવડરના પ્રમાણમાં લેવી તેને કાથો, હીરાકસી માટી થોડું કચરી તેની સાત કપડમટી કરી ખુબ સુકાયા બાદ તેમાં તૈયાર કરેલો પાવડર ભરવો ને ઇંટને ઘસી બંધ બેસતો દાટો મારી તેને પણ સાત કપડમાટી કરી સુકવવું તેને વાલુકાયંત્રમાં મુકી અગ્ની પહોર બત્રીસનો મંદ—મધ્ય--તીવ્ર આપવો તે ઠંડુ થયેથી કાઢી

સીસી ફોડી ચન્દ્રોદય કાઢી લેવો તે સુવર્ણ ઘટીત ચન્દ્રોદય કહેવાય છે તેમાં ચોખ્ખું બરાસ ચન્દ્રોદયના વજન બરોબર લવીંગ જાયફળ તથા કેસર પણ તેજ પ્રમાણે ચન્દ્રોદયના વજનથી આઠમા ભાગની કસ્તુરી તથા સોનાના વરખ નાંખવાં પાનના રસમાં ચોવીસ કલાક ઘુંટી તેની રતિપુરની ગોળી વાળવી આ ગોળીથી (૧) કફનાં તમામ પ્રકારના દરદો (૨) અશક્તીનાં તમામ દરદો (૩) ધાતુ વિકારના તમામ દરદોમાં શરીર પ્રકૃતી જોઇને આ દવા દિવસમાં બે ગોળી અપાય છે ચરી પાળવી–ઘી ઘઉં ચોખા દુધ સાકર ખુબ લેવાથી ઘણોજ ફાયદો થાય છે.

લી. રસાયનાચાર્ય. વેલજીભાઇ જેશીંગભાઇ પટેલ.
ગામ ખેડાસવ પોસ્ટ દેલાય વાયા, વીસનગર
પટેલ વાસમાં.

**૭૫ હીંગળોકમાંથી કાઢેલો પારદઃ—**

પારદને તેનાથી દસ ઘણા પ્રમાણે લીલી હળદરના રસમાં સીંધાલુણમાં, ઇંટના લુણામાં અને લીંબુના રસમાં સિંધવ નાખી દરેકમાં આઠ આઠ દિવસ સુધી ઘુંટી સાફ કરી પછી લીંબુના રસમાં સુરોખાર નાખી ઘુંટી પારદ સાફ કરી પીલુડીના દસ ઘણા રસમાં ઘુંટી સાફ કરી પછી પીળા ફુલના હાડીયા કરસણના દસ ઘણા રસમાં ઘુંટી સુકવી સરાવસંપુટમાં મુકી તેને કાથો, હીરાકસી, મીઠું અને કચરો તેની પાંચ કપડમાટી કરવી, તે પછી પાંચ તોલા પારદ હોય તો ત્રણ શેર છાણામાં ભઠ્ઠી આપવી. તોલે તોલ પારદભસ્મ ઉતરશે.

ત્યારબાદ વળી દરેક પુટે દસ ઘણા હાડીયા કરસણના રસમાં ઘુંટી છશેર, બાર શેર, ચોવીશેર અને અડતાલીસ શેર છાણાની ભઠ્ઠી આપવી ભગવા રંગની ભસ્મ થાય ત્યાર પછી ફરી હાડીયા કરસણની ભઠ્ઠીમાં ૪૮ શેર છાણામાં ફુકવી, તે પારદભસ્મ તોલે તોલ રહી ભગવા રંગની ભસ્મ થઇને નિર્ધૂમ ભસ્મ થાય છે તેની માત્રા એક ચોખાભારની મોટા માણસને અપાય છે. ગત વીર્યવાળાને તથા શરીરની પ્રકૃતિને અનુસરીને દરેક રોગોમાં યોગ્ય અનુપાનથી અપાય છે. મહાદેવજીની કૃપા સિવાય આ ભસ્મ થતી નથી અને આ ભસ્મ કોઇને વેચવી નહિ અને વેચવાથી પાપ લાગે છે.

લી. ડાહ્યાભાઈ જેઠારામ દવે વૈદ્ય, મું. ચાંગા.

**૭૬. ધાતુપુષ્ટીનો અકસીર પ્રયોગઃ—**

વિર્યસ્તંભનાવટીઃ—જાયફળ તો. ૧, લવીંગ તો ૧, કેસર તો. ૧, ઇલાયચી તો. ૧, અફીણ તો. ૧, અકલગરો તો. ૧, સર્વેને સમભાગે લઇ પ્રથમ અફીણને પલાળી એક રસ થાય એટલે સર્વેને બારીક ચાળી નાગરવેલના પાનના રસમા ઘુંટી ચણોઠી જેવડી ગોળીઓ વાળવી. સવાર–સાંજ એકેકી ગોળી વાપરવી.

વૈદ્યશાસ્ત્રી શંકરલાલ મૂળશંકર રતનપુરવાળા.
ભિષગાચાર્ય–( એન. એ. એમ. વી. ) મુ. ડાકોર.

**૭૭. સારિવાદીવટી** ( કાનના રોગો માટે ).

અનંતમૂળ, જેઠીમધ, કઠ, તજ, તેજપત્ર, એલચી, નાગકેસર, પ્રિયંગુ, કમળના ફુલ, ગળો, લવીંગ, હરડે, બહેડાં, આમળાં એ દરેક એક એક ભાગ, લોહભસ્મ ૧૪ ભાગ ( ચૌદભાગ ), અભ્રક ચૌદ ભાગ, પ્રથમ કાષ્ટૌષધીઓનું ચૂર્ણ કરી પછી તેમાં ભસ્મો મેળવવી. બાદ ભાંગરાનો રસ ને શ્વેત અરજુન-છાલની ભાવના આપવી. બાદ જવનો કવાથ, મકોયનો રસ, ચણોઠીનાં મૂળ, એ દરેકની ભાવનાઓ આપવી. બાદ બએ રતિની ગોળીઓ વાળવી.

માત્રા. અંકકી ગોળી દિવસમાં ત્રણ વખત ગળવી. ઉપર ધારોષ્ણ દૂધ પીવું.

ઉપયોગ. કાનનુ બહેરાપણું, કાન વહેવો, મગજમાં ગરમીની અસરથી કે જ્ઞાનતંતુજન્યવિકૃતિ થવાથી આવેલું બહેરાપણું, વાયુના પ્રકોપથી થનારી કાનની પીડા વિગેરે દુર થાય છે. ખાસ કરી કાનના રોગોનું અચુક મહૌષધ છે.

**૭૮. માણેકરસાદિ ગુટીકાઃ—**

માણેકરસ, શુદ્ધ હિંગળોક, એળીયો, પીંપર, સિંધવ, સંચળ. ઇંદ્રજવ, ગોકરણીના બીજ, એ દરેક બએ તોલા, શુદ્ધશીલા (મનશીલ), શુદ્ધ ટંકણ, યવક્ષાર, સુંઠ, મરી, અજમો, અક્કલકરો, વિડંગ, એ દરેક એકેક તોલો, કેસર, જાયફળ જાવંત્રી, ઇલાયચી, તેજપાત, ઉશારેરેવન્દ, ઘોડાની પાંખ, એ, દરેક અડધો અડધો તોલો, તથા કસ્તુરી પા તોલો નાખી પાનના રસમાં ત્રણ દિવસ ઘુંટવી ને રતિ રતિ ભારની ગોળી બનાવવી. દિવસમાં ત્રણ વાર અંકકી ગોળી આપવી,

ઉપયોગઃ—બાળકોના શ્વાસ, હૃદયાવરોધ, આફરો, ખાંસી, અતિસાર, તાવ, શૂળ, નાશ પામે છે. બાળકોની હાંફણી, વરાધમાં ( ન્યુમોનીયામાં ) પ્રભાવ તુરત બતાવે છે.

**૭૯ નૂતન પ્રબુત સિતોપલાદિ ચૂર્ણ—**

તજ ૧ તોલો, ઇલાયચી તોલા ૨, પીંપર ચાર તોલા, જેઠીમધ ચાર તોલા, ગુલેમનફસા ચાર તોલા, ગાવજવાન ચાર તોલા, તાલીસપત્ર ચાર તોલા, વંશલોચન આઠ તોલા, સાકર સોળ તોલા સાથે મેળવી ચૂર્ણ બનાવવું.

ઉપયોગ—દરેક જાતની ખાંસી, શ્વાસ, શરદી, જ્વર, દાહ, મંદાગ્ની ને ન્યુમોનીઆમાં અત્યંત ફાયદો કરે છે.

**૮૦ અપસ્માર હરસિદ્ધયોગ—**

માણુસને જ્યારે ફાંસી આપવામાં આવે છે ત્યારે તેના ગળે બાંધેલી રસી કે જે રક્તથી પલળેલી હોય છે તે લાવી તેને એકાંતમાં બાળીને તેની રાખ બનાવવી તે રાખ ઠંડા પાણી સાથે આપવાથી અપસ્માર નાસ પામે છે. અપસ્મારનો આ સિદ્ધ અને અત્યંત ગોપનીય પ્રયોગ છે.

વૈદ્ય વાચસ્પતિ, ભિષગાચાર્ય.
વૈદ્યશાસ્ત્રી વાસુદેવ શામળદાસ ગોર
વડાગામવાળા હાલ અમદાવાદ.
હનુમાનવાળી પોળના નાકે ખોડી—આમલી.

**૮૧ ઉરઃક્ષતનો ઉપાયઃ—**

પીપળની લાખ ચાર વાલ, મોતીની પીષ્ટિ ૧ વાલ, પ્રવાલપીષ્ટિ ૧ વાલ, ગોરૂચંદન ૧ વાલ, અભ્રક ૧ વાલ, સિતોપલાદિ ૩ વાલ, સાથે મેળવી ઉપરની વસ્તુઓના ત્રણ પડીકા બનાવવાં સવાર, બપોર સાંજ ઘી સાથે ચાટી ઉપર ભુરા કોળાનો રસ દર ટાઈમે નવટાંકથી પાશેર આપવો. ઉરઃક્ષત ઉપર સુંદર કાર્ય કરે છે. એવું પ્રેકટીશમાં અનેક વખત અનુભવ્યું છે.

**૮૨ કર્ણ સ્રાવહર—**

જંગલી સુરણનો ડાંડો લાવી તેનો પુટપાકથી રસ કાઢવો ને કાનમાં નાખવો જેથી ભયંકર જન્મજ કર્ણ સ્રાવ હોય તો પણ મટે છે.

**૮૩ નાસા કૃમિહર ઘૃત—**

હીંગ, ગંધક, મનશિલ, કડાછાલ, વછનાગ, આંબાહળદર, દારૂહળદર, વાવડીંગ, સરગવાની શીંગોનાં બીજ એ દરેક દસ દસ માસા, લીંબડાની લીંબોળી ૨ તોલા, મરી પાંચ માસા બધાંને ગોમૂત્ર સાથે ખરલ કરીને નાની નાની ટીકડીઓ બાંધવી, પછી એક કઢાઈમાં પોણો શેર ગાયનું ઘી નાખી ચુલાપર ચઢાવવું, ઘી ગરમ થાય ત્યારે તેમાં ઉપરોક્ત ટીકડીઓ મુકવીને મંદાગ્નિ રાખવો. જ્યારે ટીકડીઓ કાળી પડે ત્યારે કડાઈ ઉતારી લઇ ઘીને ગળી લેવું ને બાટલીમાં ભરવું.

**ઉપયોગ**—આ ઘીને બન્ને નસકોરામાં સવાર, બપોર, સાંજ ત્રણ વખત પાંચ પાંચ ટીપાં ચઢાવવું જેથી થોડાક દિવસમાં નાકના સર્વ કૃમિ મટી જઇને નીકળી જશે.

વૈદ્ય **છોટાલાલ શામળદાસ** ગોર—વૈદ્યવર્ય **વડાગામ.**

**૮૪ લોહીવા બંધ કરવા માટે સોગટીઃ—**

કાથો, કાંટાળુંમાયુ, કપુર, મોટો ઈલાયચી પઠાણી લોધર પડવાસ, મેથી, અને જીરૂ આ બધાંને વાટીને ફટકડીના રસમાં સોગટી કરી અંદર મુકવાથી બંધ થાય છે.

હરસનો ઉપાય ૧ લો.

સરસવનાં બીજ, ભાંગ, ખાખરાના બીજનો માવો, બકાનનું બીજ દરેક સરખે ભાગે લઈ વાટી અઢી તોલા માખણમાં એક તોલો દવા ચાલીસ દિવસ લેવાથી ગમે તેવા હરસમસા ખરી પડે છે ખોરાકમાં ફકત દૂધ ભાતજ લેવાં.

**૮૫ હરસનો બીજો ઉપાયઃ—**

ગધેડાના લીંડાંને બાળી નાખી અને તે રાખની લીંબોળીના તેલમાં મલમ બનાવી મસા ઉપર ચોપડવાથી ખરી પડે છે. આ દવા લગાયા બાદ ઉપરથી રૂનું પુમડુ કરી લંગોટ બંધાવવો.

**૮૬ હરસનો ઉપાય ત્રીજો**

ધોળી ચનોઠીને વાટી નાંખીને ગલકુ અડધુ ચીરીને બરાબર ગુદાના

ભાગમાં રહે તે પ્રમાણે ચીરી કરવી તેમાં ચનોઠીની ભૂકી નાંખવાને તે કકડાને અગ્ની ઉપર થોડું બાફી નાખી ગુદા ઉપર મુકયા બાદ લંગોટ પહેરાવી દેવો. ત્રણ યાતો સાત પાટામાં નાબુદ થાય છે. કદાચીત્ સાત પાટામાં ખરી ન પડે તો થોડા રોજ એકલું લીંબોળીનું તેલ માલીસ કરવા માટે આપવું જેથી ખરી પડશે. ઉપરના વધુમાં વધુ સાત પાટાથી નાબુદ થાય છેજ અને જીંદગીમાં ફરી થતા નથી.

ઉપરના ત્રણે પ્રયોગો ખાસ અનુભૂત છે.

**૮૭ ગરમીનો ખાસ નુકશો:—**

ધોળી ચનોઠી તો. ૧૦ તેને દાળ બનાવવાની ઘંટીમાં દાળ બનાવી એક તોલે એક શેર ગાયનું દુધ લેવું અને તે દુધમાં ભરડી નાખેલી ચનોઠી તો. ૧૦ ની પોટલી કરી દુધમાં નાખી દેવી તે દુધને અગ્ની ઉપર મુકવું જ્યારે ચનોઠી ખુબ બફાઈ જાય ત્યારે ઉતારી સુકવી ખાંડી લેવું અને તે ચનોઠીના ભૂકાના વજનની બરાબર ચંન્દ્રપુટી પ્રવાલ તેમજ શુક્તિ ભસ્મ લેવી બધું ખલમાં વાટી ભેગું કરી શીશીમાં ભરી લેવું આમાંથી એક રતિથી એક વાલ સુધીનું બલાબલ જોઇ દુધ સાકર અને ઘીમાં આપવું ગમે તેવી શરીરની તજાગરમી ક્ષય, હિસ્ટીરીઆ, તથા ધાતુના વિકારોમાં આપી શકાય છે. આ પ્રયોગ પેટલાદના મ્હારા ગુરુ વૈદ્ય અંબાલાલ છગનલાલ કે જેઓ ત્યાંના એક સુપ્રસિદ્ધ વૈદ્ય છે તેઓનો ૨૭ વર્ષનો આ દવાનો પૂર્ણ અનુભવ છે અને ઘણા કેસો આ દવાથી મટાડયા છે. તેમના તરફથી મને બતાવામાં આવેલો જેનો હું પણ ઘણા વર્ષોથી પ્રેકટીસમાં ઉપયોગ કરી યશનો ભાગી થયો છું.

વૈદ્યશાસ્ત્રી અનીરૂધપ્રસાદ માણેકલાલ.
ભિષગાચાર્ય પ્રધાનમંત્રી અમદાવાદ
વૈદ્યસભા ધોળીકુઈ વૈદ્યની ખડકી—પેટલાદ.

**૮૮ નળબંધ વાયુનો અકસીર ઉપાય:—**

કાચકાં નં—૫૦ શેકી અને વાટી નાખી તેમાં પીત્તપાપડો તો. ૧ ઇંદ્રજવ તો. ૧ કરીયાતાની પાંદડી તો. ૧ માલકાંકણી તો. ૧ માગાં તો. ૧ મરડાશીંગ તો. ૧ દીકામાલી તો. ૧ જાયફળ તો. ૧ અજમો તો. ૧ કકુ તો. ૧ મળમાળી અજમો તો. ૧ બંગડીખાર તો. ૧ જાવંત્રી તો. ૧ વખમોથ તો. ૧ કેસર તો. ૧ લવીંગ તો. ૧ ધોળાંમરી તો ૧ ઇલાયચી—પીપર સંચળ સાજીખાર સીંધવ ગંઠોડા હરડેદળ દરેક એક એક તોલો ઉપરની ચાજોને ખાંડી આદાના રસમાં ચણીબોર જેવડી ગોળી વાળવી સવાર સાંજ ગોળી દેવી ચૂક અજીર્ણ નળાબંધ વાયુ ગોળો ક્રમી તથા પેટનાં તમામ દર્દો મટાડે છે.

**૮૯ ક્રમી નાશક:—**

વાવડીંગ, ઇન્દ્રજવ કીરમાણી અજમો એળીયો સરખે વજને લઈ ખાંડી નાખી પાણી સાથે આપવું તેની પેટના તમામ ક્રમી મરી જઈ ઝાડાવાટે બહાર નીકળી જાય છે.

વૈદ્ય રામપ્રસાદ 'આર' શુકલ.
મલાવાસવાળા—ઢાળની પોળ

**૯૦ કમળાનો અકસીર ઉપાયઃ—**

કાળીજીરી, હીમજ, ઇન્દ્રજવ, કરીયાતુ, નસોતર, પિત્તપાપડો, મીઢીઆવળ સાજીખાર દરેક ચાર ચાર તોલા અને જુનો ગોળ નવટાંક લેવો.

ઉપરની બધી ચીજો ખાંડી નાખી સાત પડીકાં કરવાં અને તેને એક પડીકાંને એક શેર પાણીમાં ઉકાળી નવટાંક પાણી રહે ત્યારે ઉતારી તેમાં બે રૂપીઆભાર જુનો ગોળ નાખી પાવું સાત દિવસની અંદર પાવાથી બીલકુલ આરામ થઈ જાય છે.

**૯૧ અંધકોશનો અકસીર ઉપાયઃ—**

હીમજ તો. ૩ ત્રીફલા તો. ૬ સોનામુખી તો ૩ સીંત્રવ તો. ૧ાા કરીયાતાની પાંદડી તો. ૨ કાળીદ્રાક્ષ તો. ૪ મજીઠ તો. ૨ દાડમની છાલ તો. ૧ એળીયો તો. ૩ ઇન્દ્રજવ તો. ૨ ગરમાળાનો ગોળ તો. ૨ વાટી લિંબુના રસમાં ચણોબોર જેવડી ગોળી કરી સુતી વખતે એક ગોળીથી એક જુલાબ બે ગોળીથી બે એવી રીતે થાય છે.

વૈદ્ય રાજેન્દ્રપ્રસાદ અંબાલાલ
લીંબાકુઇ પેટલાદ.

**૯૨ બ્રેઇન ટૉનીકઃ—**

શંખાવલી, બ્રાહ્મી, વજ, ઉપલેટ અંગેડો સુંઠ, શતાવરી, વાવડીંગ, ગળો, આ બધાંને સરખે ભાગે લઈ ખાંડી તે વજનની બરાબર સાકર નાખવી અને તેમાં શુદ્ધ શીલાજીત ૧/૨ નાખી ગોળી ચણાના પ્રમાણમાં વાળી દૂધ સાથે આપવી જેથી સ્મરણ શક્તિ વધે છે.

આમાતિસારનો અકસીર ઉપાય

ખારેક નં. ૪ પાણીમાં પલાળી અંદરથી બીયો કહાડી નાખી ગાંજો તો. ૦। કાથો તો. ૦ાા સોપારીનાં ફુલ તો. ૦ાા હીંગ તો. ૦। જાયફળ નં. ૧ જાવંત્રી તો. ૦। અને લસણની એક જીંડવાની ફોલેલી કળીયો લસણ વગર ની બધી ચીજો વાટી ત્રણ ખારેકોના ખોખામાં ભરી તે ખારેકો ઉપર ઝીણું કપડુ વીંટી કપડ માટી કરવી પછી બે ત્રણ છાણાં સળગાવી તેમાં ચારે ખારેકો મુકવી તે ત્યારે સારી બફાય ત્યારે કહાડી ઠંડી પડે ત્યારે કપડછાન કહાડીનાખી ખલમાં નાખી વાટવું અને તેમાં અફીણ બે આની ભાર નાખવું અને તેની મગના જેવડી ગોળીયો કરી સવાર સાંજ આપવી જેથી ગમે તેવો જુનો મરડો મટી જાય છે.

વૈદ્ય ભૂષણ અનુપ્રસાદ ખોડીદાસ
ધુસાપારેખની પોળ અમદાવાદ.

**૯૩. અર્શહરઃ—**

હરડેદળ તો. ૪, રસવંતિ તો. ૧, હીમજ તો. ૧, ( એરંડીયા તેલમાં તળેલી ) ગુલાબ ફુલ ૦ાા તો. લીંબુડીના બીજ ૧ તો. સોનામુખી ૧ તોલો. ઇંદ્રજવ ૪ તો. એલચી ૦। તો. નાગ કેશર ૦। તો. પ્રવાલપીષ્ટી ૦। તો. કેરબો ૦)= આનીભાર; વરીઆળી ૦ાા તો.

ઉપાય–બાવળની અંતરછાલ કે નાગલી દુધેલીના પાનના ઉકાળા જોડે સવાર સાંજ પા, પા તોલો લેવું ને ઉપર તાજી છાશ પીવી.

**વૈદ્યશાસ્ત્રી શામળદાસ સેવકરામ ગોર**
વડાગામવાળા તરફથી.

**૯૪. અર્શોહર મલમ:—**

શુદ્ધ બોદાર, પાપડીઓ કાથો, જસતનું કાંસાજન, એલચી, દરેક સરખાં વજને લેવી. એ ચારથી અડધું કપુર. એ સર્વ વસ્તુઓથી ચાર ઘણી દેડકાની ચરબીને અભાવે ગાયનું ઘી લઈ મલમ બનાવી મસાપર ચોપડવો.

ગાયનું ઘી વાપરવું હોય તો હજાર વખત પાણીથી ધોયાબાદ વાપરવું.

**વૈદ્યશાસ્ત્રી શામળદાસ સેવકરામ**
**વડાગામવાળા, વાયા તલોદ. એ. પી. રેલ્વે**

**૯૫. ધાતુપુષ્ટી કરયોગ:—**

ગંજેટી-(નાગબલા)ના મૂળનું ચૂર્ણ કરી તેમાં ગોખરૂ, તાલમખાનું, શતાવરી, આસંધ, વિદારી, એ બધી ચીજોને સરખાભાગે લઇ ચૂર્ણ બનાવી સવાર સાંજ પા, પા તોલો ફાકી, ઉપર અડધો અડધો શેર દુધ પીવું.

શક્તિ-ધાતુની નબળાઇ માટે સર્વોત્તમ છે.

લી. આયુર્વેદાનુરાગી.
શંકરલાલ તુળજારામ ગોર. વડાગામ–વાયા તલોદ.

**૯૬. અર્શ માટે ખાવાની દવા:—**

હરડે ૧૦ તો. ઇંદ્રજવ ૧૦ તો. રસવંતી ૫ તો. લીંમડાની લીંબોળીની-મીજ ૨॥ તો. સપ્તરંગી ૫ તો. કેરબો ૧ તો. ગુલાબના ફુલ ૨॥ તો. પ્રવાલપિષ્ટી ૧ તો. નાગકેશર ૧ તો. ધાણા ૨॥ તો. વરીઆળી ૨॥ તો. સોનામુખી ૫ તો. એલચી ૧ તો. હીમજ (એરંડીયામાં તળેલી) ૨॥ તો.

આ સર્વેને સાથે મેળવી ચુર્ણ બનાવવું. માત્રા સવાર સાંજ ૦।, ૦। તો. તાજી છાશ જોડે લેવું. છાશમાં મીઠું (સિંધવ), જીરૂં નાખવું. આ પ્રમાણે વાપરવાથી અર્શમાં સારો ફાયદો થાય છે.

**લી.** આયુર્વેદાનુરાગી.
શંકરલાલ તુળજારામ ગોર. વડાગામ–વાયા તલોદ.

**૯૭. પાંડુરોગ:—**

પીંપર, પીપરીમૂળ, ચિત્રક, ચવક, સુંઠ, મરી, દેવદાર, હરડે, બહેડાં, આંબળાં, વાવડીંગ, મોથ, દરેક બારબાર તોલા અને મંડુર છત્રીસ તોલા લેવો. એ સર્વેને નવ શેર ગૌમૂત્રમાં પકાવીને જ્યારે ઘન થાય ત્યારે પા પા રૂપીયા-ભારની ગોળીઓ કરવી. માત્રા સવાર સાંજ એકએક ગોળી વાટીને ફાકી જવી.

**પ્રમેહાન્તકવટી:**–વાંસકપુર, શીલાજીત, રૂમીમસ્તકી, શેરીલોબાન, રાળ, ચણકબાલા, એલચી અને હળદર સમભાગે લઇ તેનું ચુર્ણ કરી સુખડના તેલમાં મર્દન કરી વટાણા જેવડી ગોળીઓ કરવી. માત્રા સવાર સાંજ એકેકી લેવી.

લી. વૈદ્ય નટવરપ્રસાદ નારાયણશંકર શાસ્ત્રી. સ્પ્રુસ્પેશીયાલીસ્ટ અને ગોલ્ડ મેડલીસ્ટ, વૈદ્યભૂષણ, ભિષકશિરોમણી, આયુર્વેદભિષક્ ( નિ. ભા. આ. માહામંડળ ) શ્રાવણમાસ દક્ષિણા પરીક્ષા પાસ ( વડોદરા ). ઠે. સ્વામિનારાયણના મંદીર પાસે અમદાવાદ.

(૯૮) અનુભવિ ઉપાય–

જીવીતપ્રદા ગુટિ–શુદ્ધ ગુગળ, શુદ્ધ શીલાજીત, ગળોનું ઘનસત્વ સહીત ભાંગરાના રસમાં એકવીશ એકવીશ દીવસ ખરલ કરી રતીપુરની ગોળીઓ કરવી. ચાર ચાર ગોળી સવાર સાંજ દુધ સાથે લેવાથી દુર્બલતા જીર્ણજ્વર ધાતુ ક્ષીણતા નાબુદ કરી બળ બુદ્ધિ, યાદશક્તિ વધારે છે. અપૂર્વ રસાયન છે. સ્ત્રીઓનાં આર્તવ દોષને સુધારે છે તથા પ્રદરને મટાડે છે.

૯૯ મેધાવર્ધક ચુર્ણ.

શંખાવળી, ગળો, આમળાં ગોખરૂ અકલકરો, માલકાંગણી વજ, બ્રાહ્મી, શતાવરી, એલચી, સરખે વજને લેવાં. ૦। તોલો સવાર સાંજ દુધમાં લેવાથી યાદ શક્તિ વધે છે. માનસીકશ્રમ કરવાવાળાઓ માટે આ ચૂર્ણ અમૃત સમાન છે.

૧૦૦ ખેરનું ઘી.

ખેરની છાલ તો. ૬૪ અધકચરી ખાંડી ૧૬ ગણા પાણીમાં ઉકાળવી. પતંગ, મજીઠ, દેવદાર રતાંજલી, રતવેલીઓ દારૂહળદર ચોપચીની ગોખરૂ શતાવરી હીમકંદ દુધીઓ કમળનાં મૂળ બીબલો સર્વે ચાર ચાર તોલા લઈ ૧૬ ગણા પાણીમાં અલગ ઉકાળવાં બન્ને ઉકાળામાં ચતુર્થાંશ પાણી બાકી રાખી ચોળી ગાળી લેવાં. ગાયનું ઘી તો. ૧૨૮ ઉપરોક્ત તૈયાર કરેલાં બન્ને પાણીમાં નાંખી ઘી પકાવી લેવું. માત્રા ા થી એક તોલો સવાર સાંજ દુધ સાકર સાથે.

વૈદ્યરાજ અંબાશંકર જી. ત્રિવેદી. ભિષક કેસરી.
પ્રમુખ. અમદાવાદ વૈદ્યસભાના.

(૧૦૧) વાતનાશક.

દાલચીકનો ૧ાા તોલા. સોમલ તો. ૧ાા રસકપુર ૧ાા તોલા લઇને તેને દારૂના એક બાટલામાં ખુબ ઘુંટી આખો દારૂનો બાટલો તેમાં ધીરે ધીરે નાંખીને બધો દારૂ પાઈદેવો બાદ ડમરૂ યંત્રથી ફુલ ઉડાવી લેવા. ચાર પહોર અગ્ની આપવો. તેમાંથી ૨ થી ૪ ચોખાભાર ચાર આની ભાર માખણ સાથે એક વખત આપવો. ખોરાકમાં ઘી દુધને સાકર અને ઘઉં આપવા દવા માખણમાં ગોળી કરીને અદ્ધરથી આપવું. દાંતને ન અડકે તેની સંભાળ રાખવી. કદાચ લાગી જાય તો ઘી ગાયનું લગાડી દેવું. ઉપદંશ વિસ્ફોટક શકતી માટે દમ, શ્વાસ તાપને વાતવિકાર સંધિવા અર્ધાંગવાત વગેરે.

આયુર્વેદ નિપૂણ વૈદ્યભૂષણ પંડિત રામકિશોર માધવરામ પાંડે.
પ્રયાગવાળા હાલ. લુણસાવાડા, કડીઆ નાકા–અમદાવાદ.

૧૦૨ મહાપાચન ચુર્ણ. ( ૧ )

તો. ૨ સુંઠ, તો. ૨ શાહજીરૂ, તો. ૨ સફેદજીરૂ, તો. ૨ ધાણા, તો. ૧

સિંધવ, તો. ૦। ઉત્તમ પ્રકારની સારી શેકેલી હીંગ, તો. ૦। લીંડીપીંપર, તો. ૦। કાળાં મરી, તો. ૨ સાકર સાકરને જુદી ખાંડવી. તો. ૦। લીંબુનું સત્વ.

ગુણ—આફરો, અજીર્ણ, કબજીયાત, નળબંધ વાયુ, સુસ્તી વગેરેને નાબુદ કરે છે.

વૈદ્યભૂષણ ચીમનલાલ ચુનીલાલ લાંઘણજવાળા.
મોટી સાલેપરીની પોળ.

**૧૦૩ પ્રયોગ નં. ૧.** ગડગુમડ, પક્ષઘાત, તથા **ફોલ્લી ફોલ્લા** વગેરે માટે અકસીર—

નાની માખીઓનું મીણ તોલા ૧૦, રાળ તોલા ૫, જીરૂં તોલા ૧, કણ-ઝીયું તેલ તોલા ૧૫, નગોડના પાંદડાંનો રસ તોલા ૧૦.

ગરમ કરી એકત્ર કરવું. ને ગરમ સ્થિતિમાંજ વસ્ત્ર ગાળ કરી લેવું. પછીથી ગરમ કરીને ડબ્બામાં ભરી રાખવું. આનાથી સારો ફાયદો થાય છે. ને મટી જાય છે. પરંતુ તરતજ ફોડી નાખવું હોય તો ઉપર "પોટાશપર મેંગેનેટ એક ચોખા ભાર ઉપર ભભરાવીને પછી પટી લગાવવી. આઠ કલા-કમાંજ તોડી નાખે છે.

પાંડુરંગ આયુર્વેદિક ઔષધાલય
વૈદ્ય નારાયણરાવ બાલકૃષ્ણ પંઢરપુરવાલા દીલ્હી ચકલા, ભુતની આંબલી પાસે

**૧૦૪ અનુભવિ ઉપાય.**

દૈતેન્દ્રરસાયન—શુદ્ધ આમલસારા ગંધકને ત્રીફલાની, દુધની, ચાતુર્જાતની, ગળોની, ભાંગરાના રસની એકવીશ એકવીશ જુદી જુદી ભાવના દેવી. ભાવના આપેલા ગંધકની બરાબર ચોપચીની વરીયાળી, મજીઠ, ગુલાબના ફુલ શુદ્ધ સોના મુખીનાં પાન અને સર્વથી બમણી સાકરનું ચૂર્ણ પ્રમાણ ૦। થી ૦॥ તોલો સવારસાંજ અરધા શેર ગાયના દુધ સાથે આપવું. ઉપદંશ વિસ્ફોટકને મટાડે છે અને યાદશક્તિ વધારે છે વિસ્ફોટક રતવા, ચામડી તથા લોહીના વિકાર મટાડે છે.

વૈદ્ય ગીજુભાઈ અંબાશંકર ત્રિવેદી.
સાંકડીશેરી દેવજી સરૈયાની પોળ અમદાવાદ.

**૧૦૫ ગર્ભિણીનો જ્વર નાશક લેપ—**

કડવી જીરી તોલો ૧। તથા અરીઠાનું પાણી તો. ૧। તથા બકરીનું દુધ તોલા ૧૦ બધાંને વાટી શરીરે લેપ ( માલીસ ) કરવાથી વગર દવા ખાધા સિવાય જ્વરનો ત્રણ દિવસમાં નાશ થાય છે.

વૈદ્ય આત્મારામ ઈશ્વરલાલ શુકલ.
રાયપુર પખાલીની પોળમાં ઘેલા વૈષ્ણવની ખડકી. અમદાવાદ.

**૧૦૬**

૧. શિલાજીત મધુ માક્ષીક યોગ. ક્ષય પહેલા તથા બીજા સ્ટેઈજની શરૂ-

